# શ્રી પુરુષોત્તમ માહાત્મ્ય

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ

# શ્રી પુરુષોત્તમ માહાત્મ્ય

મૂળ સહિત

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું,
સાસુન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ,—મુંબઇ.

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

મૂલ્ય રૂ. ૦-૧૨-૦

# નોંધ

——:૦:——

શ્રી પુરુષોત્તમ માસની કથાનું બાળબોધ લિપિમાં ભાષાંતર થયેલ છે, પણ તે વ્યાસ કે જેઓ કથા કરનારા છે તેઓને ખપ લાગે એવું છે. સામાન્ય જિજ્ઞાસુ પુરુષવર્ગ તથા સ્ત્રીવર્ગ જેઓને આ કથાનો એક અધ્યાય સાંભળ્યા કે વાંચ્યા પહેલાં પુરુષોત્તમ માસમાં જમવું જ નહિ, એવો નિયમ હોય છે તેઓને તથા વ્યાસ સંભળાવનાર ન હોય તેવાઓને ઘણી અડચણ આવતી હોવાથી આ ગ્રન્થને પુસ્તકના આકારમાં બહાર પાડવા માટે ઘણા તરફથી માગણી થતી હોવાથી, પુસ્તકના આકારે આ ગ્રન્થ ગુજરાતી ભાષામાં બહાર પાડવામાં આવ્યો છે. બૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માસના ૩૧ અધ્યાય છે. આમાં મળ માસની ઉત્પત્તિ, કેવી રીતે પુરુષોત્તમ માસ થયો તે, પુરુષોત્તમ માસનો વિધિ, કેવી રીતે તેનું વ્રત, સ્નાન તથા દાન તેમ જ ભોજન કરવું, વગેરેનું સાંગોપાગ નિરૂપણ કરવામાં આવ્યું છે. પુરુષોત્તમ માસનું વ્રત કરનારી પાંચાલીની, દૃઢધન્વા રાજાની, ચિત્રબાહુ રાજાની, કદરી બ્રાહ્મણની સુંદર કથાઓ વર્ણવી છે. ૩૦ મા અધ્યાયમાં સ્ત્રીઓના ધર્મો વિસ્તારથી વર્ણવ્યા છે. પુરુષોત્તમ માસનું વ્રતોદ્યાપન કેવી રીતે કરવું તથા ષોડશોપચાર પૂજન કેવી રીતે કરવું, તે સર્વ આમાં વિસ્તારથી આપવામાં આવ્યું છે. સનાતન ધર્મોપર પ્રીતિ રાખનારા શ્રદ્ધાળુ પુરુષો આ ગ્રન્થ વાંચી તે પ્રમાણે ધર્માચરણ કરશે તો આ પુસ્તક પ્રકટ કરનારાઓનો પ્રયાસ સફળ થયલો ગણાશે.

# અનુક્રમણિકા

# શ્રી પુરુષોત્તમ માહાત્મ્ય

## અધ્યાય ૧ લો

### શુકનું નૈમિષારણ્યમાં આગમન

श्रीगणेशाय नमः ॥ श्रीगुरुभ्यो नमः ॥ वंदे वंदारुमंदारं वृंदावनविनोदिनम् ॥ वृंदावनकलानाथं पुरुषोत्तममद्भुतम् ॥१॥ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥ देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ २ ॥ नैमिषारण्यमाजग्मुर्मुनयः सत्रकाम्यया ॥ असितो देवलः पैलः सुमंतुः पिप्पलायनः ॥ ३ ॥ सुमतिः काश्यपश्चैव जाबालिर्भृगुरंगिराः ॥ वामदेवः सुतीक्ष्णश्च शरभंगश्च पर्वतः ॥४ ॥ आपस्तंबोऽथ मांडव्योऽगस्त्यः कात्यायनस्तथा ॥ रथीतरो ऋभुश्चैव कपिलो रैभ्य एव च ॥ ५ ॥ गौतमो मुद्गलश्चैव कौशिको गालवः क्रतुः ॥ अत्रिर्बभ्रुस्त्रितः

વંદન કરનારા ભક્તોને કલ્પવૃક્ષ સમાન ફળ આપનારા, વૃંદાવનમાં ક્રીડા કરનારા તથા વૃંદાવનના ચંદ્ર જેવા તથા સકલ જગતથી વિલક્ષણરૂપ, પરમપુરુષોત્તમ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[૧] સર્વ નરમાં શ્રેષ્ઠ નર તથા નારાયણ પરમાત્માને, સરસ્વતી દેવીને અને વેદવ્યાસ ઋષિને નમસ્કાર કરીને શ્રી પુરુષોત્તમ માહાત્મ્યનો હું આરંભ કરું છું.[૨] નૈમિષારણ્ય વિષે યજ્ઞ કરવાની ઇચ્છાથી બહુ ઋષિ ભેગા થયા. તેનાં નામ અસિત, દેવલ, પૈલ, સુમંતુ, પિપ્પલાયન,[૩] સુમતિ, કાશ્યપ, જાબાલિ, ભૃગુ, અંગિરા, વામદેવ, સુતીક્ષ્ણ, શરભંગ, પર્વત,[૪] આપસ્તંબ, માંડવ્ય, અગસ્ત્ય, કાત્યાયન, રથીતર, ઋભુ, કપિલ, રૈભ્ય,[૫] ગૌતમ, મુદ્ગલ, કૌશિક.

**शक्तिर्बुधो बौधायनो वसुः ॥ ६ ॥ कौंडिन्यः पृथुहारितौ धूम्रः शङ्कुश्च संकृतिः ॥ शनिर्विभांडकः पङ्को गर्गः काणाद एव च ॥ ७॥ जमदग्निर्भरद्वाजो धूमपो मौनभार्गवः ॥ कर्कशः शौनकश्चैव शतानंदो महातपाः ॥ ८ ॥ विशालाख्यो विष्णुवृद्धो जर्जरो जयजंगमौ ॥ पारः पाशधरः पूरो महाकायोऽथ जैमिनिः ॥ ९ ॥ महाग्रीवो महाबाहुर्महोदरमहाबलौ ॥ उद्दालको महासेन आर्त्त आमलकप्रियः ॥१०॥ ऊर्ध्वबाहुरूर्ध्वपाद एकपादश्च दुर्धरः ॥ उग्रशीलो जलाशी च पिंगलोऽत्रिर्ऋभुस्तथा ॥ ११ ॥ शांडीरः करुणः कालः कैवल्यश्च कलाधरः ॥ श्वेतबाहू रोमपादः कद्रुः कालाग्निरुद्रगः ॥१२॥ श्वेताश्वतर एवाद्याः शरभंगः पृथुश्रवाः ॥ एते सशिष्या ब्रह्मिष्ठा वेदवेदांगपारगाः ॥ १३ ॥ लोकानुग्रहकर्त्तारः परोपकृतिशीलिनः ॥ परप्रिय-**

ગાલવ, ક્રતુ, અત્રિ, બભ્રુ, ત્રિત, શક્તિ, બુધ, બૌધાયન, વસુ,[६] કૌડિન્ય, પૃથુ, હારિત, ધૂમ્ર, શંકુ, સંકૃતિ, શનિ, વિભાંડક, પંક, ગર્ગ, કણાદ,[૭] જમદગ્નિ, ભરદ્વાજ, ધૂમપ, મૌનભાર્ગવ, કર્કશ, શૌનક, શતાનંદ, મહાતપ,[૮] વિશાલ, વિષ્ણુવૃદ્ધ, જર્જર, જય, જંગમ, પાર, પાશધર, પૂર, મહાકાય, જૈમિનિ,[૯] મહાગ્રીવ, મહાબાહુ, મહોદર, મહાબલ, ઉદ્દાલક, મહાસેન, આર્ત્ત, આમલકપ્રિય,[૧૦] ઊર્ધ્વબાહુ, ઊર્ધ્વપાદ, એકપાદ, દુર્ધર, ઉગ્રશીલ, જલાશી, પિંગલ, અત્રિ, ઋભુ,[૧૧] શાંડીલ્ય, કરુણ, કાલ, કૈવલ્ય, કલાધર, શ્વેતબાહુ, રોમપાદ, કદ્રુ, કાલાગ્નિરુદ્રગ,[૧૨] શ્વેતાશ્વતર, પૃથુશ્રવા તથા શરભંગ, આ સર્વ ઋષિ તેમ તેમના શિષ્ય સર્વે બ્રહ્મનિષ્ઠ તથા વેદ અને વેદાંગ જાણનારા હતા.[૧૩] તેમ છતાં લોકોનાપર

**रता नित्यं श्रौतस्मार्तपरायणाः ॥ १४ ॥ नैमिषारण्यमासाद्य सत्रं कर्तुं समुद्यताः ॥ तीर्थयात्रामथोद्दिश्य गेहात्सूतो विनिर्गतः ॥ १५ ॥ पृथिवीं पर्यटन्नेव नैमिषे दृष्टवान्मुनीन् ॥ तान्सशिष्यान्नमस्कर्तुं संसारार्णवतारकान् ॥ १६ ॥ सूतः प्रहर्षितः प्रागाद्यत्रासंस्ते मुनीश्वराः ॥ ततः सूतं समायातं रक्तवल्कलधारिणम् ॥ १७ ॥ प्रसन्नवदनं शांतं परमार्थविशारदम् ॥ अशेषगुणसंपन्नमशेषानंदसंप्लुतम् ॥ १८ ॥ ऊर्ध्वपुंड्रधरं श्रीमन्नाममुद्राविराजितम् ॥ शङ्खचक्रधरं दिव्यगोपीचंदनमृत्स्नया**

અનુગ્રહ કરનારા, પરોપકાર કરનારા, લોકોનું પ્રિય કરવાની ઇચ્છાવાળા, વેદ તથા સ્મૃતિમાં જે કંઈ કર્મ કહ્યાં છે, તે પ્રમાણે યજ્ઞાદિક કર્મ કરનારા,[૧૪] આ સર્વ ઋષિ નૈમિષારણ્યમાં ભેગા થઈ યજ્ઞ કરવા માટે પ્રવૃત્ત થયા. આ સમયે સૂત ઋષિ પણ તીર્થયાત્રાને નિમિત્તે પોતાના સ્થાનમાંથી બહાર નિકળ્યા.[૧૫] પછી પૃથ્વી ઉપર ફરતા ફરતા નૈમિષારણ્યમાં તેઓ આવ્યા. ત્યાં સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર શિષ્ય સહવર્તમાન એવા સર્વ ઋષિઓને પોતપોતાના શિષ્યો સાથે બેઠેલા દીઠા. તે સર્વને જોતાં જ સૂતપુરાણિકે તેઓને નમસ્કાર કર્યા.[૧૬]

તે ઋષિઓએ પણ બહુ માનથી સૂતપુરાણિકનો આદર સત્કાર કર્યો. તીર્થાટન સમયે સૂતપુરાણિકે રક્તવર્ણ વલ્કલ ધારણ કરેલાં હતાં.[૧૭] તેમનું મુખ પ્રસન્ન છતાં શરીરની આકૃતિ અતિ શાંત અને પરમાર્થ જાણવામાં અતિ કુશળ હતી. તેઓ સકલ ગુણથી સંપન્ન એવા બ્રહ્માનંદ વિષે મગ્ન રહેનારા હતા.[૧૮] તેમણે શરીર ઉપર ઉર્ધ્વપુંડ્ર ધારણ કરેલું હતું તથા લક્ષ્મીયુક્ત ભગવાનનું નામ જે મુદ્રા ઉપર છે, એવી મુદ્રાથી તેઓ વિરાજમાન હતા. ગોપીચંદને કરીને શંખ–ચક્ર ઇત્યાદિક મુદ્રા તેમણે

॥ १९ ॥ लसच्छ्रीतुलसीमालं जटामुकुटमंडितम् ॥ जपंतं परमं मंत्रं हरेः शरणमद्भुतम् ॥ २० ॥ सर्वशास्त्रार्थसारज्ञं सर्वलोकहितेरतम् ॥ जितेंद्रियं जितक्रोधं जीवन्मुक्तं जगद्गुरुम् ॥ २१ ॥ व्यासप्रसादसंपन्नं व्यासवद्विगतस्पृहम् ॥ तं दृष्ट्वा सहसोत्थाय नैमिषेया महर्षयः ॥ २२ ॥ श्रोतुकामाः समावव्रुर्विचित्रा विविधाः कथाः ॥ ततः सूतो विनीतात्मा सर्वानृषिवरान्मुदा ॥ बद्धांजलिपुटो भूत्वा ननाम दंडवन्मुहुः ॥२३॥ ऋषय ऊचुः ॥ सूत सूत चिरं जीव महाभागवतो भवान् ॥ अस्माभिस्त्वासनं तेऽद्य कल्पितं सुमनोहरम् ॥ २४ ॥ अत्रास्यतां महाभाग श्रांतोऽसीत्यवदन्द्विजाः ॥ इत्युक्त्वा सूपविष्टेषु

ધારણ કરી હતી.[૧૯] સુંદર તુલસીની માળા તેમણે ધારણ કરી હતી. મસ્તક ઉપર જટાનો મુકૂટ ધારણ કર્યો હતો. અતિ સુશોભિત અને ઉત્કૃષ્ટ મંત્રનો મુખવડે તેઓ જપ કરતા હતા.[૨૦] તેઓ સર્વ શાસ્ત્રનું તાત્પર્ય જાણનારા તથા સકલ લોકના હિત વિષે આસક્ત રહેનારા, ઇન્દ્રિયો અને ક્રોધનો પરાજય કરેલા એવા, જીવન્મુક્ત, સકલ જંગતને હિતોપદેશ કરનારા,[૨૧] વ્યાસ મુનિનો નિર્મળ જ્ઞાનરૂપી પ્રસાદ પામેલા, તથા વ્યાસ જેવા જ નિઃસ્પૃહ સૂત ઋષિને જોઈ, નૈમિષારણ્યમાંના સર્વ ઋષિ ઉઠી ઉભા થયા.[૨૨]

પછી અનેક પ્રકારની ચિત્ર વિચિત્ર એવી કથા શ્રવણ કરવા માટે સર્વ ઋષિઓ તેમની આસપાસ ઉભા રહ્યા. આ સમયે સૂતે હાથ જોડી તથા નમ્ર થઈ મોટા આનંદથી સર્વ ઋષિને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.[૨૩] ઋષિઓ કહેવા લાગ્યા "હે સૂત ! હે સૂત ! આપ મોટા ભગવદ્ભક્ત છો, આપ અનેક કાળ પર્યંત જીવો. આપને માટે આ સિંહાસન તૈયાર કરેલું છે.[૨૪]

**सर्वेषु च तपस्विषु ॥ २५ ॥ तपोवृद्धिं ततः पृष्ट्वा सर्वान्मुनिगणान्मुदा ॥ निर्दिष्टमासनं भेजे विनयाद्रौमहर्षणिः ॥ २६ ॥ सुखासीनं ततस्तं तु विश्रांतमुपलक्ष्य च ॥ श्रोतुकामाः कथाः पुण्या इदं वचनमब्रुवन् ॥ २७ ॥ ऋषय ऊचुः ॥ सूत सूत महाभाग भाग्यवानसि सांप्रतं ॥ पाराशर्यवचो हार्दं त्वं वेद कृपया गुरोः ॥२८॥ सुखी कच्चिद्भवानद्य चिराद्दृष्टः कथं वने ॥ श्लाघनीयोऽसि पूज्योऽसि व्यासशिष्यशिरोमणे ॥२९॥ संसारेस्मिन्नसारे तु श्रोतव्यानि सहस्रशः ॥ तत्र श्रेयस्करं स्वल्पं सारभूतं च यद्भवेत् ॥ ३० ॥ तन्नो वद महाभाग यत्ते मनसि**

હે સૂત! હે મહાભાગ! તમે ઘણું થાકયા છો. આ સિંહાસન ઉપર બેસો" આ પ્રમાણે સર્વ ઋષિઓ ભાષણ કરીને પોતપોતાના આસન ઉપર બેઠા.[૨૫] પછી સૂતમુનિએ આનંદપૂર્વક સર્વ ઋષિને પ્રશ્ન કર્યો કે, "હે ઋષિઓ! તમારા તપની વૃદ્ધિ તો છે?" એવો પ્રશ્ન કર્યાં પછી તે સર્વ ઋષિઓએ દેખાડાવેલા આસન ઉપર સૂતમુનિ બેઠા.[૨૬] શ્રમથી થાકી ગયેલા, સુખ સંતોષથી બેઠેલા સૂતમુનિને જોઈ, પછી સર્વ ઋષિઓએ વિચિત્ર તથા પુણ્યકારક એવી કથા સાંભળવાની ઇચ્છા જણાવી.[૨૭] "હે સૂત! હે સૂત! હે મહાભાગ! સાંપ્રત કાળમાં તમે મોટા ભાગ્યશાળી છો, કારણ કે આપ ગુરુની કૃપાવડે કરીને વ્યાસવાણીનો સર્વ મર્મ જાણો છો.[૨૮] "હે સૂત! આ વનમાં ઘણે દિવસે અમે તમને જોયા. હે સૂત! આપ પૂજા તથા સ્તુતિ કરવા યોગ્ય છો. કારણ સર્વ વ્યાસના શિષ્યમાં આપ મુખ્ય છો.[૨૯] હે સૂત! આ નિરર્થક સંસારમાં શ્રવણ કરવા લાયક હજારો શાસ્ત્ર છે. આ માંહેથી જે સાર છતાં શ્રેયસ્કર હોય, તે સંસારરૂપી સમુદ્રમાં મગ્ન રહેનારા અમોને હમણાં સંસારરૂપી સમુદ્રમાંથી તાર-

**निश्चितम् ॥ संसारार्णवमग्नानां पारदं शुभदं च यत् ॥ ३१ ॥
अज्ञानतिमिरांधानां नेत्रदानपरायण ॥ वद शीघ्रं कथासारं
भवरोगरसायनं ॥ ३२ ॥ हरिलीलारसोपेतं परमानंदकारणम् ॥
एवं पृष्टः शौनकाद्यैः सूतः प्रोवाच प्रांजलिः ॥ ३३ ॥ सूत
उवाच ॥ शृण्वंतु मुनयः सर्वे मदुक्तं सुमनोहरम् ॥ आदावहं
गतो विप्रास्तीर्थं पुष्करसंज्ञितम् ॥ ३४ ॥ स्नात्वा तृप्त्वा
ऋषीन्पुण्यान्सुरान्पितृगणानथ ॥ ततः प्रयातो यमुनां प्रतिबंध-
विनाशिनीम् ॥ ३५ ॥ क्रमादन्यानि तीर्थानि गत्वा गंगा-
मुपागतः ॥ ततः काशीमुपागम्य गयां गत्वा ततः परम् ॥ ३६ ॥**

નારા એવા તમોએ જે નિશ્ચય કરેલ હોય તે કૃપા કરી કહેશો.[૩૦-૩૧] હે સૂત! અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થનાર માણસોને અંધકારાથી દૂર કરનારા આપ છો. વળી હમણાં સંસારરૂપી રોગથી પીડાયલા અમોને રોગના રસાયનભૂત એવી પવિત્ર કથાનો સાર કૃપા કરી કહો.[૩૨] વળી તે કથાસાર બ્રહ્માનંદનું કારણ છતાં, પરમેશ્વરની લીલારસથી યુક્ત જોઇએ" એ પ્રમાણે શૌનકાદિક ઋષિએ પ્રશ્ન કરવાથી સૂતમુનિ હાથ જોડી તેમને કહેવા લાગ્યા.[૩૩]

સૂત કહે છે-"હે ઋષિઓ! હું તમને મનરંજન કથા કહું છું, તે સાંભળો. હું પ્રથમ તીર્થયાત્રા માટે પુષ્કર નામના તીર્થસ્થાનમાં ગયો.[૩૪] ત્યાં સ્નાન કરી દેવ, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરી ત્યાંથી, સર્વે પાપરૂપી બંધનથી મુક્ત કરનારી એવી પવિત્ર યમુના આગળ હું ગયો.[૩૫] ત્યાંથી અનુક્રમે તીર્થયાત્રા કરતાં કરતાં ગંગા તીરે આવ્યો. પછી કાશીપુરીમાં કેટલોક સમય મુકામ કરી ગયાક્ષેત્ર તરફ ગયો. ત્યાં પિતરનું જે સર્વ કર્તવ્ય કર્મ કરવાનું હતું તે કરી,[૩૬] પછી પવિત્ર કૃષ્ણા તથા વેણી

पितृनिष्ट्वा ततो वेर्णीं कृष्णां च तदनंतरम् ॥ ततः स्नात्वा च गंडक्यां पुलहाश्रममाव्रजम् ॥३७॥ धेनुमत्यामहं स्नात्वा ततः सारस्वते तटे॥ त्रिरात्रमुषितो विप्रास्ततो गोदावरीं गतः ॥३८॥ कृतमालां च कावेरीं निर्विंध्यां ताम्रपर्णिकाम् ॥ तापीं वैहायसीं नंदां नर्मदां शर्मदां गतः ॥३९॥ गत्वा चर्मण्वतीं पश्चात्सेतुबंधमथागमम् ॥ ततो नारायणं द्रष्टुं गतोऽहं बदरीवनम् ॥४०॥ ततो नारायणं दृष्ट्वा तापसानभिवाद्य च ॥ नत्वा स्तुत्वा च तं देवं सिद्धक्षेत्रमुपागतः ॥४१॥ एवमादीषु तीर्थेषु भ्रमन्नागतवान्कुरून् ॥ जांगलं देशमासाद्य हस्तिनापुरगोऽभवं ॥४२॥ तत्र श्रुतं विष्णुरातो राज्यमुत्सृज्य जग्मिवान् ॥ गंगातीरं महापुण्यमृषिभिर्बहुभि-

નદીના તીર ઉપર ગયો. પિતૃનું ત્યાં પૂજન કરી, ગંડકી નદીના તીરપર સ્નાન કરી ત્યાંથી પુલહાશ્રમ તરફ ગયો.[૩૭] ધેનુમતી નામે પવિત્ર નદીમાં સ્નાન કરી પછી સરસ્વતી તીરે ગયો. પછી ત્રણ રાત્રિ મુકામ કર્યાં પછી હું ગોદાવરી તીર્થ તરફ વળ્યો.[૩૮] ત્યાંથી કૃતમાલા, કાવેરી, નિર્વિંધ્યા, તામ્રપર્ણી, તાપી, વૈહાયસી, નંદા અને વળી અત્યંત સુખ આપનારી નર્મદા આ બધે ફરી વળ્યો.[૩૯] પછી ચર્મણ્વતી નદીના તીરપર જઈ સેતુબંધતીર્થ તરફ ગયો. પછી ત્યાંથી નારાયણનું દર્શન કરવું જોઇએ, એમ જાણી બદરિકાશ્રમ તરફ ગયો.[૪૦] ત્યાંથી શ્રીનારાયણનું દર્શન કરી તેમનું સ્તવન કરી, સર્વ ઋષિને નમસ્કાર કરી ત્યાંથી સિદ્ધક્ષેત્ર તરફ ગયો.[૪૧]

હે ઋષિઓ! એ પ્રકારે કહેલાં તીર્થ તરફ ફરતાં ફરતાં કુરુદેશ તથા જાંગલદેશ તરફ ગયો. ત્યાંથી હસ્તિનાપુર તરફ ગયો.[૪૨] ત્યાં મેં એવું સાંભળ્યું કે, પરીક્ષિતરાજા પોતાનો સર્વ રાજ્યવૈભવ છોડી

**द्विजाः ॥४३॥ तत्र सिद्धाः समाजग्मुर्योगिनः सिद्धभूषणाः ॥ देवर्षयश्च तत्रैव निराहाराश्च केचन ॥४४॥ वातांबुपर्णाहाराश्च श्वासाहाराश्च केचन ॥ फलाहाराः परे केचित्फेनाहाराश्च केचन ॥४५॥ तं समाजं प्रष्टुकामस्तत्राहमगमं द्विजाः॥ तत्राजगाम भगवान्ब्रह्मभूतो महामुनिः ॥४६॥ व्यासपुत्रो महातेजाः शुकदेवः प्रतापवान् ॥ श्रीकृष्णचरणांभोजे मनसो धारणां दधत् ॥४७॥ तं द्व्यष्टवर्षं योगीशं कंबुकंठं महोन्नतम् ॥ स्निग्धालकावृतमुखं गूढजत्रुं ज्वलत्प्रभं ॥ ४८ ॥ अवधूतं ब्रह्मभूतं ष्ठीवद्भिर्बालकैर्वृतं ॥**

દર્ષને, મોટા મોટા ઋષિસહવર્તમાન ગંગા નદીના તીરે ગયા છે.[૪૩] એવું સાંભળતાં જ સિદ્ધિરૂપ અલંકાર ધારણ કરનારા મોટા મોટા સિદ્ધયોગી તથા દેવઋષિ ત્યાં આવ્યા હતા. તે પૈકી કેટલાક નિરાહારી હતા,[૪૪] કેટલાક વાયુ ભક્ષણ કરનારા, કેટલાક કેવલ જળનું પાન કરનારા, કેટલાક શ્વાસનો આહાર કરનારા, કેટલાક ફળ ભક્ષણ કરનારા તથા કેટલાક પાણી ઉપર જે ફીણ તરતું આવે છે, તેનું ભક્ષણ કરનારા એમ અનેક પ્રકારના હતા.[૪૫] એવી રીતના સમાજને જોવા માટે હું ત્યાં ગયો તો ત્યાં ભગવાન્ બ્રહ્મનિષ્ઠ શુકાચાર્ય આવ્યા.[૪૬] તે વ્યાસના પુત્ર છતાં મહા તેજસ્વી તથા પ્રતાપી હતા. તેમણે પોતાની અંતઃકરણની વૃત્તિ ભગવાનનાં ચરણકમળમાં ધારણ કરેલી હતી.[૪૭] વળી સોળ વર્ષની ઉમર છતાં યોગાભ્યાસ કરનારા પુરુષોમાં તે શ્રેષ્ઠ હતા. શંખતુલ્ય તેનો કંઠ છતાં અતિ ઉંચા અને તેનું મુખ સ્નિગ્ધ કેશથી વેષ્ટિત થયેલું હતું. તેની પાંસળી પુષ્ટ તથા મેદથી આચ્છાદિત થયેલી હતી તથા તેનું તેજ અતિ પ્રકાશમાન હતું.[૪૮]

તે નગ્ન હતા, આસપાસ પુષ્કળ બાળકો તેમના શરીર ઉપર

**स्त्रीगणैर्धूलिहस्तैश्च मक्षिकाभिर्गजो यथा ॥ ४९ ॥ धूलिधूसर-सर्वांगं शुकं दृष्ट्वा महामुनिं ॥ मुनयः सहसोत्तस्थुर्बद्धांजलिपुटा मुदा ॥५०॥ स्त्रियो मूढाश्च बालास्ते तं दृष्ट्वा दूरतः स्थिताः ॥ पश्चात्तापसमायुक्ताः शुकं नत्वा गृहान् ययुः ॥ ५१ ॥ आसनं कल्पयांचक्रुः शुकायोन्नतमुत्तमम् ॥ आसेदुर्मुनयोऽभोजकर्णि-कायाश्छदा इव ॥ ५२ ॥ तत्रोपविष्टो भगवान्महामुनिर्व्यासा-त्मजो ज्ञानमहाब्धिचंद्रमाः ॥ पूजां दधद्ब्राह्मणकल्पितां तदा रराज तारावृतचंद्रमा इव ॥५३॥ इति श्रीबृहन्नारदीये पुरुषो त्तममाहात्म्ये शुकागमने प्रथमोऽध्यायः ॥१॥**

થુંકતા હતા. કેટલાક હાથમાં ધૂળના ખોબા ભરી તેનાપર નાંખતા હતા. બાળકો તથા સ્ત્રીઓથી, જેમ અરણ્યમાંનો ગજ મક્ષિકાથી વેષ્ટિત હોય છે, તેમ તેઓ વિંટાયલા હતા.[૪૯] તેનું શરીર ધૂળથી ધૂસર [શ્વેતરંગ] થયેલું હતું. આ શુકમુનિને જોઈ સકલ મુનિ તત્કાલ હાથ જોડી ઉભા રહ્યા.[૫૦] પછી સાથે આવેલી સ્ત્રીઓ તથા સર્વ બાળકો, આ પવિત્ર શુકાચાર્યને ઋષિસમુદાય મળી સન્માન આપે છે, એવું જોઈ દૂર ઉભાં રહ્યાં, તથા પોતે જે નિંદ્યકર્મ કરેલું, તેના બદલામાં પશ્ચાત્તાપ કરી શુકાચાર્યને નમસ્કાર કરી તેઓ પોતાપોતાને ઘેર ગયાં.[૫૧] સર્વ ઋષિઓએ શુકાચાર્યને બેસવામાટે મોટું અને ઉંચું આસન આપ્યું. પછી શુકાચાર્યની આસપાસ સર્વ ઋષિ બેઠા. જેવી રીતે કમળની કર્ણિકાને ફરતી પાંખડિયો હોય છે તેજ પ્રમાણે,[૫૨] સર્વ ઋષિના સમુદાયમાં જ્ઞાનરૂપ સમુદ્રમાં ચંદ્રમા પ્રમાણે શુકાચાર્ય સિંહાસન ઉપર બેઠા. ત્યાર પછી સર્વ ઋષિએ તેમની પૂજા કરી. તે વખતે જેવી રીતે નક્ષત્ર-ગણની અંદર ચંદ્ર શોભે છે, તેજ પ્રમાણે શુકાચાર્યની શોભા થઈ રહી.[૫૩]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરુષોત્તમમાહાત્મ્યમાં શુકદેવનું આગમન એ નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.

## અધ્યાય ૨ જો

### પુરુષોત્તમ માસ સંબંધી પ્રશ્ન

**सूत उवाच ॥ राज्ञा पृष्टं शुकेनोक्तं श्रीमद्भागवतं परम् ॥ शुकप्रसादात्तच्छ्रुत्वा दृष्ट्वा राज्ञो विमोक्षणम् ॥ १ ॥ अत्राहमागतो विप्रान् सत्रोद्यमपरायणान् ॥ द्रष्टुकामः कृतार्थोऽहं जातो दीक्षितदर्शनात् ॥ २ ॥ ऋषय ऊचुः ॥ साधो वार्तांतरं त्यक्त्वा सूतापूर्वं वदस्व नः ॥ कृष्णद्वैपायनमुखा यच्छ्रुतं तत्प्रसादतः ॥ ३ ॥ सारात्सारतरां पुण्यां कथामात्मप्रसादनीम् ॥ पाययस्व महाभाग सुधाधिकतरां पराम् ॥ ४ ॥ सूत उवाच ॥ विलोमजोऽपि धन्योऽस्मि यन्मां पृच्छत सत्तमाः ॥**

સૂત કહે છેઃ–હે શૌનકાદિક ઋષિઓ! પછી પરીક્ષિત રાજાએ શુકદેવજીને પ્રશ્ન કરવાથી શુકદેવજીએ તેને ભાગવતની કથા કહી સંભળાવી. તે કથા શુકની કૃપાવડે સાંભળીને તથા પરીક્ષિત રાજાને મોક્ષ પ્રાપ્તિ થઈ તે જોઈને[1] યજ્ઞ કરવાના ઉદ્યોગને માટે પ્રવૃત્ત થયેલા બ્રાહ્મણોને અવલોકન કરવા માટે હું અહીં આવ્યો છું. હે બ્રાહ્મણો! હે ઋષિશ્રેષ્ઠો! તમારા દિક્ષિતનાં દર્શનથી હું આજે કૃતકૃત્ય થયો છું.[2] આ પ્રમાણે સૂતનું વાક્ય સાંભળી શૌનકાદિ ઋષિઓએ પ્રશ્ન કર્યો, "હે સૂત! બીજી વાતોનો ત્યાગ કરી વેદવ્યાસના શ્રીમુખેથી જે અપૂર્વ તમે શ્રવણ કર્યું હોય, તે કૃપા કરીને અમને કહો.[3] હે સૂત! સારાંશમાં મુખ્ય અને આત્માને સુખ આપનારી તથા પુણ્યકારક એવી કથા કહો. હે સૂત! તે અમૃત કરતાં પણ મધુર એવી ઉત્તમ કથારૂપી અમૃતનું અમને પાન કરાવો."[4] સૂત કહે છે–હે શૌનકાદિક ઋષિઓ! હું વિલોમજ (ક્ષત્રિયથી બ્રાહ્મણીના ઉદરે ઉત્પન્ન થયો છું), છતાં મને ધન્ય

यथाज्ञानं प्रवक्ष्यामि यच्छ्रुतं व्यासवक्त्रतः ॥५॥ एकदा नारदो गच्छन्नरनारायणालयम् ॥ तापसैर्बहुभिः सिद्धैर्देवैरपि निषेवितम् ॥६॥ बदर्यक्षामलैर्बिल्वैराम्रैराम्रातकैरपि ॥ कपित्थैर्जंबुनीपाद्यैर्वृक्षैरन्यैर्विराजितम् ॥७॥ विष्णुपादोदकी पुण्याऽलकनंदाऽस्ति तत्र च ॥ तत्र गत्वाऽनमद्देवं नारायणमहामुनिं ॥८॥ परब्रह्मणि संलग्नमानसं च जितेंद्रियम् ॥ जितारिषट्कममलं प्रस्फुरद्बहुलप्रभम् ॥९॥ नमस्कृत्य च साष्टांगं देवदेवं तपस्विनम् ॥ कृतांजलिपुटो भूत्वा तुष्टाव नारदो विभुम् ॥१०॥ नारद उवाच ॥ देवदेव जगन्नाथ कृपाकूपार सत्पते ॥ सत्यव्रतस्त्रिसत्योऽसि सत्यात्मा सत्यसंभवः

માનું છું. કારણ તમે સમર્થ પુરુષો મને પ્રશ્ન કરો છો. હે શૌનકાદિક ઋષિઓ! મેં શ્રી વેદવ્યાસના શ્રીમુખે કરીને જે સાંભળ્યું છે, તે તમને યથામતિ કહી સંભળાવું છું.[૫] સર્વ તાપસ, ઋષિ અને દેવ, નિરંતર જેમાં વાસ કરે છે, એવા નરનારાયણના આશ્રમ તરફ એક દિવસ નારદ ઋષિ ગયા.[૬] તે આશ્રમમાં બોર, આંબલી, બીલી, જાંબુ, કોઠ, અશોક ઇત્યાદિ અનેક પ્રકારનાં વૃક્ષની શોભા થઈ રહી હતી[૭] તથા જ્યાં ભગવાનનાં ચરણથી નિકળેલી પુણ્યકારક વિષ્ણુપાદોદકી (અલકનંદા) છે, એવા પવિત્ર આશ્રમમાં જઈ નારદજીએ નરનારાયણને નમસ્કાર કર્યા.[૮]

જે જિતેંદ્રિય છે, પોતાના અંતઃકરણની વૃત્તિઓને જેણે બ્રહ્મસ્થાનમાં લીન કરેલી છે, જેનું તેજ વિસ્તારવાળું છે,[૯] એવા સકલ દેવમાં શ્રેષ્ઠ નરનારાયણને નમસ્કાર કરી તથા હાથ જોડીને તેમની નારદ મુનિ સ્તુતિ કરવા લાગ્યા.[૧૦] નારદ કહે છેઃ—"હે સકલ દેવોમાં શ્રેષ્ઠ! હે જગન્નાથ! હે કૃપાસાગર! હે સત્પતે! હે સુવ્રત! આપ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ

॥ ११ ॥ सत्ययोने नमस्तेऽस्तु त्वामहं शरणं गतः ॥
तपस्तेऽखिलशिक्षार्थं मर्यादास्थापनाय च ॥ १२ ॥ अन्य-
थैककृतात्पापात्कलौ मज्जति मेदिनी ॥ तथैव पुण्यात्तरति
पुण्यपापिजनावृता ॥ १३ ॥ कृतादिषु यथापूर्वमेकगं तत्सम-
स्तगं ॥ तादृक्स्थितिं निराकृत्य कलौ कर्त्तैव केवलं ॥ १४ ॥
लिप्यते पुण्यपापाभ्यामिति ते तपसि स्थितिः ॥ भगवन्प्राणिनः
सर्वे विषयासक्तमानसाः ॥ १५ ॥ दारापत्यगृहासक्तास्तेषां
हितकरं च यत् ॥ ममापि हितकृत्किंचिद्विचार्य वक्तुमर्हसि ॥१६॥
त्वन्मुखाच्छ्रोतुकामोऽहं ब्रह्मलोकादिहागतः ॥ उपकारप्रियो

કાળમાં સત્યરૂપે છો, તેથી જ્ઞાનીજનો આપને સત્યાત્મા કરી કહે છે, સત્યની ઉત્પત્તિ આપથી જ થઈ છે.[૧૧] અને તેથી કરીને આપને સત્યયોગી પણ કહે છે. આપને હું નમસ્કાર કરું છું. હું આપને શરણે આવ્યો છું. આપનું તપ, અને બળ સકલ લોકોના હિતને માટે તથા ધર્મ માર્ગનું સંસ્થાપન કરવા માટે છે.[૧૨] જ્યારે આપ આવું તપ ન કરો ત્યારે પાપી અને પુણ્યવાન્ જનસમુદાયથી ભરપૂર એવી સૃષ્ટિ આ કળિયુગમાં પાપથી ડૂબી જાય અને પુણ્યથી તરે.[૧૩] પૂર્વે કૃતયુગમાં એવી સ્થિતિ હતી કે, જેવું સુકૃત કિંવા દુષ્કૃત કર્યું હોય તેના સંસર્ગે કરીને તે બધાને પ્રાપ્ત થતું. એવી રીતે પૂર્વ સ્થિતિનું નિરાકરણ કરીને કળિયુગમાં જેણે પાપ પુણ્ય કર્યું હોય, તેનું ફળ તે જ ભોગવે, આવી વ્યવસ્થા કરો. વળી હે ભગવન્! પ્રાણી-માત્ર વિષયાસક્ત છતાં,[૧૪-૧૫] સર્વ જનો સ્ત્રી, અપત્ય અને ઘર એ ત્રણ ઉપર આસક્ત રહે છે, માટે તેમનું તથા મારું હિત થાય એવો કાંઈ વિચારપૂર્વક કથાનો વૃત્તાંત કહેવા આપ યોગ્ય છો.[૧૬] આપના મુખ-કમળથી કાંઈ સાંભળવું, એમ ધારી હું સત્ય લોકથી અહીં આવ્યો છું.

विष्णुरिति वेदे विनिश्चितं ॥१७॥ तस्माल्लोकोपकाराय कथासारं वदाधुना ॥ तस्य श्रवणमात्रेण निर्भयं विंदते पदम् ॥१८॥ नारदस्य वचः श्रुत्वा प्रहस्य भगवानृषिः ॥ कथां कथितुमारेमे पुण्यां भुवनपावनीं ॥ १९ ॥ श्रीनारायण उवाच ॥ गोपांगनावदनपङ्कजषट्पदस्य रासेश्वरस्य रसिकाभरणस्य पुंसः ॥ वृंदावने विहरतो व्रजभर्तुरादेः पुण्यां कथां भगवतः शृणु नारद त्वम् ॥ २० ॥ चक्षुर्निमेषपतितो जगतां विधाता तत्कर्म वत्स कथितुं भुवि कः समर्थः ॥ त्वं चापि नारदमुने भगवच्चरित्रं जानासि सारसरसं वचसामगम्यं ॥ २१ ॥ तथापि वक्ष्ये पुरु-

વેદનો સિદ્ધાંત એમ છે કે, ભગવાનને ઉપકાર કરવાની ઘણી પ્રીતિ છે.[૧૭] માટે સર્વલોકોના ઉપકારાર્થે હાલ કોઈ કથાસાર મને કહેવો જોઇએ. આ સાર એવો જોઇએ કે, જેના શ્રવણથી જ નિર્ભયપદ પ્રાપ્ત થાય."[૧૮] એવી રીતે નારદનું ભાષણ સાંભળી શ્રીપરમાત્માએ હસતું મુખ કરી સકળ લોકોને પવિત્ર કરનારી તથા પુણ્યકારક એવી કથાનો સાર કહેવા માંડ્યો.[૧૯] ભગવાન્ કહે છેઃ–"હે નારદ! વૃંદાવનમાં ક્રીડા કરનાર છતાં સકળ ગોકુળનગરનું પાલન કરતા તથા રાસક્રીડાના પ્રવર્તક અને રસિક સુજ્ઞ જનોના અલંકારરૂપ ભગવાનની પુણ્યકારક પવિત્ર કથા તું શ્રવણ કર.[૨૦] હે વત્સ નારદ! તું ભગવાનનું ચરિત્ર જાણે છે, ભગવચ્ચરિત્રની અગમ્ય વાણી કથન કરવા કોઈ સમર્થ નથી.[૨૧] હે નારદ! જે ભગવચ્ચરિત્ર અગમ્ય છે, તે જાણવાને તારી ઇચ્છા છે તો હું આનન્દપૂર્વક કથન કરું છું, તે સાંભળ. હે નારદ! પરમ પવિત્ર, મોક્ષદાયક એવા પુરુષોત્તમ માસની કથા કહું છું. આ સાંભળવાથી દારિદ્રય તથા વૈધવ્ય દૂર થતાં યશ, સત્પુત્ર અને મોક્ષની પ્રાપ્તિ થાય છે."[૨૨]

**षोत्तमस्य माहात्म्यमत्यद्भुतमादरेण ॥ दारिद्र्यवैधव्यहरं यशस्यं सत्पुत्रदं मोक्षदमाशुसेव्यम् ॥ २२ ॥ नारद उवाच ॥ पुरुषोत्तमस्तु को देवो माहात्म्यं तस्य किं मुने ॥ अत्यद्भुतमिवाभाति विस्तरेण वदस्व मे ॥ २३ ॥ सूत उवाच ॥ नारदोक्तं वचः श्रुत्वा मुनिर्नारायणोऽब्रवीत् ॥ समाधाय मनः सम्यङ्मुहूर्त्तं पुरुषोत्तमम् ॥ २४ ॥ श्रीनारायण उवाच ॥ पुरुषोत्तमेति मासस्य न माप्यास्ति सहेतुकम् ॥ तस्य स्वामी कृपासिंधुः पुरुषोत्तम उच्यते ॥ २५ ॥ ऋषिभिः प्रोच्यते तस्मान्मासः श्रीपुरुषोत्तमः ॥ तस्य व्रतविधानेन प्रीतः स्यात्पुरुषोत्तमः ॥२६॥ नारद उवाच ॥ संति मध्वादयो मासाः सेश्वरास्ते श्रुता मया ॥ तन्मध्ये न श्रुतो**

એવું ભગવાનનું ભાષણ સાંભળી નારદ પ્રશ્ન કરે છે; "હે ભગવન્! પુરુષોત્તમ કોણ છે અને તેમનું શું માહાત્મ્ય છે? એ બાબત મને ઘણું જ આશ્ચર્ય થાય છે માટે કૃપા કરીને તે કથા વિસ્તારપૂર્વક કહો."[૨૩]

સૂત કહે છે;–હે શૌનકાદિક ઋષિઓ! સાંભળો, નારદનું એવું વચન સાંભળી પછી નારાયણમુનિ, એકાગ્રચિત્ત થઇને બોલ્યા.[૨૪] નારાયણ મુનિ કહે છેઃ–"હે નારદ! પુરુષોત્તમ એ એક મહિનાનું નામ છે અને તે માસનો સ્વામી કૃપાસાગર પુરુષોત્તમ છે. આ પ્રમાણે સર્વ ઋષિએ કથન કરેલું છે, માટે તે પુરુષોત્તમ માસ કહેવાય છે. તેથી પુરુષોત્તમ માસનું જે કોઇ ભક્તિપૂર્વક વ્રત કરશે, તેના ઉપર પરમ પુરુષોત્તમ સંતુષ્ટ થશે."[૨૫–૨૬] એવું ભગવાનનું ભાષણ સાંભળી નારદ ઋષિ ફરી પ્રશ્ન કરે છે; "હે ભગવન્! મધુ માસ અને માધવ માસ ઇત્યાદિક માસનું કથન મેં સાંભળેલું છે, પણ સર્વે માસના નામની

मासः पुरुषोत्तमसंज्ञकः ॥ २७ ॥ पुरुषोत्तमस्तु को मासस्तस्य स्वामी कृपानिधिः ॥ पुरुषोत्तमः कथं जातस्तन्मे ब्रूहि कृपानिधे ॥ २८ ॥ स्वरूपं तस्य मासस्य सविधानं वद प्रभो ॥ किं कर्तव्यं कथं स्नानं किं दानं तत्र सत्पते ॥ २९ ॥ जपपूजोपवासादिसाधनं किं च भण्यताम् ॥ तुष्येत्कृतेन को देवः किं फलं वा प्रयच्छति ॥ ३० ॥ एतदन्यच्च यत्किंचित् तत्त्वं ब्रूहि तपोधन ॥ अनापृष्टमपि ब्रूयुः साधवो दीनवत्सलाः ॥३१॥ नरा ये भुवि जायंते परभाग्यानुवर्तिनः ॥ दारिद्र्यपीडिता नित्यं रोगिणः पुत्रकांक्षिणः ॥३२॥ जडा मूका दांभिकाश्च हीनविद्याः कुचेलिनः ॥ नास्तिका लंपटा नीचा जर्जराः

અંદર પુરુષોત્તમ માસની કથા કદી સાંભળી નથી.[૨૭] માટે કયા મહિનાને પુરુષોત્તમ માસ કહેવો તથા કૃપાસાગર પુરુષોત્તમ તે માસના સ્વામી કેવી રીતે થયા? તે સર્વ હકીકત, હે કૃપાનિધિ! મને વિસ્તારપૂર્વક કહો.[૨૮] હે સત્ય! હે પ્રભુ! હે કરુણાસાગર! તે મહિનાનું સ્વરૂપ કેવું છે તથા તેનું વિધાન કેવી રીતે? તે મહિનો જ્યારથી શરુ થયો ત્યારથી કેવી રીતે વ્રત કરવું, શું કરવું, તે મહિનાની અંદર સ્નાન દાન કેવી રીતે કરવું?[૨૯] તથા તે મહિનામાં જપ, પૂજા, ઉપવાસ કેવી રીતે કરવો વા, તે માસનું વ્રત કર્યાથી કયા દેવ સંતુષ્ટ થાય છે અને તેથી શું ફળ થાય છે, તે મને કૃપા કરીને કહો.[૩૦] હે તપોધન! મેં જે તમને પૂછ્યું, તે ઉપરાંત પણ જરૂર જેવું કહેવા યોગ્ય હોય તે કહો. દીનદયાળુ સાધુ પોતાના શિષ્યનું કોઈ પ્રશ્ન ઉપર લક્ષ ન હોવાથી, નહિ પૂછ્યા છતાં પણ તેનો શિષ્યને ઉપદેશ કરે છે.[૩૧] હે ભગવન્! આ પૃથ્વી ઉપર ઘણું કરીને પરભાગી, દારિદ્ર્ય દુ:ખથી પીડિત થયેલા, રોગી, પુત્રેચ્છુ (પુત્રની ઇચ્છા રાખી સંતપ્ત રહેનાર),[૩૨] જડ, મૂક, દાંભિક, વિદ્યાહીન,

**परसेविनः ॥ ३३ ॥ नष्टाशा भग्नसंकल्पाः क्षीणसत्वा कुरूपिणः ॥ रोगिणः कुष्ठिनो व्यंगा नेत्रहीनाश्च केचन ॥ ३४॥ इष्टमित्रकलत्राप्तपितृमातृवियोगिनः ॥ शोकदुःखादिशुष्कांगाः स्वेष्टवस्तुविवर्जिताः ॥ ३५ ॥ पुनर्नैवंविधास्ते स्युर्यत्कृतेन श्रुतेन च ॥ पठितेनानुचीर्णेन तद्वदस्व मम प्रभो ॥ ३६॥ वैधव्यं वंध्यतादोषहीनांगत्वं दुराधयः ॥ रक्तपिताद्यपस्माररा-जयक्ष्मादयश्च ये ॥ ३७ ॥ एतैर्दोषसमूहैश्च दुःखितान् वीक्ष्य मानवान् ॥ दुःखितोऽस्मि जगन्नाथ कृपां कृत्वा ममोपरि ॥ ३८ ॥ विस्तरेण वद ब्रह्मन् मन्मनोमोदहेतुकं ॥ सर्वज्ञः**

કુચેલી, (જેમનાં કપડાં મેલાં રહે છે તે) નાસ્તિક, જર્જર (અશક્ત) અને દાસત્વ કરનારા,[૩૩] ઇચ્છા સફળ નહિ થવાથી દુઃખી, ભગ્નસંકલ્પ, ક્ષીણસત્વ (નિર્બળ), રૂપહીન અને રોગી, કુષ્ટરોગી, વ્યંગ (અવયવ જેના કમી હોય તે), અંધ,[૩૪] કેટલાક ઇષ્ટમિત્ર, કલત્ર, આપ્ત, પિતૃ, માતૃ, એમના વિયોગથી દુઃખી થનારા, કેટલાક શોક તથા દુઃખે કરીને શરીરે ક્ષીણ થનારા, કેટલાક અપેક્ષિત વસ્તુથી વિયુક્ત થનારા[૩૫] એવા રીતે દુઃખી માણસો આ પૃથ્વી ઉપર છે, માટે હે નારાયણ ઋષિ! એવું વ્રત કહો કે, જે વ્રતનું આચરણ કરતાં કિંવા શ્રવણ કરતાં તથા પઠન પાઠ કરતાં સર્વ પ્રાણી, ઉપર કહેલા દુઃખના બન્ધનમાં પડે નહિ.[૩૬]

"હે ઋષિ! વૈધવ્ય, વંધ્યતાદોષ, વિકલાંગત્વ (વિકલ અંગ), રક્તપિત્ત, અપસ્માર, ક્ષય વગેરે અનેક પ્રકારના દુષ્ટ વ્યાધિવડે કરીને લોકોને દુઃખિત જોઈને હું ઘણો જ દુઃખિત થયો, માટે હે જગન્નાથ! મારા ઉપર કૃપા કરીને મનને આનંદ આપે એવા વ્રતનું કથન કરો. આપ સર્વ તત્ત્વનું તત્ત્વ છો."[૩૭–૩૯] સૂત ઋષિ શૌનકાદિકને કહે છેઃ–

सर्वतत्त्वानां विधानं त्वमसि प्रभो ॥ ३९ ॥ सूत उवाच ॥
इतिविधितनयोदितं रसालं जनहितहेतु निशम्य देवदेवः ॥
अभिनवघन विरम्यवाचाऽवददभिपूज्य मुनिं सुधांशुशांतम्
॥ ४० ॥ इति श्रीबृहन्नारदीये पुराणे पुरुषोत्तममाहात्म्ये श्री-
नारायणनारदसंवादे प्रश्नविधिर्नामद्वितीयोऽध्यायः ॥ २ ॥

"હે શૌનકાદિક ઋષિઓ ! આ પ્રમાણે શ્રીનારાયણ નારદઋષિનું મધુર વચન સાંભળી પછી ચન્દ્ર પ્રમાણે ગૌર જેનું વદન છે એવા શ્રેષ્ઠમુનિ નારદજીનું પૂજન કરીને ગંભીર વાણીવડે પ્રશ્નનો ઉત્તર કહેવા લાગ્યા.[૪૦]"

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે શ્રીનારાયણ તથા નારદનો સંવાદ એ નામનો દ્વિતીય અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૩ જો
## મલમાસનું વૈકુંઠપ્રતિ ગમન

ऋषय ऊचुः ॥ नारायणो नरसखो यदुवाच शुभं वचः ॥
नारदाय महाभाग तन्नो वद सविस्तरम् ॥१॥ सूत उवाच ॥
नारायणवचो रम्यं श्रूयतां द्विजसत्तमाः ॥ यदुक्तं नारदायै-
तत्प्रवक्ष्यामि यथाश्रुतम् ॥ २ ॥ श्रीनारायण उवाच ॥ शृणु

આ પ્રકારે સૂતનું વાકય સાંભળીને શૌનકાદિકઋષિ પ્રશ્ન કરે છેઃ—"હે સૂત ! એવા અનેક પ્રકારના નારદના પ્રશ્ન નારાયણે સાંભળીને જે કાંઈ તેમને કથા કહી, તે કૃપા કરીને અમને કહો."[૧] એવાં શૌનકાદિકનાં વચન સાંભળીને સૂત કહે છેઃ—"હે દ્વિજશ્રેષ્ઠ શૌનિકાદિકઋષિ ! નારદજીને જે નારાયણે કહ્યું તથા મેં જે પ્રમાણે સાંભળ્યું, તે રમણીય વચન હું કહું છું, તે તમો સાંભળો."[૨] નારાયણ નારદને કહે છેઃ—"હે

नारद वक्ष्यामि यदुक्तं हरिणा पुरा ॥ राज्ञे युधिष्ठिरायैव श्री-
कृष्णेन महात्मना ॥ ३ ॥ एकदा धार्मिको राजाऽजातशत्रुर्यु-
धिष्ठिरः ॥ द्यूते पराजितो दुष्टैर्धार्तराष्ट्रैश्छलप्रियैः ॥ ४ ॥
समक्षमग्निसंभूता कृष्णा धर्मपरायणा ॥ दुःशासनेन दुष्टेन
कचेष्वादाय कर्षिता ॥५॥ आकृष्टानि च वासांसि श्रीकृष्णेन
सुरक्षिता ॥ पश्चाद्राज्यं परित्यज्य प्रयाताः काम्यकं वनम् ॥६॥
अत्यंतं क्लेशमापन्नाः पार्था वन्यफलाशिनः ॥ विश्वक्कचाचिताः
सर्वे गजा इव वनौकसः ॥७॥ अथ तान् दुःखितान् द्रष्टुं भग-
वान्देवकीसुतः ॥ जगाम काम्यकवनं मुनिभिः परिवारितः
॥८॥ तं दृष्ट्वा सहसोत्तस्थुर्देहाः प्राणा इवागतान् ॥ पार्थाः
सस्वजिरे प्रीत्या श्रीकृष्णप्रेमविह्वलाः ॥ ९ ॥ ते चानी-

નારદ! પૂર્વે ભગવાન્ જે શ્રીકૃષ્ણ, તેમણે ધર્મરાજાને જે કહ્યું, તે હું તને કહું છું, તે તું સાંભળ.[૩] એક વખત પરમધાર્મિક તથા શત્રુરહિત એવા યુધિષ્ઠિરનો છલ કરનાર દુર્યોધનાદિકે દ્યૂતમાં પરાભવ કીધો.[૪] તે સમયે અગ્નિથી જેની ઉત્પત્તિ છે તથા ધર્મ–કર્મના વિષે અતિ તત્પર એવી કૃષ્ણા (દ્રૌપદી)ને દુષ્ટ દુઃશાસને કેશવડે આકર્ષણ કરી[૫] તથા સભામાં તેને આણીને વસ્ત્રાકર્ષણ કર્યાં, તે વખત શ્રીભગવાન્ પુરાણપુરુષોત્તમે તેનું રક્ષણ કર્યું. પછી પાંડવો રાજ્યનો ત્યાગ કરીને કામ્યક વનમાં ગયા.[૬] તે વનવિષે ફળાદિક ભક્ષણ કરીને અત્યંત દુઃખ ભોગવવા લાગ્યા. મલિન તથા સર્વે વનના હાથીની પેઠે, અંગપર કેશ ધારણ કરી રહેવા લાગ્યા.[૭] એવી રીતે પાંડવની સ્થિતિ જોવાને માટે એક વખત શ્રીભગવાન્ ઋષિસહવર્તમાન પાંડવો પાસે અરણ્યમાં આવ્યા.[૮] પાંડવોએ

**नमतां भक्त्या यमौ हरिपदांबुजम् ॥ द्रौपदी तं ननामाशु शनैः [illegible]ता ॥ १० ॥ तान् दृष्ट्वा दुःखितान् पार्थान् रौरवाजिनवाससः ॥ धूलिभिर्धूसरान् रूक्षान् सर्वतः कचसंवृतान् ॥ ११ ॥ पांचालीमपि तन्वंगीं तादृशीं दुःखसंवृताम् ॥ तेषां दुःखमतीवोग्रं दृष्ट्वैवातीव दुःखितः ॥ १२ ॥ धार्त्तराष्ट्रान् दग्धुकामो भगवान् भक्तवत्सलः ॥ चक्रे कोपं स विश्वात्मा भ्रूभंगकुटिलेक्षणः ॥ १३ ॥ कोटिकालकरालास्यः प्रलयाग्निरिवोत्थितः ॥ संदष्टोष्ठपुटः प्रोच्चैस्त्रिलोकीं ज्वलयन्निव ॥ १४ ॥ सितावियोगसंतप्तः साक्षाद्दाशरथिर्यथा ॥ तमालक्ष्य**

ભગવાનને જોતાં જ, જેવી રીતે મૃતક દેહના વિષે પ્રાણ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે તત્કાળ ઉઠીને પ્રેમપૂર્વક આલિંગન દીધું.[૯]

"નકુલ તથા સહદેવે ભગવાનનાં ચરણારવિંદમાં નમસ્કાર કર્યાં. દ્રૌપદીએ સ્વસ્થાંતઃકરણે કરી નમસ્કાર કર્યા.[૧૦] પછી ભગવાને, હરિણનું ચામડું પહેરેલા, ધૂળથી જેઓનું શરીર ભરી ગયેલું તથા બધા શરીર ઉપર વાળ વધેલા જોઈ,[૧૧] અને એવી જ રીતે દ્રૌપદીને જોઇ, કે જેનું સર્વ શરીર કૃશ અને દુઃખથી વ્યાપ્ત થયેલું છે, એવું બધાઓનું દુઃખ જોઈ ભગવાનને ઘણું જ દુઃખ થયું.[૧૨] ભક્તવત્સલ એવા ભગવાનની દુર્યોધન ઇત્યાદિકને ભસ્મ કરી નાંખવા, આવી વૃત્તિથી ક્રોધ ઉત્પન્ન થતાં જ ભ્રુકુટી વક્ર થઈ તથા દૃષ્ટિ પણ વક્ર અને ભયંકર દેખાવા લાગી.[૧૩] કરોડો કાળપ્રમાણે ભયંકર મુખનો દેખાવ થયો. કેવળ પ્રલયાગ્નિરૂપ હોયની, તેમ પોતાના દંતવડે કરીને હોઠ કરડવા લાગ્યા. જાણે ત્રૈલોક્યને દર્શન કરશે કે શું?[૧૪] જાણે વિયોગથી સંતપ્ત થયેલા રઘુકુળમંડળ રામચંદ્ર હોયની,

तदा वीरो बीभत्सुर्जातवेपथुः ॥ १५ ॥ उत्थाय कृष्णं तुष्टाव बद्धांजलिपुटो भिया ॥ धर्मानुमोदितः शीघ्रं द्रौपद्या च तथापरैः ॥ १६ ॥ अर्जुन उवाच ॥ हे कृष्ण जगतां नाथ नाथ नाहं जगद्बहिः ॥ त्वमेव जगतां पाता मां न पासि कथं प्रभो ॥ १७ ॥ यच्चक्षुःपतनेनैव ब्रह्मणः पतनं भवेत् ॥ तत्कोपेन भवेत्किंवा को वेद किं भविष्यति ॥ १८ ॥ क्रोधं संहर संहर्त्तस्तात तात जगत्पते ॥ त्वद्विधानां च कोपेन जगतः प्रलयो भवेत् ॥ १९ ॥ वंदे त्वां सर्वतत्त्वज्ञं सर्वकारणकारणम् ॥ वेदवेदांगबीजस्य बीजं श्रीकृष्णमीश्वरम् ॥२०॥ त्वमीश्वरोऽसृजः सर्वं जगदेतच्चराचरम् ॥ सर्वमंगलमांगल्यबीजरूपः सनातनः ॥ २१ ॥ स कथं स्वकृतं हन्याद्विश्वमेकापराधतः ॥

એવું ભગવાનનું ભયંકર રૂપ જોતાં જ અર્જુન કંપાયમાન થયો.[૧૫] પછી તત્કાળ ઉઠીને ધર્મ રાજાનું અનુમોદન કરીને તેણે ભગવાનનું સ્તવન કર્યું. પછી દ્રૌપદી તથા બીજાઓએ પ્રાર્થના કરી."[૧૬]

અર્જુન સ્તુતિ કરે છે;–"હે કૃષ્ણ ! હે જગન્નાથ ! હું જગતથી જૂદો નથી વળી સર્વ જગતના આપ રક્ષક છો છતાં, મારું રક્ષણ કેમ કરતા નથી ?[૧૭] વળી જેનાં ચક્ષુઃપાતથી બ્રહ્મદેવનો લય થાય છે એવા આપ ભગવાન્ છતાં, જ્યારે આપને કોપ ઉત્પન્ન થયો ત્યારે તેથી શું થશે ? તે કોણ જાણે.[૧૮] હે તાત ! હે જગત્પતિ ! આપ સંહાર કરનારા છો. આપે ક્રોધનો નાશ કરવો ઘટે છે. આપ સરખાને જ્યારે ક્રોધ ઉત્પન્ન થયો ત્યારે તો ત્રૈલોક્યનો નાશ થશે.[૧૯] આપ સર્વ તત્ત્વના જાણનારા છો તથા વેદ અને વેદાંગના જીવનયુક્ત છતાં, પરમેશ્વર છો.[૨૦] આપ સર્વ સચરાચર જગતને ઉત્પન્ન કરનારા તથા માંગલ્યમાં મંગલ છતાં બીજરૂપ અનાદિ આપ છો.[૨૧] એવા શક્તિવાન્ આપ છતાં એક

**मशकान् भस्मसात्कर्तुं को वा दहति मंदिरम् ॥ २२ ॥ श्रीनारायण उवाच ॥ इति विज्ञाप्य श्रीकृष्णं फाल्गुनः परवीरहा ॥ बद्धांजलिपुटो भूत्वा प्रणनाम जनार्दनम् ॥ २३ ॥ सूत उवाच ॥ हरिः क्रोधं निरस्याशु सौम्योऽभूच्चंद्रमा इव ॥ तमालक्ष्य तदा सर्वे पांडवाः स्वास्थ्यमागताः ॥२४॥ प्रीत्युत्फुल्लमुखाः सर्वे प्रणेमुः प्रेमविह्वलाः ॥ श्रीकृष्णं पूजयांचक्रुर्वन्यैर्मूलफलादिभिः ॥ २५ ॥ श्रीनारायण उवाच ॥ ततः प्रसन्नं श्रीकृष्णं शरण्यं भक्तवत्सलम् ॥ विज्ञायावनतो भूत्वा बृहत्प्रेमपरिप्लुतः ॥ २६ ॥ बद्धांजलिर्गुडाकेशो नामं नामं पुनः पुनः ॥ तं तथा कृतवान् प्रश्नं यथा पृच्छति मां भवान्**

જણના અપરાધથી સર્વનો સંહાર શા વાસ્તે કરવા ધારો છો? મક્ષિકાને ભસ્મ કરવા માટે શું આખું ઘર બાળી નખાય"![૨૨] અર્જુનની સ્તુતિથી સંતુષ્ટ થયેલા નારાયણ નારદને કહે છેઃ-"હે નારદ! એ પ્રકારે અર્જુન હાથ જોડી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો."[૨૩]

સૂત, શૌનકાદિકને કહે છેઃ-"એવી અર્જુનની પાર્થના સાંભળીને ભગવાન્ ચંદ્રમાની પેઠે શીતળ થયા તથા પાંડવોને આનંદ પ્રાપ્ત થયો.[૨૪] પછી સર્વ પાંડવે પ્રીતિથી પ્રફુલ્લ તથા પ્રેમ થકી વિહ્વળ થઇને અરણ્યમાંથી ફળ-ફૂલ આણી ભગવાનનું પૂજન કર્યું."[૨૫] નારાયણ નારદ મુનિને કહે છેઃ-હે નારદ! પછી શરણ્ય (શરણ જવાને યોગ્ય) તથા ભક્ત ઉપર કૃપા કરનાર એવા શ્રીકૃષ્ણ હવે પ્રસન્ન છે, એવું જાણીને પ્રીતિયુક્ત[૨૬] હાથ જોડી અર્જુન, ભગવાનને વારંવાર વિનતિપૂર્વક નમસ્કાર કરતો હતો. હે નારદ! તેં મને અધિક માસ બાબત પ્રથમ પ્રશ્ન કર્યો હતો, તે જ પ્રશ્ન અર્જુને ભગવાનને

**॥ २७ ॥ श्रुत्वैवं भगवान् दध्यौ मुहूर्त्तं मनसा हरिः ॥ ध्यात्वाऽऽश्वास्य सुहृद्वर्गं पांचालीं च धृतव्रताम् ॥ उवाच वदतां श्रेष्ठः पांडवानां हितं वचः ॥ २८ ॥ श्रीकृष्ण उवाच ॥ शृणु राजन् महाभाग बीभत्सो ह्यथ मद्वचः ॥ अपूर्वोऽयं कृतः प्रश्नो नोत्तरं वक्तुमुत्सहे ॥ २९ ॥ एष गुह्यतरो लोके ऋषीणामपि दुर्घटः ॥ तथापि वक्ष्ये मित्रत्वाद्भक्तत्वाच्च तवार्जुन ॥ ३० ॥ तदुत्तरमतीवोग्रं क्रमतः शृणु सुव्रताः ॥ मध्वादयश्च ये मासा लवपक्षाश्च नाडिकाः ॥ ३१ ॥ यामास्त्रियामा ऋतवो मुहूर्त्तान्ययने उभे ॥ हायनं च युगान्येव परार्धांताः परे च ये ॥ ३२ ॥ नद्योर्णवह्रदाः कूपा वापिपल्वलनिर्झराः ॥ लतौषधिद्रुमाश्चैव त्वक्साराः पादपाश्च ये ॥ ३३ ॥ वनस्पतिपुरग्रामागिरयः पत्त-**

કર્યો.[૨૭] એવી રીતે અર્જુનનો પ્રશ્ન સાંભળ્યા પછી બે ઘડી સુધી ધ્યાન ધરી ભગવાને દ્રૌપદી સહવર્તમાન સર્વેને આગતા–સ્વાગતા કરી. પછી ભગવાન્ પાંડવ પ્રત્યે હિતકારક વાત કહેવા લાગ્યા.[૨૮] શ્રીકૃષ્ણ કહે છે:–હે બીભત્સો! હે રાજન્! મારું વચન સાંભળો. આ પ્રશ્ન તમે મને અપૂર્વ કર્યો છે. તેનો ઉત્તર કહેવાને ઉત્સાહ પ્રાપ્ત થતો નથી.[૨૯] કારણ આ તમારો ગુપ્ત પ્રશ્ન મોટા ઋષિને પણ ઘણો દુર્ઘટ છે; તથાપિ હે અર્જુન! તેનો ઉત્તર દેવા તું મને કહે છે તો હું કહું છું. કારણ તું મહારો ભક્ત અને વળી મિત્ર છે.[૩૦] તારો પ્રશ્ન કે જે કઠિન છે, તોપણ અનુક્રમે કરીને હું કહું છું, તે તું સાંભળ. ચૈત્રાદિ માસ, લવ, પક્ષ, ઘટિકા,[૩૧] પ્રહર, રાત્રિ, ઋતુ, મુહૂર્ત, દક્ષિણાયન તથા ઉત્તરાયણ, વર્ષ, યુગ એ પ્રકારે અનેક પ્રકારના કાળના ભાગ કરેલા છે.[૩૨] નદી, સમુદ્ર, કુવો, વાવ, તળાવડું તથા ઝરા એ પ્રકારે જળવિભાગ અનેક પ્રકારના છે. વળી લતા, ઔષધિ, દ્રુમ, વેળુ,[૩૩] વનસ્પતિ, નગર, ગામ, ગિરિ

नानि च ॥ एते सर्वे मूर्तिमंतः पूज्यंते स्वात्मनो गुणैः ॥३४॥
न तेषां क्वचिदप्यास्ति ह्यपूर्वः स्वामिवर्जितः ॥ स्वे स्वेऽधिकारे
सततं पूज्यंते फलदायिनः ॥ ३५ ॥ स्वस्वामियोगमाहात्म्या-
त्सर्वे सौभाग्यशालिनः ॥ अधिमासः समुत्पन्नः कदाचित्पां-
डुनंदन ॥३६॥ तमूचुः सकला लोका असहायं जुगुप्सितम् ॥
अनर्हो मलमासोऽयं रविसंक्रमवर्जितः ॥ ३७ ॥ अस्पृश्यो
मलरूपत्वाच्छुभे कर्मणि गर्हितः ॥ श्रुत्वैतद्वचनं लोकान्निरु-
द्योगो हतप्रभः ॥ ३८ ॥ दुःखान्वितोऽस्ति खिन्नात्मा चिंता-
ग्रस्तैकमानसः ॥ मुमूर्षुरभवत्तेन हृदयेन विदूयता ॥ पश्चाद्धैर्यं
समालंब्य मामसौ शरणं गतः ॥ ३९ ॥ प्राप्तो वैकुंठभवनं
यत्राहमवसं नर ॥ अंतर्गृहं समागत्य मामसौ दृष्टवान्परम् ॥४०॥

તથા પત્તન, એ સર્વ મુર્તિમાન્ છતાં પોતપોતાના ગુણે કરીને પૂજ્ય છે.[૩૪] એ સર્વે પોતપોતાના અધિકાર ઉપર છે અને સર્વને પૂજવા લાયક છે.[૩૫] તે સર્વે પોતે પોતાના સ્વામિના સંયોગવડે માહાત્મ્ય પામીને શોભે છે. હે અર્જુન ! પછી કાળે કરીને અધિક માસ પ્રાપ્ત થયો.[૩૬] એ માસનો મૂળસ્વામી નહિ મુકરર થયાથી લોકો કહેવા લાગ્યા કે, આ અધિક માસ નિંદ્ય છે. આ મળમાસ અયોગ્ય છે. કારણ કે તે માસની અંદર સૂર્યનું સંક્રમણ થતું નથી.[૩૭]

આ મળમાસ અસ્પૃશ્ય હોવાના કારણે કરીને શુભ કર્મમાં નિંદ્ય છે, તેથી સર્વ જનસમુદાયમાં આ માસ નિરુપયોગી થયો.[૩૮] તેથી દુ:ખયુક્ત થઇને તથા અંત:કરણમાં અતિ ખિન્ન થઇને ચિંતાક્રાંત થયો તથા હૃદયમાં દુ:ખવડે કરી મરણની ઇચ્છાવાળો થયો. પછી ધૈર્યયુક્ત થઈ મારા શરણે આવ્યો.[૩૯] પછી હે અર્જુન ! જ્યાં હું વૈકુંઠમાં બેઠો હતો ત્યાં તે મને મળ્યો.[૪૦] તે એવી રીતે કે, અમૂલ્ય રત્નજડિત

अमूल्यरत्नरचिते हेमसिंहासने स्थितम् ॥ तदानीं मामसौ दृष्ट्वा दंडवत्पतितो भुवि ॥ ४१ ॥ प्रांजलिः प्रयतो भूत्वा मुंचन्नश्रूणि नेत्रतः ॥ वाचा गद्गदया सौम्यं बभाषे धैर्यमुद्वहन् ॥४२॥ सूत उवाच ॥ इत्युक्त्वा बदरीनाथो विरराम महामुनिः ॥ तच्छ्रुत्वा पुनरेवाह नारदो भक्तवत्सलः ॥४३ ॥ नारद उवाच ॥ इत्थं गत्वा भवनममलं पूर्णरूपस्य विष्णोर्भक्तिप्राप्यं जगदघहरं योगिनामप्यगम्यम् ॥ यत्रैवास्ते जगदभयदो ब्रह्मरूपो मुकुंदस्तत्पादाब्जं शरणमधितः किं बभाषेऽधिमासः ॥ ४४ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्येऽधिमासस्य वैकुंठप्रापणं नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

એવા સિંહાસન ઉપર બેસનાર જે હું, તેને જોઇને તેણે દંડવત્ પ્રણામ કર્યાં.[41] પછી ધૈર્યથકી હાથ જોડી નેત્રથી આંસુના બિંદુ લુછતો લુછતો ગદ્ગદ વાણીએ કરીને મારી સાથે તે ભાષણ કરવા લાગ્યો.[42] સૂત, શૌનકાદિક ઋષિને કહે છે:-આટલી હકિકત કહીને બદરિકાશ્રમ વિષે વાસ કરનાર નારાયણ સ્વસ્થ રહ્યા. પછી નારદે સર્વે હકિકત સાંભળી ફરીથી તેમને પ્રશ્ન કર્યો.[43]

હે નારાયણ! આ પ્રમાણે તે મળમાસે વૈકુંઠમાં વાસ કરનાર ભગવાનની સન્મુખ શું ભાષણ કર્યું? પૂર્ણરૂપી જેને મુકુંદ કહે છે તથા સકલ જગતને જે અભય આપવાવાળા છે એવા ભગવાન્ જે વૈકુંઠમાં વાસ કરે છે, તે વૈકુંઠવાસ મોટા મોટા યોગીઓને પણ અગમ્ય છે.[44]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે અધિક માસની "વૈકુંઠપ્રત્યે પ્રાપ્તિ" એ નામનો તૃતીય અધ્યાય સમાપ્ત.

## અધ્યાય ૪ થો
## મલમાસનું દુઃખ નિરૂપણ

**श्रीनारायण उवाच ॥ शृणु नारद वक्ष्येऽहं लोकानां हितकाम्यया ॥ अधिमासेन यत्प्रोक्तं हरेरग्रे शुभं वचः ॥ १ ॥ अधिमास उवाच ॥ अयि नाथ कृपानिधे हरे न कथं रक्षसि मामिहागतम् ॥ कृपणं प्रबलैर्निराकृतं मलमासेत्यभिधां विधाय मे ॥ २ ॥ शुभकर्मणि वर्जितं हि मां निरधीशं मलिनं सदैव तैः ॥ अवलोकयतो दयालुता क्व गता तेऽद्य कठोरता कथं ॥३॥ वसुदेववरांगना यथा खलकंसानलतः सुरक्षिता ॥ वद मां शरणागतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥ ४ ॥ द्रुपदस्य**

નારાયણ નારદને કહે છે;–હે નારદ! અધિક માસે ભગવાનની સન્મુખ જે કંઈ કહ્યું, તે હું લોકનાં હિત માટે તને કહું છું, તે સ્વસ્થ-ચિત્ત થઈ સાંભળ.[૧] અધિકમાસ ભગવાનને કહે છે, હે નાથ! હે કૃપાનિધે! હે હરે! હું અત્રે આપને શરણે આવ્યો છું, છતાં આપ મારું રક્ષણ કેમ નહિ કરો. મોટા મોટા બલિષ્ઠ શ્રેષ્ઠ પુરુષોએ મારું મળમાસ એવું નામ આપ્યું છે, તેથી હું આપના શરણે આવ્યો છું, હું અનાથ છું.[૨] હું સંક્રાંતિરહિત છું એ કારણથી તથા મારા માથે સ્વામી નથી એ હેતુથી, મળમાસ જાણી સર્વ લોકોએ શુભ કર્મથી મને તજ્યો છે. તે માટે આપની કૃપા મારા પ્રતિ જોઇને આપના શરણે હું આવ્યો છું. તેમ છતાં આપ મારું રક્ષણ કેમ કરતા નથી? આપની દયાળુતા ક્યાં ગઈ તથા આજ આપ કઠોર કેમ થયા?[૩]

હે દીનવત્સલ! વસુદેવપત્ની દેવકીનું દુષ્ટ કંસરૂપી અગ્નિથી આપે રક્ષણ કર્યું, છતાં હું આપને શરણે આવ્યો ને વારંવાર દીન વાણીવડે આપનું સ્તવન કરું છું, છતાં મારું રક્ષણ કેમ નહિ કરો?[૪] પૂર્વે દુષ્ટ

**सुता यथा पुरा खलदुःशासनदुःखतोऽविता ॥ वद मां शरणगतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥ ५ ॥ यमुनाविषतो यतोऽविताः पशुपालाः पशवो यथा त्वया ॥ वद मां शरणागतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥ ६ ॥ पशवः पशुपास्तदंगना अविता दावधनंजयाद्यथा ॥ वद मां शरणागतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥७॥ पृथिवीपतयो यथाऽविता मगधेशालयबंधनात्त्वया ॥ वद मां शरणागतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥ ८ ॥ गजनायक एत्य रक्षितो झटिति ग्राहमुखाद्यथा त्वया ॥ वद मां शरणागतं कथं न तथाऽद्यावसि दीनवत्सल ॥ ९ ॥ श्रीनारायण उवाच ॥ इति विज्ञाप्य भूमानं विरराम निरीश्वरः ॥ मलमासोऽश्रुवदनस्तिष्ठन्नग्रे**

દુઃશાસન પાસેથી દ્રૌપદીને આપે મુક્ત કરી, તેમ છતાં સાંપ્રતકાળે મારું રક્ષણ કેમ કરતા નથી?[૫] વળી યમુના નદીના વિષયુક્ત જળ થકી પશુપાલ (ગોવાળિયા) અને પશુનું રક્ષણ કર્યું, તેમ જ કાલીય નાગના વિષજળ થકી યમુના નદીને મુક્ત કરી, એટલે યમુનાજળ નિર્વિષ કર્યું, તો મારું રક્ષણ કેમ નહિ કરો?[૬] હે દીનવત્સલ! હે ભગવન્! ગાય તથા ગોવાળનું દાવાનળના પાશથી રક્ષણ કર્યું તો મારું રક્ષણ કેમ નહિ કરો? તે મને કહો.[૭] વળી આપે જરાસંધના કબજામાંથી કેટલાક રાજાઓને પણ મુક્ત કર્યા. તે જ પ્રમાણે હું આપના શરણે આવ્યો છું છતાં, મારું રક્ષણ કેમ નહિ કરો?[૮] હે ભગવન્! જેવી રીતે આપે ઘણી જ ઝડપથી ગ્રાહ (મગર) ના બંધનમાંથી ગજેન્દ્રનું રક્ષણ કર્યું, તે પ્રમાણે આપ મારું રક્ષણ કેમ નહિ કરો?[૯]

નારાયણ નારદને કહે છે;—આ પ્રમાણે તે મલમાસ ભગવાનની

**जगत्पते ॥१०॥ तदानीं श्रीहरिस्तूर्णं कृपया प्लावितो भृशम् ॥ उवाच दीनवदनं मलमासं पुरःस्थितम् ॥११॥ श्रीहरिरुवाच ॥ वत्स वत्स किमत्यंतं दुःखमग्नोऽसि सांप्रतम् ॥ एतादृशं महद्दुःखं किं ते मनसि वर्तते ॥ १२ ॥ त्वामहं दुःखसंमग्नमुद्धरिष्यामि माशुचः ॥ न मे शरणमापन्नः पुनः शोचितुमर्हति ॥ १३ ॥ इहागत्य महादुःखी पतितोऽपि न शोचति ॥ किमर्थं त्वमिहागत्य शोकसंमग्नमानसः ॥ १४ ॥ अशोकमजरं नित्यं सानंदं मृत्युवर्जितम् ॥ वैकुंठमीदृशं प्राप्य कथं दुःखान्वितो भवान् ॥१५॥ त्वामत्र दुःखितं दृष्ट्वा वैकुंठस्थाः सुविस्मिताः ॥ किमर्थं मर्तुकामोऽसि तन्मे वत्स वदाधुना ॥ १६ ॥ श्रीनारायण उवाच ॥ श्रुत्वेदं भगवद्वाक्यं विभार इव भारभृत् ॥**

પ્રાર્થના કરી નેત્રથી આંસુ વહેતાં હાથ જોડી ભગવાનની સન્મુખ ઉભો રહ્યો.[१०] પછી ભગવાન્ દયાથી અતિ આર્દ્ર થઈ પોતાની સન્મુખ દીન વચનયુક્ત મળમાસ જે ઉભો રહ્યો છે, તેને કહેવા લાગ્યા;[११] હે વત્સ! આટલું બધું દુઃખ તું શા વાસ્તે મનમાં લાવે છે? અને અત્યંત દુઃખમાં શા વાસ્તે તું નિમગ્ન થયો છે?[१२] હું તારો ઉદ્ધાર કરીશ. તું શોક કરીશ મા. જો તું મને શરણ થયો તો હવે તારે શોક કરવો નહિ.[१३] કોઈ પ્રકારનું પણ દુઃખ હોય, તથાપિ આ લોક જેને પ્રાપ્ત થયો તેને દુઃખ બાધ કરી શકતું નથી. છતાં તું મારે શરણ આવ્યો તો શોક શા માટે કરે છે?[१४] જ્યાં શોક, જરા (વૃદ્ધપણું) અને મૃત્યુ ન છતાં નિરંતર આનંદથી ભરપૂર એવા વૈકુંઠમાં દાખલ થવા છતાં તું દુઃખી કેમ?[१५] તેથી હાલ આટલો બધો ક્ષીણ કેમ થઈ ગયો છે? તને દુઃખી જોઈ સર્વને આશ્ચર્ય થાય છે, માટે તું મને હકિકત કહે.[१६]

શ્રીનારાયણ નારદને કહે છે;—એવી રીતે ભગવાનનું વાક્ય

**श्वासोच्छ्वाससमायुक्त उवाच मधुसूदनम् ॥१७॥ अधिमास उवाच ॥ अज्ञातं किंचिन्नैवास्ति सर्वत्र भगवंस्तव ॥ आकाश इव सर्वत्र विश्वं व्याप्य व्यवस्थितः ॥ १८ ॥ चराचरगतो विष्णुः साक्षी सर्वस्य विश्वदृक् ॥ कूटस्थे त्वयि सर्वाणि भूतानि च व्यवस्थया ॥ १९ ॥ संस्थितानि जगन्नाथ न किंचिद्भवता विना ॥ किन्न जानासि भगवन्निर्भाग्यस्य मम व्यथाम् ॥ २० ॥ तथापि वच्मि हे नाथ दुःखजालमपावृतम् ॥ तादृशं नैव कस्यापि न श्रुतं नावलोकितम् ॥ २१ ॥ क्षणा लवा मुहूर्ताश्च पक्षा मासा दिवानिशम् ॥ स्वामिनामधिकारैस्ते मोदंते निर्भयाः सदा ॥२२॥ न मे नाम न मे स्वामी**

સાંભળતાં જેવી રીતે મસ્તક ઉપર બોજાથી શ્રમિત થયેલા માણસનો ભાર ઓછો કરવાથી જેમ સુખ પામે છે, તેમ આનંદયુક્ત મલમાસ બોલવા લાગ્યો.[૧૭] મલમાસ કહે છેઃ—હે ભગવન્! હે કૃપાળુ! આપને ખબર નથી, એવી શી વસ્તુ છે? આપ સર્વ સ્થળે આકાશ પ્રમાણે વ્યાપક છો.[૧૮] આપ સચરાચર પદાર્થમાં વાસ કરનારા, છતાં સર્વના સાક્ષીભૂત અને વિશ્વને જોનારા છો. વળી આપને કૂટસ્થ પણ કહે છે. સકળ પ્રાણી માત્રનું જીવન આપ છો.[૧૯] આપ સિવાય કંઈ પણ ચીજ નથી, છતાં દુઃખદાયક જે મારા અંતઃકરણની વ્યથા, તે આપ ન જાણો એ શું?[૨૦] જ્યારે એમ છે ત્યારે હું આપને અનિવાર્ય એવાં સકળ દુઃખજાળ કહું છું; હે ભગવન્! જે મને દુઃખ છે, તેવું દુઃખ બીજા કોઇનું પણ આપે સાંભળેલું કે જોયેલું નહિ હોય.[૨૧] ક્ષણ, લવ, મુહૂર્ત, પક્ષ, માસ, રાત્રિ અને દિવસ ઇત્યાદિક સર્વે કાળવિભાગ સ્વામીના અધિકારવડે ભય વિનાના તથા નિરંતર આનંદમાં રહે છે.[૨૨] અને

**न हि कश्चिन्ममाश्रयः ॥ तस्मान्निराकृतः सर्वैः साधिदेवैः सुकर्मणः ॥२३॥ निषिद्धो मलमासोऽयमित्यंधोऽवटगः सदा ॥ तस्माद्विनष्टुमिच्छामि नाहं जीवितुमुत्सहे ॥ २४ ॥ कुजीवितादूरं मृत्युर्नित्यदग्धः कथं स्वपेत् ॥ अतः परं महाराज वक्तव्यं नावशिष्यते ॥ २५ ॥ परदुःखासाहेष्णुदुःखापुपकारप्रियो मतः ॥ वेदेषु च पुराणेषु प्रसिद्धः पुरुषोत्तमः ॥२६॥ निजधर्मं समालोच्य यथारुचि तथा कुरु ॥ पुनः पुनः पामरेण न वक्तव्यः प्रभुर्महान् ॥२७॥ मरिष्येऽहं मरिष्येऽहं मरिष्येऽहं पुनः पुनः ॥ इत्युक्त्वा मलमासोऽयं विरराम विधेः सुत**

મારું કશું નામ નહિ, સ્વામી નહિ અને કોઇનો આશ્રય નહિ, તેથી સર્વેએ મળી મને સત્કર્મથી દૂર કર્યો છે.[૨૩]

એવી રીતે તિરસ્કારથી હું, જેમ કોઈ આંધળો ખાડામાં પડે છે અને કાયર થઈ મરવા માટે નિશ્ચય કરે છે, તેમ મારી દશા થવાથી હું મરવા માટે નિશ્ચય કરું છું. જીવતા રહેવાને માટે મારી ઇચ્છા નથી.[૨૪] જે નિંદાને પ્રાપ્ત થયો, તેને જીવવા કરતાં મરવું અતિ ઉત્તમ છે. નિત્ય સંતાપ પામે, તેને સુખ ક્યાંથી હોય? હે ભગવન્! એ સિવાય મારે કંઈ કહેવાનું નથી.[૨૫] હે ભગવન્! આપ પારકું દુઃખ દૂર કરનારા છતાં સર્વે ઉપર ઉપકાર કરનારા છો, તેથી આપને વેદ પુરાણમાં પુરુષોત્તમ એમ કહે છે.[૨૬] આપ સર્વના ઉપર ઉપકાર કરનારા, તથા શરણે આવનારનું દુઃખ દૂર કરનારા છો; આપ આપના ધર્મ ઉપર અવલોકન કરીને આપને જે યોગ્ય લાગે, તે પ્રમાણે કરશો. કારણ કે વારંવાર હું દીનજન આપને શું કહું?[૨૭] નારાયણ નારદમુનિને કહે છે:—હે નારદ! પછી તે અધિક માસ બોલવા લાગ્યો; હવે હું મરું છું! હું મરું છું!! હું મરું છું!!! એમ વારંવાર બોલતાં સ્વસ્થ

**॥ २८ ॥ ततः पपातः सहसा सन्निधौ श्रीरमापतेः ॥ तत्र तं पतितं दृष्ट्वा संसज्जाता सुविस्मिता ॥२९॥ श्रीनारायण उवाच ॥ इत्युक्त्वा विरतिमुपागतेऽधिमासे श्रीकृष्णो बहुलकृपाभरावसन्नः ॥ प्रावोचज्जलदगभीररावरम्यं निर्वाणं शिशिरमयूखवन्नयंस्तम् ॥ ३० ॥ सूत उवाच ॥ नारायणस्य निगमर्द्धिपरायणस्य पापौघवार्धिवडबाग्निबचोऽवदातम् ॥ श्रुत्वा प्रहर्षितमना मुनिराबभाषे शुश्रूषुरादिपुरुषस्य वचांसि विप्राः ॥ ३१ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये मलमासविज्ञप्तिर्नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

રહ્યો;[૨૮] અને એકદમ લક્ષ્મીપતિના સન્મુખ પડ્યો. તે જોઇને સર્વ સભાને આશ્ચર્ય લાગ્યું.[૨૯]

નારાયણ નારદને કહે છે;—એ પ્રમાણે તે અધિકમાસ વિનતિ કરી નિરાશ થઈ ઉભો રહ્યો. તે જોઈ ભગવાનને અત્યંત દયા ઉત્પન્ન થઈ. પછી મેઘના શબ્દ પ્રમાણે ગંભીર તથા રમણીય વાણીવડે શિશિરનું ચંદ્રકિરણ જેમ શીતળ કરે છે, તેમ ભાષણ કરવા લાગ્યા.[૩૦] સૂત શૌનકાદિકને કહે છે;—હે ઋષિઓ! સકળ વેદપરાયણ એવા નારાયણનું ભાષણ વડવાગ્નિ પ્રમાણે પાપરૂપી સમુદ્રનો નાશ કરનારું સાંભળીને નારદ અતિ આનંદયુક્ત થઈ સપ્રેમ અંતઃકરણવડે આદિ પુરુષ નારાયણનાં વચન સાંભળવા માટે ફરી બોલવા લાગ્યા.[૩૧]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે મલમાસ દુ:ખનિરૂપણ એ નામનો ચતુર્થ અધ્યાય સમાપ્ત



## અધ્યાય ૫ મો

## મલમાસનું ગોલોકપ્રતિ ગમન

नारद उवाच ॥ किमुवाच महाभाग श्रुत्वा तद्वचनं हरिः ॥ चरणाग्रे निपतितमधिमासं तपोनिधे ॥१॥ श्रीनारायण उवाच ॥ शृणु नारद वक्ष्यामि यदुक्तं हरिणाऽनघ ॥ धन्योऽसि त्वं मुनिश्रेष्ठ यन्मां पृच्छसि सत्कथाम् ॥ २ ॥ श्रीकृष्ण उवाच ॥ शृणु तत्रत्यवृत्तांतं प्रवक्ष्यामि तवाग्रतः ॥ नेत्रकोणसमादिष्टस्तदा [illegible] हरिणाऽर्जुन ॥ ३ ॥ वीजयामास पक्षेण तं मासं मूर्च्छितं खगः ॥ उत्थितः पुनरेवाह नैतन्मे रोचते विभो ॥ ४ ॥ अधिमास उवाच ॥ पाहि पाहि जगद्धातः पाहि विष्णो जगत्पते ॥ उपेक्षसे कथं नाथ शरणं मामुपागतम् ॥५॥ इत्युक्त्वा वेपमानं तं विलपंतं मुहुर्मुहुः ॥ तमुवाच ह[illegible]केशो

નારાયણ ઋષિને નારદમુનિ પૂછે છે:–હે તપોનિધિ! હે મહાભાગ! એવી રીતે અધિક માસનું ભાષણ સાંભળી તથા ચરણારવિંદ પાસે પડેલા અધિક માસને જોઈ, ભગવાન્ શું કહેવા લાગ્યા?[૧] નારાયણ નારદને કહે છે:–હે નારદ! તેં ભગવત્કથા સાંભળવાને મને પ્રશ્ન કર્યો, તેથી તને ધન્ય છે. અધિકમાસને ભગવાને જે કહ્યું, તે હું તને કહું છું.[૨]

શ્રીકૃષ્ણ કામ્યકવનમાં અર્જુનને કહે છે;–હે અર્જુન! તને હું સર્વ વૃત્તાંત કહું છું, તે સાંભળ.[૩] અધિકમાસ ભગવાનની સન્મુખ લાંબો થઇને પડ્યો. તેને ગરુડે પોતાની પાંખવડે પવન ઉરાડ્યો, તેથી તે સાવધ થઈ ફરી ભગવાનને કહેવા લાગ્યો; હે ભગવન્! મને જીવતાં રહેવું સારું લાગતું નથી.[૪] હે જગત્પતિ! મારું રક્ષણ કરો! હું આપને શરણે આવ્યો છતાં, મારી ઉપેક્ષા કેમ કરો છો?[૫] એ પ્રમાણે વારંવાર થરથર કાંપતા તથા વિલાપ કરતા અધિક માસને જોઈ વૈકુંઠમાં વાસ

**वैकुंठनिलयो हरिः ॥ ६ ॥ श्रीविष्णुरुवाच ॥ उत्तिष्ठोत्तिष्ठ
भद्रं ते विषादं वत्स मा कुरु ॥ त्वद्दुःखं दुर्निवार्यं मे प्रति-
भाति निरीश्वर ॥ ७ ॥ इत्युक्त्वा मनसि ध्यात्वा तदुपायं
क्षणं प्रभुः ॥ विनिश्चित्य पुनर्वाक्यमुवाच मधुसूदनः ॥८॥
श्रीविष्णुरुवाच ॥ वत्सागच्छ मया सार्द्धं गोलोकं योगिदुर्ल-
भम् ॥ यत्रास्ते भगवान् कृष्णः पुरुषोत्तम ईश्वरः ॥ ९ ॥
गोपिकावृंदमध्यस्थो द्विभुजो मुरलीधरः ॥ नवीननीरदश्यामो
रक्तपंकजलोचनः ॥ १० ॥ शारदीयपार्वणेंदुशोभातिरोच-
नाननः ॥ कोटिकंदर्पलावण्यलीलाधाम मनोहरः ॥११॥ पीतां-
बरधरः स्रग्वी वनमालाविभूषितः ॥ सद्रत्नभूषणः प्रेमभूषणो**

કરનારા ભગવાન્ તેને કહે છે.[૬] શ્રી વિષ્ણુ કહે છેઃ–હે વત્સ! ઉઠ, ઉઠ, તારું કલ્યાણ થાઓ. તું ખેદ કર મા. હે નિરીશ્વર! તારું દુઃખ અનિવાર્ય છે, એમ મને લાગે છે.[૭] એવી રીતે કહી તેના દુઃખનો અંત લાવવાનો ઉપાય યોજી નિશ્ચય કરી ભગવાન્ તેની સાથે બોલવા લાગ્યા;[૮] હે વત્સ! તું મારી સાથે ગોલોકમાં ચાલ; જે ગોલોક યોગી પુરુષને પણ દુર્લભ છે. આ લોકમાં પુરુષોત્તમ એવા શ્રીકૃષ્ણનો વાસ છે.[૯]

તેમાં વસનારા શ્રીકૃષ્ણ ચંદ્રનાં સ્વરૂપનું હું શું વર્ણન કરું! નવા મેઘ સમાન શ્યામ શરીરવાળા, બે ભૂજાવાળા છતાં હાથને વિષે જેણે મધુર મુરલી ધારણ કરેલી છે એવા, નવાં રાતાં કમળો સમાન કોમળ અને મધુર સુંદર નેત્રવાળા તથા જે નિરંતર ગોપીઓના સમુદાયમાં રહેનારા છે;[૧૦] વળી શરદ પૂર્ણિમાના ચંદ્ર જેવું નિર્મળ અને સુશોભિત છતાં કોટિ કામદેવ સરખું લાવણ્યતાથી ભરેલું સુંદર જેમનું મુખારવિંદ છે,[૧૧] વિજળીના જેવું પીતાંબર જેણે પહેરેલું છે, મુક્તાફળો મણિઓ તથા અનેક પ્રકારનાં સુપુષ્પોની અનેક માળાઓ કંઠે પહેરેલા છતાં તે

भक्तवत्सलः ॥१२॥ चंदनोक्षितसर्वांगः कस्तूरीकुंकुमान्वितः॥
श्रीवत्सवक्षाः संभ्राजत्कौस्तुभेन विराजितः ॥ १३ ॥ सद्रत्न-
साररचितकिरीटी कुंडलोज्ज्वलः ॥ रत्नसिंहासनारूढः पार्षदैः
परिवेष्टितः ॥ १४ ॥ स एव परमं ब्रह्म पुराणपुरुषोत्तमः ॥
स्वेच्छामयः सर्वबीजं सर्वाधारः परात्परः ॥१५॥ निरीहो
निर्विकारश्च परिपूर्णतमः प्रभुः ॥ प्रकृतेः पर ईशानो निर्गुणो
नित्यविग्रहः ॥ १६ ॥ गच्छावस्तत्र त्वदुःखं श्रीकृष्णो व्यप-
नेष्यति ॥ श्रीनारायण उवाच ॥ इत्युक्त्वा तं करे कृत्वा
गोलोकं गतवान् हरिः ॥ १७ ॥ अज्ञानांधतमोध्वंसं ज्ञानवर्त्म-
प्रदीपकम् ॥ ज्योतिःस्वरूपं प्रलये पुरासीत् केवलं मुने ॥१८॥

સર્વની આસપાસ આવી રહેલી મોટી વનમાળા જેમણે ધારણ કરી છે,[૧૨] સર્વ અંગે કેસર, ચંદન, કસ્તુરી ઇત્યાદિ સૌભાગ્ય પરિમળોનો લેપ કરેલો છે, જેના વક્ષઃસ્થળને વિષે શ્રી વત્સલાંછન અને દેદીપ્યમાન કૌસ્તુભ મણિ પ્રકાશી રહ્યાં છે,[૧૩] મસ્તકને વિષે જેણે ઉત્તમમાં ઉત્તમ રત્નોથી જડેલો મુકુટ તથા કર્ણોમાં દિવ્ય મકરાકૃતિ કુંડળો ધારણ કીધાં છે, વળી જે બ્રહ્માને આદિ લઈ ત્રણે દેવમાં શ્રેષ્ઠ અને સર્વના જન્મા-દિકનું મુખ્ય બીજ છતાં સર્વના આધારભૂત તથા પુરાણ પુરુષોત્તમ સાક્ષાત્ પરબ્રહ્મ છે.[૧૪-૧૫] પોતાની મહા પ્રબળ માયાવડે સર્વને નિય-મમાં રાખનારા, ત્રિગુણાતીત, પરિપૂર્ણ, સ્વતંત્ર, નિર્વિકાર, તથા નિર-પેક્ષ જે શ્રીકૃષ્ણ ચંદ્ર છે, તેજ તારું દુઃખ દૂર કરશે; માટે ચાલ આપણે તેમની પાસે જઈએ." એવી રીતે કહી મધ્ય સમુદ્રમાં ડૂબતા મનુષ્યનો હાથ પકડી નાવિક જેમ વહાણમાં લઈ લે, તેમ તેનો હાથ પકડી પરમદયાળુ હરિ તેને ગોલોકમાં લઈ ગયા.[૧૬-૧૭] ગોલોક દિવ્ય

**सूर्यकोटिनिभं नित्यमसंख्यं विश्वकारणम् ॥ विभोः स्वेच्छामयस्यैव तज्ज्योतिरुल्बणं महत् ॥१९॥ ज्योतिरभ्यंतरे लोकत्रयमेव मनोहरम् ॥ तस्यैवोपरि गोलोकः शाश्वतो ब्रह्मवन्मुने ॥२०॥ त्रिकोटियोजनायामो विस्तीर्णो मंडलाकृतिः ॥ तेजःस्वरूपः सुमहद्रत्नभूमिमयः परः ॥२१॥ अदृश्यो योगिभिः स्वप्ने दृश्यो गम्यश्च वैष्णवैः ॥ ईशेन विधृतो योगैरंतरिक्षास्थितो वरः ॥२२॥ आधिव्याधिजरामृत्युशोकभीतिविवर्जितः ॥ सद्रत्नभूषितासंख्यमंदिरैः परिशोभितः ॥२३॥ तदधो दक्षिणे सव्ये पंचाशत्कोटिविस्तरात् ॥ वैकुंठः शिवलोकश्च तत्समः सुमनोहरः ॥२४॥ कोटियोजनविस्तीर्णो वैकुंठो मंडलाकृतिः॥**

અને પ્રકાશિત છે. તે જાણે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી જ્ઞાન માર્ગ પ્રકાશ કરનારો મહાજ્યોતિદીપક હોયની તેવો છે.[૧૮] અસંખ્ય વિશ્વના જન્માદિકના કારણરૂપ સ્વેચ્છાચારી શ્રી કૃષ્ણચંદ્રની ઇચ્છાથી જ તે કોટિ સૂર્ય સરખું પ્રકાશમાન અને નાશ રહિત વિરાજે છે.[૧૯] પાતાળ, પૃથ્વી અને સ્વર્ગ એ ત્રણે લોકની ઉપર જે મહાજ્યોતિરૂપ બ્રહ્મલોક પ્રકાશે છે, તેની અંતર્ગત પરમ મનોહર અને અક્ષય એવું ગોલોક આવેલું છે.[૨૦] એ ત્રણ કોટિ યોજન વિસ્તારવાળું, મંડળાકાર અને સર્વોત્કૃષ્ટ મહા તેજસ્વી છે; તેમાં રત્નોથી જ રચાયલાં દિવ્ય અને સુશોભિત અસંખ્ય મંદિરો શોભી રહ્યાં છે.[૨૧] વળી ત્યાં આધિ, વ્યાધિ, જરા, મૃત્યુ, શોક, ભય વગેરે કશું પણ ન હોવાથી તે લોક યોગી પુરુષોને પણ પ્રાપ્ત થવું દુર્લભ છતાં વૈષ્ણવજનોને અવલોકન કરવા તથા નિવાસ કરવા યોગ્ય છે.[૨૨–૨૩] સર્વના ઈશ્વર પરમાત્માએ પોતાના અગાધ સામર્થ્યવડે તેને અદ્ધર ધારણ કરેલું છે. આ ગોલોકથી પચીશ કોટિ

**लसत्पीतपटा रम्या यत्र तिष्ठंति वैष्णवाः ॥ २५ ॥ शंखचक्रगदापद्मश्रिया जुष्टचतुर्भुजाः ॥ स्त्रियो लक्ष्मीसमाः सर्वाः कूजन्नूपुरमेखलाः ॥२६॥ सव्येन शिवलोकश्च कोटियोजनविस्तृतः ॥ लयशून्यश्च सृष्टौ च पार्षदैः परिवारितः ॥ २७ ॥ निवसंति महाभागा गणा यत्र कपर्दिनः ॥ भस्मोद्धूलितसर्वांगा नागयज्ञोपवीतिनः ॥ २८॥ अर्धचंद्रलसद्भालाः शूलपट्टिशपाणयः ॥ सर्वे गंगाधराः शूरास्त्र्यंबका जयशालिनः ॥ २९ ॥ गोलोकाभ्यंतरे ज्योतिरतीव सुमनोहरम् ॥ परमाह्लादकं शश्वत्परमा-**

યોજન જેટલો નીચે દક્ષિણ બાજુએ વૈકુંઠલોક આવેલો છે ને ડાબી બાજુએ તેટલે જ અંતરે શિવલોક છે. આ બે લોક પણ ગોલોક જેવાં સુંદર અને મનોહર છે; પરંતુ તેના જેટલાં મોટાં નથી. વૈકુંઠલોક એક કોટિ યોજન વિસ્તારવાળો ને મંડલાકાર છે તથા દિવ્ય પિતાંબરાદિ વસ્ત્રાભૂષણો ધારણ કરનાર વૈષ્ણવો તેમાં નિવાસ કરે છે.[૨૪–૨૫] વળી તે સર્વેને શંખ, ચક્ર, ગદા, પદ્મ, ઇત્યાદિ આયુધો ધારણ કરવાથી અતિ શોભીતી ચાર ભુજાઓ છે; તથા તેમની સ્ત્રીઓ પણ મંજુલ શબ્દ કરતાં નૂપુર તથા મેખલાદિ શણગાર ધારણ કરેલી લક્ષ્મીસમાન છે.[૨૬]

શિવલોક, વૈકુંઠની પેઠે કોટિ યોજનના વિસ્તારવાળો છતાં અનાદિસિદ્ધ છે. કારણ કે તે આ સૃષ્ટિના આરંભકાળે ઉત્પન્ન થતો નથી, તેમ પ્રલયકાળમાં તેનો નાશ પણ થતો નથી. એ લોક શંકરના પાર્ષદોથી વિંટાયલો છે.[૨૭] તેમાં વસનારા મહાદેવના ગણોનાં સ્વરૂપ પણ શંકરના જેવાં જ છે. તેમનાં સર્વ અંગોપર ભસ્મનો લેપ, સર્પોનાં યજ્ઞોપવીત તથા આભૂષણો, અને કપાળને વિષે ચંદ્ર ધારણ કરેલ છે.[૨૮] તેમ જ હાથને વિષે ત્રિશૂળ અને પટ્ટિશ

**नंदकारणम् ॥ ३० ॥ ध्यायंते योगिनः शश्वद्योगेन ज्ञानचक्षुषा ॥ तदेवानंदजनकं निराकारं परात्परम् ॥३१॥ तज्ज्योतिरंतरे रूपमतीवसुमनोहरम् ॥ इंदीवरदलश्यामं पंकजारुणलोचनम् ॥३२॥ कोटिशारदपूर्णेंदुशोभातिरोचनाननम् ॥ कोटिमन्मथसौंदर्यलीलाधाममनोहरम् ॥ ३३ ॥ द्विभुजं मुरलीहस्तं सस्मितं पीतवाससम् ॥ श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभेन विराजितम् ॥ ३४ ॥ सद्रत्नकोटिखचितकिरीटकटकोज्ज्वलम् ॥ रत्नसिंहासनस्थं च वनमालाविभूषितम् ॥ ३५ ॥ तदेव परमं**

તથા મસ્તકને વિષે જટામાં ગંગા ધારણુ કરેલાં છે. એ બંને લોકની ઉપર આવેલા ગોલોકમાં વસનારું જે ભગવાનનું સ્વરૂપ છે, તે પરમજ્યોતિર્મય મહા મનોહર, નિરંતર પરમ આહ્લાદકારક તથા સર્વોત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરનારું છે.[૨૯–૩૦] એ જ્યોતિસ્વરૂપ કે જે પરાત્પર અને નિરાકાર છતાં આનંદકારક છે, તથા યોગ સામર્થ્યે કરીને જ્ઞાનદૃષ્ટિથી યોગીઓ જેનું નિરંતર ધ્યાન ધરે છે, તે બિંબની માંહે એક સુંદર, મનોહર અતિશય ઉત્તમ સ્વરૂપ વિરાજી રહેલું છે,[૩૧] કે જેનું સ્વરૂપ આપણે આગળ વર્ણુન કરી ગયા તેવું છે—અર્થાત્ નીલ કમળના જેવું શ્યામ જેનું શરીર છે, નવીન ખીલેલા રક્ત કમલ સમાન જેનાં અરુણુ નેત્રો છે,[૩૨] શરદ્ ઋતુના જેવા કોટિચંદ્રમાની શોભાને તુચ્છ કરે તેવું જેનું મુખારવિંદ છતાં કોટિમદન સૌંદર્ય લીલાનું જે સ્થાનક છે,[૩૩] વળી જેણે ગજેંદ્રની શુંડના જેવા ચૂડી ઉતાર સુંદર બાહુઓ છતાં સુંદર ખીલેલા કમળો સરખા શ્રી હસ્તમાં મુરલી ધારણુ કરેલી છે, વદન સદા હસતું અને જેણે કટિવસ્ત્ર સુંદર પીતવર્ણુનું પહેરેલું છે, જેના વક્ષઃસ્થળમાં શ્રીવત્સલાંછનની પૂર્ણુ શોભા

**ब्रह्म पूर्णं श्रीकृष्णसंज्ञकम् ॥ स्वेच्छामयं सर्वबीजं सर्वाधारं परात्परम् ॥ ३६ ॥ किशोरवयसं शश्वद्गोपवेषविधायकम् ॥ कोटिपूर्णेंदुशोभाढ्यं भक्तानुग्रहकारकम् ॥ ३७ ॥ निरीहं निर्विकारं च परिपूर्णतमं प्रभुम् ॥ रासमंडपमध्यस्थं शांतं रासेश्वरं हरिम् ॥ ३८ ॥ मंगलं मंगलार्हं च सर्वमंगलमंगलम् ॥ परमानंदराजं च सत्यमक्षरमव्ययम् ॥ ३९ ॥ सर्वसिद्धेश्वरं सर्वसिद्धिरूपं च सिद्धिदम् ॥ प्रकृतेः परमीशानं निर्गुणं नित्यविग्रहम् ॥ ४० ॥ आद्यं पुरुषमव्यक्तं पुरुहूतं पुरुष्टुतम् ॥ नित्यं स्वतंत्रमेकं च परमात्मस्वरूपकम् ॥ ४१ ॥ ध्यायंते वैष्णवाः शांताः शांतं शांतिपरायणम् ॥ एवंरूपं परं बिभ्रद्भगवानेक**

ઉપરાંત દેદીપ્યમાન કૌસ્તુભમણિ વિરાજી રહેલો છે,[૩૪] જેના સ્નિગ્ધ કેશવાળા સુંદર મસ્તકપર ઉત્તમ પ્રકાશવાળા રત્નોથી જડેલો મુકુટ છે, એ જ પરાત્મા સ્વતંત્ર, સર્વેશ્વર, સર્વનું બીજ, સર્વના આધારભૂત એવા "શ્રીકૃષ્ણ" એવે નામે પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે.[૩૫–૩૬] તે પ્રભુ નિરંતર આઠ વર્ષના સુંદર બાળક જેવડા છતાં ગોવાળને રૂપે રહી ક્રીડા કરે છે; કોટિ ચંદ્રના જેટલી શીતળતા ભરેલી દૃષ્ટિવડે ભક્તજન ઉપર અનુગ્રહ કરનારા છે.[૩૭] એ મંગળરૂપ, મંગળવસ્તુ ધારણ કરવાને યોગ્ય, સર્વ માંગલ્યમાં માંગલ્ય, પરમાનંદરૂપ, સર્વદા સત્યરૂપ, અવ્યય અને નાશ રહિત છે. તે સર્વ સિદ્ધ પુરુષોના ઈશ્વર, સર્વ સિદ્ધિરૂપ, સર્વ સિદ્ધિના આપનાર, પ્રકૃતિથી પર, સર્વના નિયામક, સત્વાદિ ગુણરહિત અને શાશ્વત સ્વરૂપ છે.[૩૮–૪૦] એ પરમાત્મા આદિ પુરુષ, અવ્યક્ત, સર્વકાળ સ્વતંત્ર અને અદ્વિતીય છતાં ઇંદ્ર જેમનું સ્તવન કરે છે,[૪૧] તે વૈકુંઠપતિ વિષ્ણુએ પોતાને શરણે આવેલા અધિકમાસને સાથે લઈ વિરજા

एव सः ॥ ४२ ॥ श्रीनारायण उवाच ॥ एवमुक्त्वा ततो विष्णुरधिमाससमन्वितः ॥ गोलोकमगमच्छीघ्रं विरजोवेष्टितं परम् ॥ ४३ ॥ सूत उवाच ॥ इतीरयित्वा गिरमात्तसत्क्रियां मुनीश्वरे तूष्णिमवस्थिते मुनिः ॥ जगाद वाक्यं विधिजो महोत्सवाच्छुश्रूषुरानंदनिधेर्नवाः कथाः ॥ ४४ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे श्रीनारायणनारदसंवादे पुरुषोत्तममहात्म्ये विष्णोर्गोलोकगमनं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

નદીથી વિંટાયલા ગોલોકને વિષે શીઘ્રતાથી ગમન કર્યું. હે ઋષિવરો! જેણે કરીને સત્કર્મ પ્રાપ્ત થાય એવી ઉપરની કથા કહી બદરિકાશ્રમ નિવાસી નારાયણ ઋષિ બોલતા બંધ રહ્યા.[૪૨-૪૩] ત્યારે તે કથારૂપ અમૃતના સાગરમાં લીન થયેલા નારદમુનિ હવે પછીનું વૃત્તાંત શ્રવણ કરવાને બહુ ઉત્સાહથી પ્રશ્ન પૂછવા લાગ્યા."[૪૪]

ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે મલમાસનું ગોલોકપ્રતિ ગમન એ નામનો પંચમ અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૬ ઠ્ઠો

## મલમાસ દુઃખ નિવેદન

नारद उवाच ॥ वैकुंठाधिपतिर्गत्वा गोलोके किं चकार ह ॥ तद्वदस्व कृपां कृत्वा मह्यं शुश्रूषवेऽनघ ॥ १ ॥ श्रीनारायण उवाच ॥ शृणु नारद वक्ष्येऽहं यज्जातं तत्र तेऽनघ ॥

નારદ પૂછે છે. "હે નિષ્પાપ! હે નારાયણ! એ ગોલોકને વિષે જઈ વિષ્ણુએ પછી શું કર્યું, તે સાંભળવાની મારી ઉત્કંઠા છે, તે કૃપા કરીને કહો."[૧] એ સાંભળી મહર્ષિ નારાયણે કહ્યું, "હે વત્સ

विष्णुर्गोलोकमगमदधिमासेन संयुतः ॥ २ ॥ तन्मध्ये भगवद्धाम मणिस्तंभैः सुशोभितम् ॥ ददर्श दूरतो विष्णुर्ज्योतिर्धाम मनोहरम् ॥ ३ ॥ तत्तेजःपिहिताक्षोऽसौ शनैरुन्मील्य लोचने ॥ मंदं मंदं जगामाधिमासं कृत्वा स्वपृष्ठतः ॥ ४ ॥ उपमंदिरमासाद्य साधिमासो मुदान्वितः ॥ उत्थितैर्द्वारपालैश्च वंदितांघ्रिर्हरिः शनैः ॥ ५ ॥ प्रविष्टो भगवद्धाम शोभासंमुष्टलोचनः ॥ तत्र गत्वा ननामाशु श्रीकृष्णं पुरुषोत्तमम् ॥ ६ ॥ गोपिकावृंदमध्यस्थं रत्नसिंहासने स्थितम् ॥ नत्वोवाच रमानाथो बद्धांजलिपुटः पुरः ॥७॥ श्रीविष्णुरुवाच ॥ वंदे विष्णुं गुणातीतं गोविंदमेकमक्षरम् ॥ अव्यक्तमव्ययं व्यक्तं गोपवेषविधायिनम् ॥ ८ ॥ किशोरवयसं शांतं गोपीकांतं मनोहरम् ॥ नवीननीरदश्यामं कोटिकंदर्पसुंदरम् ॥ ९ ॥ वृंदावनवनाभ्यंते

નારદ! અધિક માસ સહિત વિષ્ણુ ભગવાન્ ત્યાં ગયા, તો તે લોકની મધ્યે મણિમય સ્તંભથી સુશોભિત ભગવાનનું મંદિર, જે કેવળ જ્યોતિર્મય મનોહર સ્થાન છે, તે દૂરથી તેમના જોવામાં આવ્યું.[૨-૩] તેના દ્વારમાં પ્રવેશ કરતાં શ્રીહરિને જોઈ દ્વારપાળે તેમનાં ચરણાવિંદને નમસ્કાર કર્યા. પછી અંતઃપુરમાં ગયા તો[૪] ત્યાં પૂર્ણ પુરુષોત્તમ જ્યોતિર્મય ભગવાન્ શ્રીકૃષ્ણ બિરાજેલા હતા. તેમને વિષ્ણુએ અભિવંદન કર્યું.[૫] તે પછી ગોપીસમૂહમાં રત્નસિંહાસનપર બિરાજેલા તે પરમાત્માની હાથ જોડી રુડે પ્રકારે સ્તુતિ કરી:—[૬-૭] "હે પ્રભુ! આપ જે સત્વાદિ ગુણરહિત, અવ્યક્ત અને વ્યય રહિત છતાં ગોપવેશ ધારણ કરવાથી વ્યક્ત છો, એવા વ્યાપી ભગવાનને હું નમસ્કાર કરું છું.[૮] જે નિરંતર

रासमंडलसांस्थितम् ॥ लसत्पीतपटं सौम्यं त्रिभंगललिताकृतिम् ॥ १० ॥ रासेश्वरं रासवासं रासोल्लाससमुत्सुकम् ॥ द्विभुजं मुरलीहस्तं पीतवाससमच्युतम् ॥ ११ ॥ इत्येवमुक्त्वा तं नत्वा रत्नसिंहासने वरे ॥ पार्षदैः सत्कृतो विष्णुः स उवाच तदाज्ञया ॥ १२ ॥ नारायण उवाच ॥ इति विष्णुकृतं स्तोत्रं प्रातरुत्थाय यः पठेत् ॥ पापानि तस्य नश्यंति दुःस्वप्नः सत्फलप्रदः ॥ १३ ॥ भक्तिर्भवति गोविंदे पुत्रपौत्रविवर्धिनी ॥ अकीर्तिः क्षयमाप्नोति सत्कीर्तिर्वर्द्धते चिरम् ॥ १४ ॥ उपविष्ट-स्ततो विष्णुः श्रीकृष्णचरणांबुजे ॥ नामयामास तं मासं वेपमानं तदग्रतः ॥ १५ ॥ तदा पप्रच्छ श्रीकृष्णः कोऽयं कस्मा-

બાળવય, કોટિ કંદર્પતુલ્ય મનોહર, નૂતન મેઘના જેવા શ્યામ સુંદર અને ગોપીજનવલ્લભ છે, તેમને હું નમસ્કાર કરું છું.[૯] પીતાંબર ધારણ કરનાર, સૌમ્ય મૂર્તિ, અને લલિતત્રિભંગી એવા જે રાસેશ્વર, રાસ વિલાસી, રાસોત્સવ કરવાને ઉત્સુક અને મુરલીધર અચ્યુત જે આપ, તેને હું વારંવાર નમસ્કાર કરું છું."[૧૦-૧૧] આવું સ્તવન કરતાં જ શ્રીકૃષ્ણના પાર્ષદે વિષ્ણુનો સત્કાર કરી તુરત તેમને રત્નસિંહાસનપર બેસાડ્યા.[૧૨]

નારાયણ કહે છે; "હે નારદ! આ વિષ્ણુએ કહેલા શ્રીકૃષ્ણના સ્તોત્રનો પાઠ પ્રાતઃકાળમાં ઉઠીને કોઈ કરશે તો તેનાં સર્વ પાપોનો નાશ થઈ ઉત્તમ ફળની પ્રાપ્તિ થશે.[૧૩] અને તેને પૂત્ર, પૌત્રાદિની વૃદ્ધિ કરનારી શ્રીગોવિંદની ભક્તિ પ્રાપ્ત થવા ઉપરાંત અપકીર્તિનો ક્ષય થઈ સત્કીર્તિ પ્રાપ્ત થશે."[૧૪]

હવે ઉપર પ્રમાણે સ્તવન કરી સિંહાસનપર બિરાજ્યા પછી વિષ્ણુએ પોતાની સાથે જે મળમાસ હતો, તેને શ્રીકૃષ્ણનાં ચરણમાં

**दिशागतः ॥ यस्माद्रुदति गोलोके न कश्चिद्दुःखमश्नुते ॥ १६ ॥ गोलोकवासिनः सर्वे सदानंदपरिप्लुताः ॥ स्वप्नेऽपि नैव शृण्वंति दुर्वार्तां च दुरन्वयाम् ॥१७॥ तस्मादयं कथं विष्णो मदग्रे दुःखितः स्थितः ॥ मुञ्चन्नश्रूणि नेत्राभ्यां वेपते च मुहुर्मुहुः ॥ १८ ॥ श्रीनारायण उवाच ॥ नवांबुदानीकमनोहरस्य गोलोकनाथस्य वचो निशम्य ॥ उवाच विष्णुर्मलमासदुःखं प्रोत्थाय सिंहासनतः समग्रम् ॥ १९ ॥ श्रीविष्णुरुवाच ॥ वृंदावनकलानाथ श्रीकृष्ण मुरलीधर ॥ श्रूयतामधिमासोऽयं दुःखं वच्मि तवाग्रतः ॥ २० ॥ तस्मादहमिहायातो गृहीत्वा मुनिरीश्वरम् ॥ दुःखदावानलं तीव्रमेतदीयं निराकुरु ॥२१॥**

નમસ્કાર કરવા કહ્યું; કારણ કે તે શ્રીકૃષ્ણના સન્મુખ આવતાં બહુ કાંપતો હતો.[૧૫] તેથી તેને નમસ્કાર કરતો જોઈ શ્રીહરિએ પૂછ્યું કે, "આ કોણ છે ને અહીં શા માટે આવ્યો છે? વળી આ ગોલોક, કે જેમાં કોઈને પણ દુઃખ ન છતાં સૌ સદા સર્વદા આનંદમાં નિમગ્ન રહે છે, ત્યાં આવીને અને વળી મારા સન્મુખ ઉભો રહીને એ શા માટે નેત્રમાંથી અશ્રુધારે રડતો કંપાયમાન થતો કેમ ઉભો છે?"[૧૬–૧૮] આવાં ઘનશ્યામ ગોલોકપતિનાં વચન સાંભળી, વિષ્ણુએ સિંહાસનપરથી હેઠે ઉતરી, દીન એવા મળમાસ સંબંધી સર્વ વૃત્તાંત તેમને નિવેદન કરવા લાગ્યા.[૧૯] વિષ્ણુ બોલ્યા, "હે વૃંદાવનચંદ્ર! આ અધિકમાસ નામના પુરુષનું સર્વ દુઃખ હું આપને વિદિત કરું છું, તે કૃપા કરી સાંભળો.[૨૦]

આપ સર્વજ્ઞ, સર્વેશ્વર તથા સર્વાંતર્યામી છો; માટે આપનાથી અજાણ્યું કશુંએ નથી. આ સ્વામી વગરનો મળમાસ છે, જે સર્વનો

**अयं त्वधिकमासोऽस्ति व्यपेतरविसंक्रमः ॥ मलिनोऽयमनर्होऽस्ति शुभकर्माणि सर्वदा ॥ २२ ॥ न स्नानं नैव दानं च कर्तव्यं प्रभुवर्जिते ॥ एवं तिरस्कृतः सर्वैर्वनस्पतिलतादिभिः ॥ २३ ॥ मासैर्द्वादशभिश्चैव कलाकाष्ठालवादिभिः ॥ अयनैर्हायनैश्चैव स्वामिगर्वसमन्वितैः ॥ २४ ॥ इति दुःखानलेनैव दग्धोऽयं मर्तुमुन्मुखः ॥ अन्यैर्दयालुभिः पश्चात्प्रेरितो मामुपागतः ॥२५॥ शरणार्थी हृषीकेश वेपमानो रुदन्मुहुः ॥ सर्वं निवेदयामास दुःखजा[illegible]तम् ॥ २६ ॥ एतदीयं महद्दुःखमनिवार्यं भवद्दते ॥ अतस्त्वामाश्रितो नूनं करे कृत्वा निराश्रयम् ॥ २७ ॥ परदुःखासहिष्णुस्त्वमिति वेदविदो जगुः ॥ अत एनं निरा-**

તિરસ્કાર પામવાથી મહા દુઃખી છે ને તેટલા જ માટે હું તેને આપને શરણે લઈ આવ્યો છું; માટે આપ તેનાપર કૃપા કરી તેનું દાવાનળ સરખું તીવ્ર દુઃખ દૂર કરશો.[૨૧] એ અધિક માસમાં સૂર્યનું સંક્રમણ નહિ હોવાથી તે મલિન થઇને શુભ કામને વિષે નિરંતર અયોગ્ય થયો છે.[૨૨] એને માથે કોઈ પણ નિયામક દેવતા નહિ હોવાથી એના પ્રચલનમાં સ્નાન દાનાદિક કશુંએ કર્મ કરવું નહિ, એમ વનસ્પતિ લતાદિકથી માંડીને તે બારે માસ, સંવત્સર, અયનો, દિન, રાત્રિ, ઘટિ, પળ વગેરે સૌએ મળી તેનો ત્યાગ કર્યો છે;[૨૩-૨૪] કારણ કે તે સર્વે, પોતપોતાને માથે અધિપતિ દેવતાઓ હોવાથી ગર્વવાળા છે. આવી રીતે દુઃખરૂપી દાવાનળવડે દગ્ધ થવાથી હવે મરવું જ કેવળ ઉત્તમ છે એમ તે ધારતો હતો, તેવામાં કોઈ દયાળુજનોની પ્રેરણાથી વૈકુંઠમાં તે મારી પાસે આવ્યો.[૨૫] ત્યાં રડતાં તથા કાંપતાં કાંપતાં પોતાનું અનિવાર્ય દુઃખ મને કહ્યું.[૨૬] પરંતુ આપના શિવાય તેનું એ મહા

**तंकं सानंदं कृपया कुरु ॥२८॥ त्वदीयचरणांभोजं गतो नैवावशोचते ॥ इति वेदवचो मिथ्या कथंभावि जगत्पते ॥२९॥ मदर्थमपि कर्तव्यमेतद्दुःखनिवारणम् ॥ सर्वं त्यक्त्वाऽहमायातो यातं मे सफलं कुरु ॥३०॥ मुहुर्मुहुर्न वक्तव्यं कदाऽपि प्रभुसन्निधौ ॥ वदंत्येवं महाप्राज्ञा नित्यं नीतिविशारदाः ॥३१॥ इति विज्ञाप्य भूमानं बद्धांजलिपुटो हरिः ॥ पुरस्तस्थौ भगवतो निरीक्षंस्तन्मुखांबुजम् ॥३२॥ ऋषय ऊचुः ॥ सूत सूत वदान्योऽसि जीव त्वं शाश्वतीः समाः ॥ पिबामो यन्मुखात्सेव्यं हरिलीलाकथामृतम् ॥३३॥ गोलोकवासिना सूत किमुक्तं किं कृतं वद ॥ विष्णुश्रीकृष्णसंवादः सर्वलोको-**

દુઃખ નિવારણ કરી શકનાર કોઈ નથી; તેથી તેને અહીં લાવી મેં હાથ ઝાલી આપને સ્વાધીન કીધો છે.[૨૭] કારણ કે આપ પારકું દુઃખ જોઈ શકતા નથી, એવું વેદ જાણનારાઓ પણ કહે છે. માટે કૃપા કરીને એને દુઃખ વગરનો તથા આનંદયુક્ત કરો.[૨૮] આપનાં ચરણારવિંદમાં આવેલો પ્રાણી કદી દુઃખી કે શોકગ્રસ્ત રહેતો નથી, એવું વેદવચન છે.[૨૯] વળી હે પ્રભો! જો એના ઉપર કદાચ આપની કૃપા ન હોય તો, પછી છેવટે મને સંતોષ પમાડવા માટે પણ એનું દુઃખ નિવારણ કરશો, એવી મારી પ્રાર્થના છે; કારણ કે હું એને માટે મારું સર્વ કાર્ય મૂકી અહીં આવ્યો છું.[૩૦] વળી નીતિશાસ્ત્ર સંપન્ન મહાજ્ઞાનીઓ પણ એમ કહે છે કે, પ્રભુની સન્નિધિમાં વારંવાર બોલવું નહિ, માટે હવે હું એ સંબંધે આપને વધારે કહેવા ઇચ્છતો નથી."[૩૧] એવી રીતે પ્રભુનું વિજ્ઞાપન કરી હાથ જોડી વિષ્ણુ તેમનાં મુખકમળ સામું જોતા ઉભા રહ્યા.[૩૨]

**पकारकः ॥ ३४ ॥ विधिसुतः किमपृच्छदृषीश्वरं तदधुना वद सूत तपस्विनः ॥ परमभागवतः स हरेस्तनुस्तदुदितं वचनं परमौ-षधम् ॥ ३५ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे पुरुषोत्तमविज्ञप्तिर्नाम षष्ठोऽध्यायः॥६॥**

આટલું કહી સૂતપુરાણિ મૌન રહ્યા. ત્યારે સર્વ ઋષિમંડળે તેમને કહ્યું, "હે સૂત! તમારું કલ્યાણ થાઓ. તમે ભગવાનનું કથામૃત દાન કરવામાં મોટા શૂર છો. તમારું આયુષ્ય બહુ વર્ષ સુધી દીર્ઘ હો. એટલે આપનાં મુખથી સેવન કરવા યોગ્ય હરિની કથામૃતનું અમે પાન કરીએ.[૩૩] બ્રહ્મપુત્ર નારદ કે જે પરમ હરિભક્ત હોવાથી સાક્ષાત્ શ્રીહરિનો દેહ જ છે, તેમણે આ સંબંધે મહર્ષી નારાયણને શો પ્રશ્ન કર્યો, તે અમને સવિસ્તર સંભળાવશો; કારણ કે તેઓનો પ્રશ્ન કાંઈ સાધારણ નહિ, છતાં સંસારરોગની પરમ ઔષધિરૂપ જ હશે.[૩૪–૩૫]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'મળમાસ દુઃખ નિવેદન' એ નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત

---

## અધ્યાય ૭ મો

### મલમાસનું પુરુષોત્તમ માસ નામ

**सूत उवाच ॥ भवद्भिर्यः कृतः प्रश्नस्तमचीकरदाशुगः ॥ यदुत्तरमुवाचेशस्तद्वदामि तपोधनाः ॥ १ ॥ नारद उवाच ॥ विष्टरश्रवसि मौनमास्थिते [illegible] परदुःखमपार[illegible] ॥ किं चकार [illegible]रुषोत्तमः परस्तद्वदस्व बदरीपतेऽधुना ॥ २ ॥ श्री-**

સૂતમુનિ કહે છે, "હે તપરૂપી ધનવાળા ઋષિવરો! નારદમુનિએ પણ તમારા જેવો જ પ્રશ્ન કર્યો હતો, તેના પ્રત્યુત્તરમાં નારાયણે કહ્યું

**नारायण उवाच ॥ गोलोकनाथो यदुवाच विष्णुं तदेव गुह्यं कथयामि वत्स ॥ वाच्यं सुभक्ताय सदास्तिकाय शुश्रूषवे दंभविवर्जिताय ॥ ३ ॥ सुकीर्तिकृत्पुण्यकरं यशस्यं सत्पुत्रदं वश्यकरं च राज्ञाम् ॥ दारिद्र्यदावाग्निरनल्पपुण्यैः श्राव्यं तथा कार्यमनन्यभक्त्या ॥ ४ ॥ श्रीपुरुषोत्तम उवाच ॥ समीचीनं कृतं विष्णो यदत्रागतवान् भवान् ॥ मलमासं करे कृत्वा लोके कीर्तिमवाप्स्यसि ॥ ५ ॥ यस्त्वयोरीकृतो जीवः स मयैवो-ररीकृतः ॥ अत एनं करिष्यामि सर्वोपरि मया समम् ॥६॥ गुणैः कीर्त्यानुभावेन षड्भगैश्च पराक्रमैः ॥ भक्तानां वरदानेन**

કે, "હે નારદ! એ વિષ્ટરશ્રવા નામના વિષ્ણુને ગોલોકપતિ શ્રીકૃષ્ણે જે પરમ ઉદાર વચનો કહ્યાં, તે જો કે ઘણાં ગુહ્ય છે, છતાં તું પરમ ભક્ત હોવાથી હું તને સંભળાવું છું. જે સુભક્ત, આસ્તિક અને દંભ રહિત હોવા છતાં એ શ્રવણ કરવાને પરમ જિજ્ઞાસુ હોય, તેને જ એ સાંભળવું જોઇએ.[૨-૩] તે સુકીર્તિકર, પુણ્યકારક, યશની વૃદ્ધિ કરનાર તથા સત્પુત્રપ્રદ• છતાં રાજાને વશ કરનાર છે, માટે દારિદ્ર્યરૂપી દાવાગ્નિથી દગ્ધ થયેલાએ બહુ પુણ્યપ્રદ આ આખ્યાન અનન્ય ભક્તિ યુક્ત થઈ સાંભળવું.[૪] પુરુષોત્તમ કહે છેઃ—"હે વિષ્ણુ! હે શ્રીપતિ! હે વૈકુંઠાધીશ, તમે કે જે સાક્ષાત્ મારું સ્વરૂપ જ છતાં મારા અંતઃકરણની ગુહ્ય ઇચ્છા પ્રમાણે અનુવર્તન કરનારા છો, તે આ મળમાસને આશ્રય આપી અહીં લાવ્યા, તે ઘણું જ સારું કર્યું. એને યોગે આ લોકમાં તમારી બહુ કીર્તિ થશે.[૫] તમે જેનો અંગીકાર કર્યો, તે જીવનો હું પણ સ્વીકાર કરું છું ને તેટલા માટે આ મળમાસને તેના સર્વ દુઃખથી મુક્ત કરી તેમ જ સર્વ થકી અધિક મોટો કરી,[૬] સર્વ વાતે

**गुणैरन्यैश्च मामकैः ॥ ७ ॥ अहमेतैर्यथालोके प्रथितः पुरुषो-त्तमः ॥ तथाऽयमपि लोकेषु प्रथितः पुरुषोत्तमः ॥८॥ अस्मै समर्पिताः सर्वे ये गुणा मयि संस्थिताः ॥ पुरुषोत्तमेति मन्नाम प्रथितं लोकवेदयोः ॥ ९ ॥ तदप्यस्मै मया दत्तं तव तुष्ट्यै जनार्दन ॥ अहमेवास्य संजातः स्वामी च मधुसूदन ॥१०॥ एतन्नाम्ना जगत्सर्वं पवित्रं च भविष्यति ॥ मत्सादृश्यमुपागम्य मासानामधिपो भवेत् ॥ ११ ॥ जगत्पूज्यो जगद्वंद्यो मासोऽयं तु भविष्यति ॥ पूजकानां च सर्वेषां दुःखदारिद्र्यखंडनः ॥ १२ ॥ सर्वे मासाः सकामाश्च निष्कामोऽयं मया कृतः ॥**

મારી બરાબર જ કરી મૂકું છું. અર્થાત્ ગુણો, કીર્તિ, પ્રભાવ, ઐશ્વર્યતા, પરાક્રમ, ભક્તને વરદાન આપવું, અને એ સિવાય મારામાં જે જે ગુણો છે[૭] તે સર્વને લીધે જેવો હું "પુરુષોત્તમ" એવે નામે આ લોકમાં પ્રસિદ્ધ છું, તેવો જ એ મળમાસ પણ સર્વ લોકને વિષે "પુરુષોત્તમ" એ નામથી પ્રસિદ્ધ થાઓ.[૮] જે ગુણો મારામાં છે, તે સર્વ તેનામાં પણ સ્થિત થાઓ અને હે જનાર્દન! સર્વ લોકમાં તથા વેદમાં સુપ્રસિદ્ધ એવું જે મારું પુરુષોત્તમ નામ, તે પણ તમારા સંતોષને અર્થે હું તેને અર્પણ કરું છું. એટલું જ નહિ, પણ એ અધિકારી સ્વામી વગરનાનો સ્વામી પણ આજથી હું જ થયો.[૯-૧૦] હે મધુસૂદન! એવી રીતે મારું સાદૃશ્ય પ્રાપ્ત થવાથી એ મળમાસ બીજા સર્વે મહિનાઓમાં શ્રેષ્ઠ થશે[૧૧] તથા એ પુરુષોત્તમના નામથી જ સંપૂર્ણ જગતમાં પ્રસિદ્ધ થશે. વળી જગતમાં આ માસ, મારા જેવો પૂજ્ય તથા વંદ્ય થઈને સર્વના દુઃખ—દારિદ્ર્યનો નાશ કરનાર થશે.[૧૨] બીજા સર્વ માસ સકામ છે, પરંતુ આ માસ નિષ્કામ,

**मोक्षदः सर्वलोकानां मत्तुल्योऽयं मया कृतः ॥ १३ ॥ अकामः सर्वकामो वा योऽधिमासं प्रपूजयेत् ॥ कर्माणि भस्मसात्कृत्वा मामेवैष्यत्यसंशयम् ॥ १४॥ यदर्थं च महाभागा यतिनो ब्रह्मचारिणः ॥ तपस्यंति महात्मानो निराहारा दृढव्रताः ॥१५॥ फलपत्रा निराहाराः कामक्रोधविवर्जिताः ॥ जितेंद्रियचयाः सर्वे प्राव्टट्काले निराश्रयाः ॥१६॥ शीतातपसहाश्चैव यतंते गरुडध्वज ॥ तथापि नैव मे यांति परमं पदमव्ययम् ॥ १७॥ पुरुषोत्तमस्य भक्तास्तु मासमात्रेण तत्पदम् ॥ अनायासेन गच्छंति जरामृत्युविवर्जितः ॥१८॥ सर्वसाधनतः श्रेष्ठः सर्व-**

કોઈ પણ જાતનું ફળ મેળવવાની ઇચ્છા વગર પૂજવા યોગ્ય હોવાથી સર્વ લોકને મોક્ષપ્રદ થશે.[૧૩] છતાં નિષ્કામ અથવા સકામ બુદ્ધિવડે પણ જે કોઈ આ અધિક માસનું પૂજન કરશે, તેનાં સર્વ કુકર્મો બળી જઈ, તે પ્રાણી મારાં ચરણારવિંદને પ્રાપ્ત થશે, એમાં કશો સંશય નથી.[૧૪] વળી હે ગરુડધ્વજ ! જે કોઈ ભાગ્યશાળી મહાત્માઓ, સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ વગેરે નિરાહાર વ્રત ધારણ કરીને ઉત્સાહ સહિત તપ આચરે છે,[૧૫] તેમ જ કેટલાક ફળ, પત્ર અથવા માત્ર વાયુનો જ આહાર કરીને તથા કામ, ક્રોધાદિ રહિત થઇ ઇંદ્રિયસમૂદાયને વશ કરીને[૧૬] નિરંતર અરણ્યમાં વસી ટાઢ, તડકો, વર્ષાદ એ વગેરે સહન કરી મહાયત્નથી ઉગ્ર તપ કરે છે, તે સઘળું માત્ર મારી પ્રાપ્તિ થવા માટે જ છે, પરંતુ તેઓને મારા ઉત્તમ અવિનાશી ચરણની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે.[૧૭] પરંતુ જે આ પુરુષોત્તમ ભક્ત હશે, તે તો આ પુરુષોત્તમ માસમાં કરેલા ધર્માચરણવડે કરીને જરા, મૃત્યુ વિનાની મારી ચરણસેવામાં અનાયાસે પ્રાપ્ત થશે.[૧૮] એવી રીતે આ માસ

**कामार्थसिद्धिदः ॥ तस्मात्संसेव्यतामेष मासोऽयं पुरुषोत्तमः ॥१९॥ सीतानि क्षिप्तबीजानि वर्धंते कोटिशो यथा ॥ तथा कोटिगुणं पुण्यं कृतं मे पुरुषोत्तमे ॥ २० ॥ चातुर्मास्यादिभिर्यज्ञैः स्वर्गं गच्छंति केचन ॥ तत्रत्यं भोगमासाद्य पुनर्गच्छंति भूतलम् ॥ २१ ॥ विधिवत्सेवते यस्तु पुरुषोत्तममादरात् ॥ कुलं स्वकीयमुद्धृत्य मामेवैष्यत्यसंशयम् ॥२२॥ मामुपेतोऽत्र संसारं जन्ममृत्युभयाकुलम् ॥ आधिव्याधिजराग्रस्तं न पुनर्याति मानवः ॥२३॥ यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ इतिच्छंदोवचः सत्यमसत्यं जायते कथम् ॥ २४ ॥ एतन्मासा-**

સર્વ સાધન કરવા માટે શ્રેષ્ઠ તથા સર્વ મનઃકામના પૂરી કરનાર થયો. માટે તેનું મારી પેઠે જ સેવન કરવું, એવી મારી આજ્ઞા છે.[૧૯] જેવી રીતે ખેડેલી જમીનમાં વાવેલાં બીજ કરોડો ગણો લાભ કરે છે, તેવી રીતે આ પુરુષોત્તમ માસમાં કરેલા પુણ્યથી કરોડગણું ફળ પ્રાપ્ત થશે.[૨૦]

બીજાં સર્વ કર્મો, ક્રિયાઓ અને ચાતુર્માસ્યને આદિ લઈ સર્વ યજ્ઞો વગેરે કરવાથી જે ફળ થાય છે, તેના યોગે મનુષ્યને સ્વર્ગ મળે છે, અને તે યજ્ઞ વગેરે ક્રિયાનું ફળ ભોગવાઈ રહ્યું કે, ફરી પ્રાણીને પાછું પૃથ્વી ઉપર આવવું પડે છે.[૨૧] પણ આ પુરુષોત્તમ માસમાં જે પુરુષ યથાવિધિ આદરપૂર્વક મારું સેવન કરશે, તે પોતાના કુળનો પણ ઉદ્ધાર કરીને નિશ્ચે મને પ્રાપ્ત થશે.[૨૨] એવી રીતે પુરુષોત્તમ માસનું વ્રત કરીને મને પ્રાપ્ત થયેલો મનુષ્ય આ જન્મ, મૃત્યુ, જરા, ભય, આધિ, વ્યાધિ વગેરેથી ભરેલા સંસારમાં ફરીથી કદી આવવાનો નથી;[૨૩] કારણ કે જે સ્થાને ગયા પછી ત્યાંથી ફરી પાછું આવવું પડતું જ નથી,

**धिपश्चाहं मयैवायं प्रतिष्ठितः ॥ पुरुषोत्तमेति मन्नाम तदप्यस्मै समर्पितम् ॥ २५ ॥ तस्मादेतस्य भक्तानां मम चिंता दिवानिशम् ॥ तद्भक्तकामनाः सर्वाः पूरणीया मयैव हि ॥ २६ ॥ कदाचिन्मम भक्तानामपराधोऽधिगण्यते ॥ पुरुषोत्तमभक्ताना नापराधः कदाचन ॥ २७ ॥ मदाराधनतो विष्णो मदीयाराधनं प्रियम् ॥ मद्भक्तकामनादाने विलंबेऽहं कदाचन ॥ २८ ॥ मदीयमासभक्तानां न विलंबः कदाचन ॥ मदीयमासभक्ता ये ममैवातीव वल्लभाः ॥२९॥ य एतस्मिन्महामूढा जपदानादिवर्जिताः ॥ सत्कर्मस्नानरहिता देवतीर्थद्विजद्विषः ॥ ३० ॥**

એવું મારું સર્વોત્કૃષ્ટ પદ છે, એમ વેદમાં કહેલું છે, તે મિથ્યા કેમ થાય ?[૨૪] વળી મેં આ પતિ વગરના માસનો અધિપતિ થઈ એની આટલી બધી પ્રતિષ્ઠા વધારી તથા મારું "પુરુષોત્તમ" નામ પણ એને અર્પણ કર્યું.[૨૫] તેથી તે પુરુષોત્તમ માસના ભક્તની મને અહોરાત્ર ચિંતા રહેશે; કેમકે તે મારો ભક્ત હોવાથી તેના ભક્તની સર્વ મનઃકામના મારે પૂરી કરવી યોગ્ય છે.[૨૬] વખતે મારા ભક્તના અપરાધ જોઈને તો કદાચ મારી કરડી નજર પણ થાય, પણ એ પુરુષોત્તમ માસના ભક્તના અપરાધોની તો કદી અવગણના પણ હું કરી શકતો નથી.[૨૭] કારણ કે મારું આરાધન કરવા કરતાં મારા ભક્તનું આરાધન કે સેવા કરનાર મને ઘણો પ્રિય છે, માટે તેની મનઃકામના પરિપૂર્ણ કરવામાં કદી હું વિલંબ કરીશ;[૨૮] પણ મારા માસ ભક્તનું કાર્ય કરવામાં હું વિલંબ કરનાર નથી. મારા માસનો જે ભકત છે, તે મને અત્યંત પ્રિય છે.[૨૯] આટલું છતાં જે મૂઢજન એ માસમાં જપ, દાન વગેરે સત્કર્મ તથા યથાવિધિ સ્નાન પણ નહિ કરે, તે સર્વ દેવ, તીર્થ

जायंते दुर्भगा दुष्टाः परभाग्योपजीविनः ॥ न कदाचित्सुखं तेषां स्वप्नेऽपि शशशृंगवत् ॥ ३१ ॥ तिरस्कुर्वंति ये मूढा मलमासं मम प्रियम् ॥ नाचरिष्यंति ये धर्मं ते सदा निरयालयाः ॥ ३२ ॥ पुरुषोत्तममासाद्य वर्षे वर्षे तृतीयके ॥ नाचरिष्यंति धर्मं ये कुंभीपाके पतंति ते ॥ ३३ ॥ इह लोके महद्दुःखं पुत्रपौत्रकलत्रजम् ॥ प्राप्नुवंति महामूढा दुःखदावानलस्थिताः ॥ ३४ ॥ ते कथं सुखमेधंते येषामज्ञानतो गतः ॥ श्रीमान्पुण्यतमो मासो मदीयः पुरुषोत्तमः ॥ ३५ ॥ याः स्त्रियः सुभगाः पुत्रसुखसौभाग्यहेतवे ॥ पुरुषोत्तमे करिष्यंति स्नानदानार्चनादिकम् ॥ ३६ ॥ तासां सौभाग्यसंपत्तिसुखपुत्रप्रदोऽह्यहम् ॥

તથા શ્રેષ્ઠ બ્રાહ્મણો તરફથી મનુષ્યોને થતા ધર્મના લાભોથી નિર્ભાગ્ય રહેશે અને એમ નિર્ભાગ્ય થવાથી તે દુષ્ટ બીજાના ભાગ્યવડે ઉપજીવન કરશે, જેથી તેના સ્વપ્નમાં પણ તેને સુખ મળવું, એ તો શશશૃંગવત્ જાણવું.[૩૦–૩૧] તેમજ જે મૂઢ મારા પ્રિય પુરુષોત્તમ માસનો તિરસ્કાર કરીને તેમાં ધર્મનું આચરણ નહિ કરે, તે નિરંતર નરકવાસી થશે.[૩૨] દર ત્રણ વર્ષે પુરુષોત્તમ માસ આવે છે–છતાં તેમાં જે યથાશક્તિ ધર્માચરણ કરશે નહીં, તે કુંભીપાક નામના નરકમાં પડશે[૩૩] ને તે મહામૂર્ખજન મૃત્યુલોકમાં પુત્ર, પૌત્ર તથા સ્ત્રી આદિકના ત્રાસે કરીને કેવળ દુઃખીરૂપી દાવાનળમાં ડૂબેલો જ રહેશે.[૩૪] કારણ કે મારી કૃપાથી શ્રીમાન્ અને પુણ્યકારક થયેલા પુરુષોત્તમ માસને જે મનુષ્ય અજાણમાં ગુમાવશે તે કદી સુખી થશે નહિ.[૩૫]

વળી હે જનાર્દન! જે ભાગ્યવતી સ્ત્રી પુત્રનું સુખ મળવાની ઇચ્છાથી આ પુરુષોત્તમ માસમાં સ્નાન, દાન, પૂજન ઇત્યાદિ સત્કર્મો કરશે,[૩૬]

**यासां मासो गतः शून्यो मन्नामा पुरुषोत्तमः ॥३७॥ न तासामनुकूलोऽहं न सुखं स्वामिजं भवेत् ॥ भ्रातृपुत्रधनानां च सुखं स्वप्नेऽपि दुर्लभम् ॥ ३८॥ तस्मात्सर्वात्मना सर्वैः स्नानपूजाजपादिकम् ॥ विशेषेण प्रकर्तव्यं दानं शक्त्यनुसारतः ॥ ३९ ॥ येनाहमर्चितो भक्त्या मासेऽस्मिन्पुरुषोत्तमे ॥ धनपुत्रसुखं भुक्त्वा पश्चाद्गोलोकवासभाक् ॥ ४० ॥ ममाज्ञया जनाः सर्वैः पूजयिष्यंति मामकम् ॥ सर्वेषामपि मासानामुत्तमोऽयं मया कृतः ॥ ४१ ॥ अतस्त्वमधिमासस्य चिंतां त्यक्त्वा रमापते ॥ गच्छ वैकुंठमतुलं गृहीत्वा पुरुषोत्तमम् ॥ ४२ ॥**

તેને સૌભાગ્ય, સંપત્તિ તથા પુત્ર વગેરે સઘળું સુખ હું પોતે આપીશ. પણ તેથી ઉલટું જે મારા પુરુષોત્તમ માસને સત્કર્મ વગર વ્યર્થ ગુમાવશે,[૩૭] તે સ્ત્રીને હું અનુકૂળ નહિ હોવાથી બંધુ, પુત્ર, ધન વગેરેનું સુખ તો શું, પણ પોતાના પતિનું પણ સુખ સ્વપ્નમાં મળવાનું દુર્લભ થશે.[૩૮] માટે મારી આજ્ઞા છે કે, સર્વાત્મક બુદ્ધિથી સર્વ લોકોએ આ માસમાં જો કે, દાન પોતાની શક્તિ પ્રમાણે કરવું, તો પણ સ્નાન, પૂજા, જપ વગેરે સત્કર્મ તો અવશ્ય કરીને વધારે જ કરવું.[૩૯] તેમ જ વળી આ માસમાં પૂર્ણ ભક્તિભાવવડે જે કોઈ મારું પૂજન કરશે, તે પ્રથમ મૃત્યુ લોકમાં ધન, પુત્ર સંબંધી પૂર્ણ સુખ ભોગવી પછી ગોલોકમાં વાસ કરી ભાગ્યશાળી થશે.[૪૦] તેટલા માટે હે રમાપતે! તમારાદ્વારા હું સર્વ લોકને આજ્ઞા કરું છું, કે સર્વ માસમધ્યે આ માસને મેં શ્રેષ્ઠ કર્યો છે.[૪૧] તે મારો જ અંશ છે, માટે મારા માસનું સર્વેએ અવશ્ય પૂજન કરવું અને હવે તમે પણ આ "મળ" મટીને "પુરુષોત્તમ" થયેલા અધિક માસને લઈને સુખેથી વૈકુંઠ લોકને વિષે સિધાવો."[૪૨]

**श्रीनारायण उवाच ॥ इति रसिकवचो निशम्य विष्णुः प्रबलमुदा परिगृह्य मासमेनम् ॥ नवजलदरुचं प्रणम्य देवं झटिति जगाम निजालयं खगेन ॥ ४३ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादेऽधिमासस्यैश्वर्यप्राप्तिर्नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥**

નારાયણ કહે છે—હે નારદ! એ પ્રમાણે ભક્તવાત્સલ્યતા ભરેલાં શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી લક્ષ્મીપતિ પરમ સંતોષ પામ્યા ને પછી ઘનસ્યામ સુંદર શ્રીકૃષ્ણને નમસ્કાર કરી તત્કાળ ગરુડારૂઢ થઈને અધિક માસ સહિત વૈકુંઠમાં આવ્યા.[૪૩]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'મલમાસનું પુરુષોત્તમ માસ નામ' એ નામનો સપ્તમ અધ્યાય સમાપ્ત.

---

## અધ્યાય ૮ મો

### મેધાવી ઋષિનું મૃત્યુ

**सूत उवाच ॥ नारदः कृतवान्प्रश्नं पुनरेव तपोधनाः ॥ विष्णुश्रीकृष्णसंवादं श्रुत्वा संतुष्टमानसः ॥ १ ॥ नारद उवाच ॥ वैकुंठं गतवति रुक्मिणीशे किं जातं तदनु वद प्रभो मे ॥ वृत्तांतं हरिसुतकृष्णयोश्च सर्वं सर्वेषां हितकरमादिपुंसोः ॥**

સૂત કહે છે—હે તપરૂપી ધનવાળા મુનિઓ! શ્રી નારાયણ પાસેથી ઉપર કહેલો વિષ્ણુ અને શ્રીકૃષ્ણનો સંવાદ સાંભળી નારદજી મનમાં બહુ સંતોષ પામ્યા; ને પછી આગલી કથા સાંભળવા માટે આનંદથી પ્રશ્ન કર્યો[૧]—"હે નારાયણ! ગોલોકથી શ્રીવિષ્ણુ વૈકુંઠમાં પધાર્યા, તે પછી શું

**इति संप्रश्नसंहृष्टो भगवान् बदरीपतिः ॥ उवाच पुनरेवामुं जगदानंददं बृहत् ॥ ३ ॥ श्रीनारायण उवाच ॥ अथ श्रीरुक्मिणीनाथो वैकुंठं गतवान्मुदा ॥ तत्र गत्वाधिमासं तं वासयामास नारद ॥ ४ ॥ तत्रत्यवसतिं प्राप्य मोदमानोऽभवत्तदा ॥ मासानामधिपो भूत्वा रमते विष्णुना सह ॥ ५ ॥ द्वादशस्वपि मासेषु मलमासं वरं प्रभुः ॥ विधाय मनसा तुष्टो बभूव प्रकृतिप्रियः ॥ ६ ॥ अथार्जुन मुवाचेदं भगवान् भक्तवत्सलः ॥ युधिष्ठिरं च पांचालीं निरीक्षन्कृपया मुने ॥ ७ ॥ श्रीकृष्ण उवाच ॥ जानेऽहं राजशार्दूल तपोवनमुपागतैः ॥**

થયું, તે સઘળો વૃત્તાંત કૃપા કરી મને કહો. કારણ કે આદ્ય પુરુષ વિષ્ણુનો વૃત્તાંત સર્વને હિતકારક છે.[૨] સૂત કહે છેઃ–એવી રીતે નારદનો પ્રશ્ન સાંભળતાં બદરીપતિ નારાયણ હર્ષયુક્ત થઇને જગતને સંપૂર્ણ સુખ આપનારું વચન નારદને કહેવા લાગ્યા,”[૩]

હે વત્સ નારદ! રુક્મિણીપતિ પરમ સંતોષ પામી પુરુષોત્તમમાસ સહિત વૈકુંઠમાં ગયા ને ત્યાં તે અધિકમાસને ઉત્તમ સ્થાને સ્થાપન કીધો.[૪] ભગવત્કૃપાવડે વૈકુંઠમાં વાસ અને સર્વ મહિનાઓ ઉપર અધિકારીપણું પ્રાપ્ત થવાથી તેને અતિશય આનંદ થયો; તથા વિષ્ણુ સંગાતે અત્યંત સુખમાં રહેવા લાગ્યો![૫] એવી રીતે પોતાને શરણે આવેલા મળમાસને સર્વથી શ્રેષ્ઠ કરી, શ્રીલક્ષ્મીપતિએ પોતાના મનને સંતુષ્ટ કીધું.[૬]

હવે હે બ્રહ્મપુત્ર! હું આગળ કહી ગયો કે, આ કથા કામ્યકવનને વિષે રહેલા પાંડવો આગળ શ્રીકૃષ્ણ કહેતા હતા. તે અહીં સૂધીનું વૃત્તાંત કહીને પછી દ્રૌપદી સહિત પાંચે ભાઇઓ તરફ કૃપાદૃષ્ટિથી

भवद्भिर्दुःखसंमग्नैर्नादृतः पुरुषोत्तमः ॥ ८ ॥ वृंदावनकलानाथवल्लभः पुरुषोत्तमः ॥ प्रमादाद्गतवान् मासो भवतां काननौकसां ॥ ९ ॥ युष्माभिर्नैव विज्ञातो भयद्वेषसमान्वितैः ॥ गांगेयद्रोणकर्णेभ्यो भयसंत्रस्तमानसैः ॥ १० ॥ कृष्णद्वैपायनादाप्तविद्याराधनतत्परे ॥ इंद्रकीलं गतवति बीभत्सौ रणशालिनि ॥११॥ तद्वियोगपरिक्लिष्टैर्न ज्ञातः पुरुषोत्तमः ॥ युष्माभिः किं प्रकर्तव्यमदृष्टमवलंब्यताम् ॥ १२ ॥ अदृष्टं यादृशं पुसां तादृशं भासते सदा ॥ अवश्यमेव भोक्तव्यमदृष्टजनितं फलम् ॥ १३ ॥ सुखं दुःखं भयं क्षेममदृष्टात् प्राप्यते जनैः ॥ तस्माददृष्टनिष्ठैश्च

જોઈ કહેવા લાગ્યા કે,[૭] હે રાજશાર્દૂલ! તમે રાજપાટ છોડી આ પુણ્યકારક તપોવનમાં આવ્યા છતાં સુખી થવાને બદલે ઉલટા વધારે દુઃખી થાઓ છો;[૮] તેનું કારણ પણ મને એજ જણાય છે કે, તમે આ પુરુષોત્તમ માસનો અનાદર કર્યો છે અને હું કે જે વૃંદાવન કલાનાથ છું તથા મારો અત્યંત વલ્લભ એ પુરુષોત્તમ માસ છે, તેને એક વાતે નહિ, પણ ઘણી બાબતે તમારું ચિત્ત વ્યગ્ર અને અવ્યસ્થિત થવાને લીધે વ્યર્થ ગુમાવ્યો છે.[૯] એક તો તમારા પ્રતિપક્ષી ભીષ્મ, દ્રોણ, કર્ણ, એ વગેરેના ત્રાસથી દ્વેષ અને ભય યુક્ત અંતઃકરણ થવાને લીધે તમો પુરુષોત્તમ માસનું વ્રત અજાણમાં કરી શકયા નથી.[૧૦] બીજું જેનાથી શત્રુઓનો પરાજય કરવાનું સામર્થ્ય આવે છે, એવી વિદ્યા સંપાદન કરવા માટે યુદ્ધશાલી અર્જુન ઇંદ્રકીલ પર્વતપર ગયો, તે સમયના વિયોગદુઃખથી પણ તમોએ પુરુષોત્તમ માસ એળે ખોયો છે;[૧૧] ને તેટલાજ માટે તમે પરમ દુઃખી છો. પણ એ વિષે તમારો શો દોષ છે? કહ્યું છે કે મનુષ્યનું જેવું અદૃષ્ટ હોય છે, તેવું કરવું તેને

**भवद्भिः स्थीयतां सदा ॥ १४ ॥ अथापरं प्रवक्ष्यामि भवतां दुःखकारणम् ॥ सेतिहासं महाराज श्रूयतां मन्मुखादहो ॥१५॥ श्रीकृष्ण उवाच ॥ पांचालीयं महाभागा पूर्वजन्मनि सुंदरी ॥ मेधावी द्विजमुख्यस्य पुत्री जाता सुमध्यमा ॥ १६ ॥ कालेन गच्छता राजन् संजाता दशवार्षिकी ॥ रूपलावण्यललिता नयनापांगशालिनी ॥ १७ ॥ चातुर्यगुणसंपन्ना पितुरेकैव पुत्रिका ॥ वल्लभातीव तेनेयं चतुरा गुणसुंदरी ॥१८॥ लालिता पुत्रवन्नित्यं न कदाचित्प्रलंभिता ॥ साहित्यशास्त्रकुशला नीता-**

ભાસે છે; માટે અદૃષ્ટથી જે કંઈ ફળ પ્રાપ્ત થાય, તે અવશ્ય ભોગવવું પડે છે.[૧૨-૧૩] તેવી જ રીતે તમે પણ અદૃષ્ટાધીન થઈ આ દુઃખ સહન કરો છો.[૧૪] વળી હે રાજન્! એ ઉપરાંત બીજો તમારા દુઃખના કારણરૂપ ઇતિહાસ પણ તે પુરુષોત્તમ માસના અનાદર કરવા સંબંધે જ છે, જે ઘણો લાંબો છે, છતાં હું તમને સંભળાવું છું:-[૧૫]

આ મહાભાગ્યશાળી દ્રૌપદી, પૂર્વે એક મેધાવી નામના ઉત્તમ ઋષિની કન્યા હતી.[૧૬] એ ઋષિને ત્યાં જન્મી ત્યારથી જ તે અત્યંત સ્વરૂપવાળી અને તેજસ્વી હતી; પરંતુ જેમ જેમ તે મોટી થતી ગઈ, તેમ તેમ તો તેના સૌંદર્યમાં ઘણો વધારો થતો ગયો. એમ કરતાં તે દશેક વર્ષની ઉમરની થઈ ત્યારે જાણે તે કોઈ સ્વર્ગમાંની અપ્સરા ભૂમિપર અવતરી હોય એમ લાગ્યું.[૧૭] એનામાં જેમ રૂપલાવણ્ય હતું, તેમ ચાતુર્ય તથા સદ્‌ગુણોની પણ તે ખાણ હતી. લક્ષ્મીની ઉપમા અપાય એવી પુત્રી અને વળી એક જ હોવાથી તેના ઉપર તેના પિતાની અત્યંત પ્રીતિ હતી.[૧૮] તેથી તે ઋષિ નિરંતર પુત્રની પેઠે તેનું લાલન પાલન કરતો હતો. વળી મહાત્મા પિતા મેધાવી ઋષિએ તેને

**वपि विशारदा ॥ १९ ॥ तन्माता स्वर्गता पूर्वं पित्रा सा पोषिता मुदा ॥ पार्श्वस्थालिसुखं दृष्ट्वा पुत्रपौत्रसुखस्पृहा ॥ २० ॥ तर्कयंती तदा बाला मामेवं च कथं भवेत् ॥ गुणभाग्यनिधिर्भर्ता सुखदः सत्सुताः कथम् ॥ २१ ॥ एवं मनोरथं चक्रे दैवेन ध्वंसितं पुरा ॥ किं कृत्वा किं विदित्वा मे कमुपास्ये सुरेश्वरम् ॥ २२ ॥ किं वा मुनिमुपातिष्ठे किं वा तीर्थ-**

વ્યાકરણ, કાવ્ય, અલંકાર ઇત્યાદિક સાહિત્ય શાસ્ત્રમાં બહુ કુશળ કરી હતી. તેમ જ નીતિશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન આપ્યું હતું,[૧૯] જેથી તેણીના સ્વરૂપસૌંદર્યની શોભામાં પૂરેપૂરો વધારો થયો હતો, એટલું જ નહિ, પણ તેના પિતા સાથે તે કોઈ પણ સભામાં જતી, તો ત્યાં કદી તેણીનું અપમાન થતું નહિ. એને સમજણી થતાં પહેલાં એની મા તેને મૂકી સ્વર્ગે સિધારી ગઈ હતી, તેથી મા ગણો કે બાપ ગણો, એ બંનેમાં તેના પિતા જ હતા. તેથી તેને મા સંબંધે કશું પણ ઓછું આવવા દેતા નહીં. આમ દિવસપર દિવસ વીતતાં તે વર યોગ્ય થવા આવી.

એક સમયે તે મેધાવતીએ પોતાના પાડોસમાં રહેતી પોતાની એક સખીને તેના પુત્રનાં નાના પ્રકારનાં લાડ કરતી ને તેથી બહુ આનંદ પામતી જોઈ.[૨૦] એટલું તો સ્વાભાવિક છે કે, સ્ત્રી કિંવા પુરુષ ગમે તેને યોગ્ય સમય આવે, તેવી ઇચ્છા અને હોંશ થાય છે. આ પ્રમાણે મેધાવતીને પણ પોતાની સખીનું પુત્રસુખ જોઈ 'પોતાને એવો પુત્ર ક્યારે થશે,[૨૧] ને હું તેનું સુખ ક્યારે ભોગવીશ' એવી ઇચ્છા થવા લાગી. તે વારંવાર એવા તર્ક વિતર્ક કરવા લાગી કે, "અરે! મારી સખી પ્રમાણે મને ક્યારે થશે? અરે, મને પૂર્ણ સુખ આપનાર ઉત્તમ, ગુણમય અને ભાગ્યનિધિ પતિ ક્યારે મળશે? અને

**मुपाश्रये ॥ मम भाग्यं कथं सुप्तं भर्ता कोऽपि न वाञ्छति ॥२३॥ पंडितोऽपि पिता मूढो मम भाग्यवशादहो॥ विवाहकाले संप्राप्ते न दत्ता सदृशे वरे ॥ २४ ॥ अध्यक्षाऽहं सखी मध्ये कुमारी दुःखपीडिता ॥ नाहं स्वामिसुखाभिज्ञा यथा चालिगणो मम ॥ २५ ॥ मम भाग्यवती माता कथं स्वर्गं गता पुरा ॥ एवं चिंताकुला बाला मनोरथमहोदधौ ॥ २६ ॥ निमग्ना मोहसलिले शोकमोहोर्मिपीडिता ॥ मेधावी ऋषिराजोऽसौ विचचार महीतले ॥ २७ ॥ कन्यादाननिमित्तं च विचिन्वन्**

મને સુપુત્ર રત્ન થાય. વળી શું કરવાથી અને શું જાણવાથી મારો આ મનોરથ પૂર્ણ થશે, તથા એ માટે હું કયા દેવની ઉપાસના કરું?[૨૨] કયા મુનીશ્વરને હું આરાધું કે, જે મને આ મારો મનોરથ સિદ્ધ થવા ઉપાય બતાવે? અરે, મારું ભાગ્ય કેમ સૂઈ ગયું છે કે, મારા ભર્તાર સંબંધે કોઈ વિચાર પણ કરતું નથી![૨૩] અહો! મારા મહાત્મા પિતા પણ પંડિત છતાં મારા દુર્ભાગ્યે કરીને મૂર્ખ થઈ ગયા કે શું? કેમકે મારો વિવાહકાળ આવી ગયો છે, છતાં હજુ સૂધી મને પરણાવી નથી.[૨૪] વળી આ મારી સખીઓના સમુદાયમાં જો કે હું સૌની અધ્યક્ષ છું, છતાં તે આખો સમુદાય જેવી રીતે પોતપોતાના પતિઓના સુખથી આનંદમાં છે, તેવી રીતનું સુખ મને અદ્યાપિ ન છતાં હું કુંવારાપણાના દુઃખમાં પીડાઉં છું.[૨૫] અરે, હું શું કરું. આ વખતે જો મારી ભાગ્યવંતી માતુશ્રી જીવતી હોત તો મારે આટલું બધું પીડાવું પડત નહિ. પરંતુ તે તો બિચારી પહેલેથી જ સ્વર્ગે ચાલી ગઈ છે." આ પ્રમાણે તે બાળા ચિંતાથી વ્યાકુળ થઈ મનોરથરૂપી મહા સમુદ્રમાં[૨૬] દુઃખરૂપી જળને વિષે શોક અને મોહરૂપી લહરથી પીડાઈ અત્યંત દુઃખી થવા લાગી.

**सदृशं वरम् ॥ तादृशं वरमप्राप्य निराशः स्वमनोरथे ॥२८॥ सुतास्वकीयभाग्याभ्यां भग्नसंकल्पपंजरः ॥ अवाप दैवयोगेन ज्वरं तीव्रं सुदारुणम् ॥ २९ ॥ स्फुटत्सर्वांगसंभिन्नतापज्वालासमाकुलः ॥ श्वासोच्छ्वाससमायुक्तो महादारुणमूर्छया ॥ ३० ॥ प्रस्खलन्निपतन्भूमौ मदिरामत्तवद्भृशम् ॥ आगच्छन्नेव भवनं स पपात धरातले ॥ ३१ ॥ यावत्सुता समायाता**

હવે એના પિતા ઋષિરાજ મેધાવીથી કંઈ એ અજાણ્યું નહોતું કે, કન્યા વર યોગ્ય થઈ છે. દીકરીને મોટી થયેલી જોઈ, તેને યોગ્ય વર સાથે પરણાવવાની ચિંતામાં તેમને ઉંઘ પણ આવતી નહોતી. માટે પોતે મેધાવતીને પોતાના એક વૃદ્ધ અને કુટુંબવત્સલ મિત્રની સંભાળ હેઠળ મૂકી, તેણીને માટે યોગ્ય વરનો શોધ કરવા માટે તે ચાલી નિકળ્યા. પૃથ્વી ઉપર બહુ બહુ ઠેકાણે તેમણે અટન કર્યું છતાં પોતાની કન્યાને યોગ્ય જોઇએ તેવો વર ક્યાંઈ મળ્યો નહિ.[૨૭–૨૮] આથી નિરાશ થઈ ઋષિ પોતાને આશ્રમે આવવા વળ્યા; ને એ કન્યાના તથા પોતાના દુર્ભાગ્યને લીધે પોતાનો મનોરથ પૂરો નહિ થયો, તેથી કન્યા ઉત્તમ વરને આપવી એવો તેમનો પવિત્ર સંકલ્પ ભંગ થયો, તેથી તેમને બહુ ખેદ થવા લાગ્યો. તે રાત્રદિવસ ચિંતારૂપી પિંજરામાં પડીને ઝુરવા લાગ્યા. આ મોટી ચિંતાએ કરીને દૈવ યોગે તેમને મહાભયંકર જ્વર લાગુ પડ્યો,[૨૯] જેને લીધે દિનપર દિન શરીર બહુ અશક્ત થઈ ગયું. ચાલવા જેટલી શક્તિ પણ શરીરમાં રહી નહિ, શ્વાસોચ્છ્વાસ વધી પડ્યા ને તાવની ઉષ્ણતા બહુ જોરપર આવી જવાથી માર્ગમાં ઋષિ વારંવાર મૂર્છિત થઈ જવા લાગ્યા.[૩૦] જેવી રીતે મદ્યપાન કરનાર ઉન્મત્ત થઈ આમતેમ પડી જાય છે ને શરીરની શુદ્ધિ રહેતી નથી, તેવી રીતે અથડાતા કૂટાતા મહા શ્રમ અને ત્રાસથી જેમ તેમ કરી ઋષિ પોતાને ઘેર આવી

पितरं भयाविह्वला ॥ तावन्मुमूर्षुः संजातो भूसुरस्तामनुस्मरन् ॥ ३२ ॥ भाविनार्थबलेनैव सहसा जातवेपथुः ॥ कन्यादानप्रसंगोत्थमहोत्सवविवर्जितः ॥ ३३ ॥ अथ प्राचीनगार्हस्थ्यकृतधर्मपरिश्रमात् ॥ संसारवासनां त्यक्त्वा हरौ चित्तमधारयत् ॥ ३४ ॥ सस्मार श्रीहरिं तूर्णं मेधावी पुरुषोत्तमम् ॥ इंदीवरदलश्यामं त्रिभंगललिताकृतिम् ॥ ३५ ॥ रासेश राधारमण प्रचंडदोर्दंड दूराहतनिर्जरारे ॥ अत्युग्रदावानलपानकर्तः कुमारिकोत्तारितवस्त्रहर्तः ॥ ३६ ॥ श्री-

પહોંચ્યા; પણ આશ્રમમાં પહોંચતાં જ તે બેશુદ્ધ થઈ પૃથ્વીપર પડ્યા.[૩૧] પોતાના પિતાને આવી દુરવસ્થામાં આવેલા જોઈ, મેધાવતી તેમની પાસે ભયથી વ્યાકુળ થઈ દોડી આવે છે, એટલામાં તો ઋષિ પોતાની દીકરીનું સ્મરણ કરતા કરતા મરણ કાંઠે આવ્યા.[૩૨] આ પ્રમાણે ભાવી જાળમાં ફસાયાથી તે એકાએક કંપવા લાગ્યા ને તેમના અંતઃકરણમાંના કન્યાદાન સંબંધી મહોત્સવની તેમણે આશા છોડી દીધી.[૩૩] મહાન્ પુરુષોનું એ મુખ્ય લક્ષણ હોય છે કે, આવી અચેત અવસ્થામાં આવી પડ્યા પછી તેઓ આ અનિત્ય સંસારમાંની કોઈ પણ બાબતપર ધ્યાન રાખતા નથી ને માત્ર ઈશ્વરપરાયણ જ થઈ જાય છે. તેવી રીતે આ મેધાવી ઋષિ કે જેમણે પ્રાચીન ગૃહસ્થાશ્રમ તથા ધર્મ સંબંધે જે મહા પરિશ્રમ કર્યો હતો, તેને યોગે તેમણે તુરત પોતાની આવી અવસ્થા જોઈ સંસારવાસનાનો ત્યાગ કરીને શ્રીહરિનાં ચરણારવિંદમાં પોતાનું ચિત્ત જોડ્યું;[૩૪] ને સ્તુતિ કરી કે "હે રાસેશ્વર! હે રાધારમણ! તમે પોતાના પ્રચંડ બાહુવડે કરીને ઘણા અસુરોને હણ્યા છે, અતિ ઉગ્ર બળનો દાવાનળ પી જઈ ગાયો, ગોવાળ અને ગોપિકાઓનું રક્ષણ કર્યું છે તથા ગોપીઓએ મૂકેલાં વસ્ત્રોનું હરણ કરી તેમને વરપ્રસાદ આપ્યો છે.[૩૫-૩૬]

**कृष्ण गोविंद हरे मुरारे राधेश दामोदर दीननाथ ॥ मां पाहि संसारसमुद्रमग्नं नमो नमस्ते हृषीकेश्वराय ॥ ३७ ॥ इति मुनिवचनं निशम्य दूराज्झटिति ययुश्च चरा मुकुंदलोकात् ॥ तदनु मृतमुनिं करे गृहीत्वा चरणसरोरुहमीयुरीश्वरस्य ॥ ३८ ॥ प्राणोत्क्रमणमालोक्य हाहेति सा सुतारुदत् ॥ अंके कृत्वा पितुर्देहं विललाप सुदुःखिता ॥ ३९ ॥ कुररीव चिरं सा तु विलप्य भृशदुःखिता ॥ उवाच पितरं बाला जीवंतमिव विह्वला ॥ ४० ॥ बालोवाच ॥ हा हा पितः**

વળી હે શ્રી કૃષ્ણ! આપે અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ કરી અનેક કાર્ય કરેલાં છે, જેને લીધે આપ શ્રીહરિ, ગોવિંદ, મુરારિ, મુકુંદ, રાધેશ, દામોદર ઇત્યાદિ અનેક નામોથી પ્રસિદ્ધ છો; માટે હે દીનનાથ! હું કે જે આ સંસાર સમુદ્રમાં બૂડ્યો છું, તેનો ઉદ્ધાર કરો; હે ઇંદ્રિયનિયામક! હું આપને શરણે આવી આપને નમસ્કાર કરું છું."[૩૭] આ પ્રમાણેની તે મુનિની સ્તુતિનો અંગીકાર કરી ભગવાને તેમના ઉપર દયા કરી ને તુરત તેમની પાસે પોતાના પાર્ષદોને મોકલ્યા, જેમણે આવી મુનિના આત્માને મૃત શરીરમાંથી મુક્ત કર્યો ને પછી પોતાની સાથે તેને ભગવચ્ચરણારવિંદમાં લઈ ગયા.[૩૮]

અહો! હે વત્સ (નારદ)! માત, પિતા, ભાઈ, બહેન, સગાં, સહોદર વગેરે સર્વમાં પોતાના પિતાને જ ગણનારી આ બાળાના આ સમયના દુઃખનું શું કહેવું! આમ પોતાના પિતાનું મૃત્યુ થયું જોઈ મેધાવતી હાહાકાર કરીને રુદન કરવા લાગી[૩૯] ને હૃદયને કંપાવનારા સ્વરથી વિલાપ કરતી પિતાનું શરીર ખોળામાં લઇને બેઠી. કુરરી જાતની પક્ષિણીની પેઠે બહુબહુ વિલાપ કરતી તે પિતૃવિયોગિની બાળા, પોતાનો પિતા જીવતો હોય, એમ માનીને તે પ્રત્યે અતિ વ્યાકુળતાથી

**कृपासिंधो आत्मजानंददायक ॥ कस्यांके मां निधायाद्य गतो-ऽसि वैष्णवं पुरम् ॥ ४१ ॥ पितृहीनां च मां तात को वा सं-भावयिष्यति ॥ न भ्राता नैव बंधुश्च न मे माता तपस्विनी ॥ ४२ ॥ भोजनाच्छादने चिंतां को मे तात करिष्यति ॥ कथं तिष्ठाम्यहं शून्ये वेदध्वनिविवर्जिते ॥ ४३ ॥ आश्रमे ते मुनिश्रेष्ठ अरण्य इव निर्जने ॥ अतः परं मरिष्यामि जीवने किं प्रयोजनम् ॥४४॥ असंपाद्यैव वैवाहं विधिं दुहितृवत्सल ॥ क्व गतोऽसि पितस्तात इहागच्छ तपोनिधे ॥ ४५ ॥ वाणीं वद सुधाकल्पां कथं तूष्णीमवस्थितः ॥ उत्तिष्ठोत्तिष्ठ हे तात चिरं सुप्तोऽसि सांप्रतम् ॥ ४६ ॥ इत्युक्त्वाऽश्रुमुखी बाला विललाप मुहुर्मुहुः ॥ मुक्तकंठं रुरोदार्ता कुररीव सुदुःखिता**

બોલવા લાગી કે,[૪૦] "હા તાત! હા પિતા! હે કૃપાસિંધુ! તમે મને આનંદ આપનાર તથા મારું પોષણ કરનાર છતાં હવે મને કોના ખોળામાં મૂકીને વિષ્ણુલોકમાં સિધારી ગયા?[૪૧] હે પિતા! હવે હું પિતૃહીન થયેલીની અન્નવસ્ત્રાદિથી રુડી રીતે સંભાવના કોણ કરશે? કેમકે આપની પછવાડે મારે ભાઈ કે માતુશ્રી ઈત્યાદિ કોઈજ નથી.[૪૨] વળી રે પિતુ, આ નિર્જન અરણ્યમાં આવેલા વેદધ્વનિ રહિત શૂન્ય આશ્રમમાં હું કેવી રીતે રહી શકીશ? આવા જીવવા કરતાં મારે મરવું એ જ વધારે સારું છે.[૪૩-૪૪] હે દયાળુ અને માયાળુ પિતાજી! મારા ઉપર તમારું અત્યંત વાત્સલ્ય. છતાં મારો યથાવિધિ વિવાહ પણ તમોએ કર્યો નથી. તો મને આ અરણ્યમાં નિરાધાર અને એકલી મૂકી આપ કયાં ગયા?"[૪૫] એ પ્રકારે અનેક દયામણાં વચનો કહેતી અને હૃદય ભરાઈ આવવાથી

**॥ ४७ ॥ तत्सुतारोदनं श्रुत्वा विप्रास्तद्वनवासिनः ॥ अतीव करुणं को वा रोदित्यस्मिंस्तपोवने ॥ ४८ ॥ मेधाऋषेः सुताशब्दं शनैर्निश्चित्य तापसाः ॥ ससंभ्रमाः समाजग्मुर्हाहाकारसमन्विताः ॥४९॥ आगत्य ददृशुः सर्वे सुतांकस्थं मृतं मुनिम् ॥ ततः संरुरुदुः सर्वे मुनयः काननौकसः ॥ ५० ॥ सुतोत्संगाच्छवं नीत्वा श्मशाने शिवसन्निधौ ॥ अंत्येष्टिं विधिना कृत्वा तेऽदहन् काष्ठवेष्टितम् ॥ ५१ ॥ ततः कन्यां समाश्वास्य सर्वे ते स्वगृहान्ययुः ॥ कन्या धैर्यं समालंब्य यथाशक्त्यकरोद् व्ययम् ॥ ५२ ॥ इत्यौर्ध्वदेहिकविधिं प्रणिधाय पित्र्यं पुत्री**

ડસકાં ખાતી અત્યંત વિલાપ કરી, મ્હોં મૂકીને રડવા લાગી.[૪૬-૪૭] ગમે તેવા કઠિન હૃદયનાને પણ પિગળાવી નાખે એવો વિલાપ અને અત્યંત કરુણાજનક રુદનનો લાંબો શબ્દ સાંભળી, તે વનમાં કેટલેક દૂર વસનારા ઋષિઓ પરસ્પર કહેવા લાગ્યા કે, 'અરે! આ વનમાં આવા દીન અને દયામણા સ્વરથી કોણ રડે છે?[૪૮] આ શબ્દ મેધાવી ઋષિના આશ્રમ તરફથી આવે છે. માટે તે શબ્દ એમની પુત્રી મેધાવતીનો તો ન હોય. કારણ કે એ બાળા હાલમાં આશ્રમ વિષે એકલી જ છે.' આવો નિશ્ચય કરી એકદમ ગાભરા બની, તે સર્વ તપસ્વીઓ હાહાકાર કરતા તેની પાસે દોડી આવ્યા,[૪૯] ને જુએ છે તો તે કન્યાના ખોળામાં મુનિ મૃત થઈ પડેલા છે, ને તે કમળ સમાન કોમળ અંગવાળી બાળાની આંખોમાંથી આંસુનાં ઝરણ ખળભળાટ વહ્યાં જાય છે. આવું જોતાં જ તે સર્વે અરણ્યવાસી મુનિઓ પણ બહુ રુદન કરવા લાગ્યા,[૫૦] ને તે કન્યાના ખોળામાંથી મુનિનું શબ ઉપાડી સ્મશાનમાં લઈ ગયા. પછી ત્યાં તેની અંત્યેષ્ટિ કરવા બાદ, કાષ્ઠની ચિતા ખડકી ને યથાવિધિથી તે શબને દહન કર્યું,[૫૧] ને

**निवासमकरोच्च तपोवनेऽस्मिन् ॥ सा विव्यथे पितृजदुःखदवाग्निदग्धा रंभेव वत्समरणात्सुरभीव बाला ॥ ५३ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे कुमारीविलापो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥**

આશ્રમે આવી તે ઋષિકન્યાનું સમાધાન કરી, સર્વે મુનિઓ પોતપોતાને આશ્રમે ગયા. પછી કન્યાએ ધૈર્યથી પોતાના પિતાના ઉદ્ધાર માટે પ્રેતક્રિયા વગેરે કરીને યથાશક્તિ બ્રહ્મભોજનાદિ ખર્ચ પણ કર્યો.[૫૨] મહા શોકસાગરમાં બુડી ગયેલી મેધાવતી જેમ કદલી અગ્નિવડે બળીને નિસ્તેજ થાય છે અથવા ગાયને વાછરડું મરી જવાથી જેવું દુઃખ થાય છે, એવી દુઃખી થઈ તે શૂન્ય આશ્રમમાં રહી.[૫૩]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'મેધાવી ઋષિનું મૃત્યુ' એ નામનો અધ્યાય ૮ મો સમાપ્ત

---

## અધ્યાય ૯ મો

### બાલાએ દુર્વાસા પાસે નિવેદન કરેલું દુઃખ

**सूत उवाच ॥ ततस्तं विस्मयाविष्टः पप्रच्छ नारदो मुनिः ॥ मेधावी द्विजवर्यस्य सुतावृत्तांतमद्भुतम् ॥ १ ॥ नारद उवाच ॥ मुने मुनिसुता तत्र किं चकार तपोवने ॥ को वा मुनिवरस्तस्याः पाणिग्रहमचीकरत् ॥ २ ॥ श्रीनारायण उवाच ॥ निव-**

નૈમિષ્યારણ્ય વિષે ચાલતા કથાપ્રસંગમાં સૂતજીએ શૌનકાદિ ઋષિઓને કહ્યું કે, મુનિવરો ઉપરની કથા સાંભળી નારદ મુનિએ નારાયણને પ્રશ્ન કર્યો:-"હે પ્રભુ! એ મેધાવી ઋષિની કન્યા તે તપોવનમાં રહીને શું

**संत्यास्ततस्तस्याः कियान्कालो विनिर्गतः ॥ स्मारं स्मारं स्वपितरं शोचंत्याश्च मुहुर्मुहुः ॥३॥ शून्यसद्मनि संविष्टां यूथभ्रष्टां मृगीमिव ॥ गलद्बाष्पौघनयनां ज्वलद्धृदयपंकजाम् ॥ ४ ॥ विनिःश्वासपरां दीनां संरूद्धामुरगीमिव ॥ चिंतयंतीमपश्यंतीं दुःखपारं कृशोदरीं ॥५॥ त्वामाससाद भगवान् भविष्यद्बलनोदितः ॥ यदृच्छया वने तस्मिन् परमः कोपनो मुनिः ॥६॥ यद्विलोकनमात्रेण त्रस्येदपि शतक्रतुः ॥ जटाकलापसंछन्नः साक्षादिव सदाशिवः ॥७॥ यस्त्वज्जनन्या राजेंद्र शैशवेऽतिप्रसा-**

કરવા લાગી? તથા કયા મુનિએ તેનું પાણિગ્રહણ કર્યું, તે મને કહો."[૧-૨] એ સાંભળી નારાયણે કથા કહેવા માંડી.

પિતાનું પરલોક સુધારવા તેમની યથાવિધિ ઉત્તર ક્રિયા કરી મેધાવતી તે તપોવનમાં જ રહી, ને પ્રતિ દિવસે પિતાનું સ્મરણ કરી વારંવાર શોકમાં તેણે દિવસો નિર્ગમન કરવા માંડ્યા.[૩] ટોળામાંથી છૂટી પડી ગયેલી હરણી પેઠે, તે એ શૂન્ય આશ્રમમાં રહી શોક દુઃખમાં ડુબી ગઈ, આંખોમાંથી નિરંતર આંસુનો વરસાદ થવા લાગ્યો. તે કોમળ હૃદયનું કમળ પિતાના મૃત્યુરૂપી શોકાગ્નિએ કરી બળવા માંડ્યું.[૪] આવી અવસ્થામાં છતાં કંડીઆમાં પૂરી રાખેલી નાગણીની પેઠે દીર્ઘ નિઃશ્વાસ મૂકતી તે કૃશોદરી[૫] અત્યંત દીનપણાથી આ દુઃખનો પાર આણવાની રાહ જોવા લાગી. એટલામાં દૈવે જ પ્રેરણા કીધી હોયની, તેની પેઠે ત્યાં અકસ્માત્ પોતાની ઇચ્છાથી મહા કોપિષ્ટ તથા તપરૂપી ધનવાળા એક મુનિ પધાર્યા.[૬] જેમને જોતાં ઇંદ્ર સરખાઓ પણ ભયથી ત્રાસ પામે એવા અને મસ્તકપર બાંધેલા જટાના મુકુટથી જાણે સાક્ષાત્ સદાશિવ જ હોયની શું એવા તે મુનિ દેખાતા હતા.[૭]

दितः ॥ नि [illegible] कर्षिणीं विद्यां [illegible] सुपूजितः ॥ ८ ॥ येनाहमपि भूपाल सर्वदेवनमस्कृतः ॥ रथे संयोजितः साक्षाद्रुक्मिण्या सह नारद ॥ ९ ॥ उभाभ्यां चालिते मार्गे रथे दुर्वाससान्विते ॥ अत्युग्रया तृषा शुष्यत्ताल्वोष्ठपुटयानया ॥ १० ॥ सूचितोऽहं जलार्थिन्या स्कंधस्थयुगया पुरा ॥ गच्छन्नेव पदाग्रेण संपीड्य वसुधातलम् ॥ ११ ॥ आनीतवान् भोगवतीं प्रियाप्रेमपरा[illegible]तः ॥ सैवोर्ध्वगामिनी भूत्वा तावन्मात्रेण वारिणा ॥ १२ ॥ न्यवारयं महाराज रुक्मिणीतृषमुल्बणाम् ॥ तद्दृष्ट्वा तत्क्षणोद्भूतक्रोधेन प्रज्वलन्निव ॥ १३ ॥ प्रलयाग्निरिवो-

એ સાંભળી અર્જુને આશ્ચર્ય પામી પૂછ્યું કે, હે શ્રી કૃષ્ણ! એવા પરમ કોપિષ્ટ મુનિ તે કયા? એ કૃપા કરી જણાવશો.

હે રાજન્! તમારી માતા જે કુંતાજી—તેમણે પોતાની કુમારિકા અવસ્થામાં સત્કારપૂર્વક પૂજા કરીને જેમને પ્રસન્ન કર્યાં હતા, ને તેથી જેમણે તમારી માતાને દેવતાઓને આવાહન કરવાની વિદ્યા આપી હતી તે.[૮] વળી હું જે કે સર્વ દેવતાઓને વંદનીય છું. છતાં મને પણ રુક્મિણી સહિત જેણે પોતાને બેસવાના રથે જોતર્યો હતો, એટલું જ નહિ,[૯] પણ વળી અમે બેજણાં જે વખતે તેમને રથમાં બેસાડી રથ ખેંચીને ચાલતાં હતાં, તેવામાં માર્ગમાં રુક્મિણીને બહુ જ તૃષા લાગી, ને તેનું મ્હોં સાવ સૂકાઈ ગયું,[૧૦] એથી તેણે પાણી પીવાની ઈચ્છા મને જણાવતાં મેં તુરત મારા ચરણના અંગુઠાના પ્રહારવડે પૃથ્વીમાંથી પાતાળ ગંગાની ધારા ઉત્પન્ન કરી, કારણ કે હું મારી પ્રિયાના પ્રેમમાં લુબ્ધ થઈ ગયો હતો.[૧૧-૧૨] હવે તે ગંગાજળનો ફુવારો વેગથી ઉંચો ઉડવા માંડ્યો, ને તેના જળથી રુક્મિણીની તીવ્ર તૃષા શાંત કરી, તે જોઈ તતકાળ તે મુનિને

त्तिष्ठन् शशाप कोपनो मुनिः ॥ अहो श्रीकृष्ण तेऽत्यंतं वल्लभा रुक्मिणी सदा ॥१४॥ यद्भवान्मामवज्ञाय प्रियाप्रेमपरिप्लुतः॥ पाययामास पानीयं माहात्म्यं दर्शयन्स्वकम् ॥१५॥ दंपत्यो-रुभयोरेव वियोगोऽस्तु युधिष्ठिर ॥ इति यो दत्तवान् शापं स एव मुनिसत्तमः ॥१६॥ साक्षाद्रुद्रांशसंभूतः कालरुद्र इवापरः ॥ अत्रेरुग्रतपःकल्पवृक्षदिव्यफलं महत् ॥१७॥ पतिव्रताशिरो-रत्नाऽनुसूयागर्भसंभवः ॥ दुर्वासा नाम मेधावी यथा वै मूर्ति-मत्तपः ॥१८॥ नैकतीर्थजलक्लिन्नजटाभूषितसच्छिराः ॥ तमा-लोक्य समायांतं कुमारी शोकसागरात् ॥१९॥ उन्मज्ज्योत्थाय

બહુ ક્રોધ ઉત્પન્ન થયો.[૧૩] પ્રલયાગ્નિ સમાન ભયંકર આકૃતિ કરીને મને શાપ દેવા માટે તે સામા આવી ઉભા રહ્યા, ને કહેવા લાગ્યા કે, "હે કૃષ્ણ! તમને આ રુકિમણી અત્યંત પ્રિય હોવાથી[૧૪] તેના પ્રેમમાં નિમગ્ન થઈ તમે મારી અવજ્ઞા કરી, ને પૃથ્વીમાંથી જળ ઉત્પન્ન કરી તેને પાઇને પોતાનું માહાત્મ્ય (મોટાઇ) બતાવી કે શું?[૧૫] માટે જાઓ તમે એમ મારી અવગણા કરી તો, એથી તમારો બંનેનો વિયોગ થશે." એવી રીતનો અમને શાપ દીધો,[૧૬] તે જ આ પ્રલયકાળ સમયના બીજા રુદ્ર સમાન કોપિષ્ટ મુનિ હતા. આટલા ઉપરથી પણ તમે તેમને ન ઓળખ્યા હોય તો તે રુદ્રના અંશભૂત મુનિ, મહાત્મા અત્રિઋષિની ઉગ્ર તપરૂપ તથા કલ્પવૃક્ષના દિવ્ય મહાન્ ફલરૂપ સતી શિરોમણી અનસૂયાજીના પવિત્ર ગર્ભમાંથી જન્મેલા બુદ્ધિમાન્ અને તમોમૂર્તિ દુર્વાસા મુનિ હતા.[૧૭-૧૮]

હવે એ દુર્વાસા ઋષિને પોતાના આશ્રમમાં આવતા જોઈ મેધા-વતી તુરત શોકના સાગરમાંથી મુક્ત થઈ, ને એકાએક ઉઠી તેમના

**धैर्येण ववंदे चरणौ मुनेः ॥ नत्वा स्वाश्रममानीय जानकी वाल्मिकिं यथा ॥ २० ॥ अर्घ्यपाद्यैर्वन्यफलैः पुष्पैश्च विविधैर्मुनिम् ॥ स्वागतं पृच्छ्य सा बाला पूजयामास सादरम् ॥२१॥ ततः सविनया राजन्नुवाच मुनिकन्यका ॥ बालोवाच ॥ नमस्तेऽस्तु महाभाग अत्रिगोत्रदिवाकर ॥ २२ ॥ कुतोऽधिगमनं साधो दुर्भगाया ममाश्रमे ॥ मम भाग्योदयो जातस्तवागमनतो मुने ॥२३॥ अथवा मत्पितुः पुण्यप्रवाहप्रेरितो भवान् ॥ संभावयितुं मामेव ह्यागतो मुनिसत्तम ॥२४॥ भवादृशां पादरजस्तीर्थरूपं महात्मनाम् ॥ स्पृशंत्याः सफलं जन्म सफलं चाद्य मे व्रतम् ॥ २५ ॥ अद्य मे सफलं पुण्यमद्य मे सफलो**

ચરણારવિંદમાં મસ્તક નમાવી તેણે દંડવત્ નમસ્કાર કીધો. જેવી રીતે પૂર્વે જગન્માતા જાનકીજીએ વાલ્મિકી ઋષિનો સત્કાર કર્યો હતો, તેવી રીતે આ ઋષિકુમારીએ નમ્રતાપૂર્વક દુર્વાસાને આસન આપી[૧૯-૨૦] આદર સહિત અર્ધ્ય, પાદ્ય તથા વનમાંથી આણેલાં અનેક પ્રકારનાં સુંદર પુષ્પો અને ફલોવડે પૂજન કર્યું. પછી તે ઋષિ પ્રત્યે હાથ જોડી વિનયયુક્ત વાણીથી કહેવા લાગી કે,[૨૧] "હે મહાભાગ! હે અત્રિગોત્રના સૂર્ય! આપને મારો નમસ્કાર છે. હે સાધો! આપ મારા જેવી દુર્ભાગિણીને આશ્રમે ક્યાંથી પધાર્યા? આપના પધારવાથી મારા ભાગ્યનો ઉદય થયો[૨૨] હું સમજું છું. હે મુનિવર! શું મારા પિતાના પુણ્ય પ્રભાવે કરી આપ મારું સમાધાન કરવા સારું તો અહિં નથી પધાર્યા?[૨૩] આપ જેવા મહાત્માનાં ચરણની રજ સાક્ષાત્ તીર્થરૂપ છે તો આપ ભલે પધાર્યા કે, જેથી તે રજના સ્પર્શે મારો જન્મ સફળ થશે. વળી આજ મારું સર્વ પુણ્ય સફળ થયું. અરે, મારો આખો ભવ પણ સફળ થયો. કારણ કે આપ સરખા

भवः ॥ भवादृशा महापुण्या यन्मे दृष्टिपथं गताः ॥२६॥ एव-
मुक्त्वा च सा बाला तस्थौ तूष्णीं तदग्रतः ॥ सस्मितं मुनि-
राहेदं दुर्वासाः शंकरांशजः ॥ २७ ॥ दुर्वासा उवाच ॥ साधु
साधु द्विजसुते कुलमभ्युद्धृतं पितुः ॥ मेधाऋषेः सुतपसः फल-
मेतादृशी सुता ॥ २८ ॥ कैलासादहमागच्छं ज्ञात्वा ते धर्म-
शीलताम् ॥ त्वदाश्रममनुप्राप्तस्त्वया संपूजितोऽस्म्यहम् ॥२९॥
गमिष्यामि वरारोहे शीघ्रं बदरिकाश्रमम् ॥ द्रष्टुं नारायणं देवं
सनातनमुनीश्वरम् ॥ ३० ॥ तपश्चरंतमेकाग्रमत्युग्रं लोकहेतवे ॥
बालोवाच ॥ ऋषे त्वद्दर्शनादेव शुष्को मे शोकसागरः ॥३१॥
अतः परं शुभं भावि यस्मात्संभाविता त्वया ॥ समुद्भूतबृह-

મહા પુણ્યાત્મા પુરુષનાં દર્શનનો હું લાભ પામી."૨૪-૨૫ એવી સ્તુતિ કરીને તે બાળા સન્મુખ ઉભી રહી, ત્યારે તેથી વિસ્મય પામીને દુર્વાસા તેનું આશ્વાસન કરતાં બોલ્યા.[૨૬] દુર્વાસા કહે છે;–"હે સાધ્વી! રે દ્વિજ-સુતે! તને ધન્ય છે કે તેં તારા પિતાના કુળનો ઉદ્ધાર કર્યો, તારા જેવી જેને કન્યા છે, એજ તેના મોટા તપનું ઉત્તમ ફળ છે.[૨૭] તારી આવી ધર્મશીળતા જાણીને હું કૈલાસ પર્વતપરથી તારે આશ્રમે આવ્યો; ને તેં કરેલી સપ્રેમ પૂજાથી બહુ સંતોષ પામ્યો.[૨૮] હવે હે સુંદરી! અહિંથી નિકળી હું બદ્રિકાશ્રમ તરફ મુનીશ્વરનો વેશ ધારણ કરનારા અનાદિસિદ્ધ નારાયણનું દર્શન કરવા માટે જઈશ;[૨૯] કારણ કે ત્યાં તે નારાયણ સર્વ લોકના કલ્યાણાર્થે મહા ઉગ્ર તપ આચરે છે." એ સાંભળી મેધાવતી ફરીને પોતાના દુઃખ નિવારણ માટે વિનતિ કરવા લાગી.

"હે ઋષીશ્વર! તમારાં દર્શનથી મારો શોકરૂપી સમુદ્ર સૂકાઈ ગયો,[૩૦] કેમકે આપે રુડી રીતે મારુ સમાધાન કર્યું. પણ હે પ્રભો! એટ-

ज्ज्वालदावहव्यभुजं मुने ॥ ३२ ॥ किं न वेत्सि दयासिंधो तन्निर्वापय शंकर ॥ हर्षहेतुर्न मे कश्चिद् दृश्यते सुविचारतः ॥ ३३ ॥ न माता न पिता भ्राता यो मे धैर्यं प्रयच्छति ॥ कथंकारमहं जीवे दुःखसागरपीडिता ॥ ३४ ॥ यां यां दिशं प्रपश्यामि सा सा शून्या विभाति मे ॥ मम दुःखप्रतीकारं कुरु शीघ्रं तपोनिधे ॥ ३५ ॥ न मां कामयते कश्चित्पाणिग्रहण-हेतवे ॥ अतः परं भविष्यामि वृषलीति महद्भयम् ॥ ३६ ॥ तस्मान्न जायते निद्रा न रुचिर्भोजने मम ॥ ब्रह्मन्मुमूर्षुरस्म्येव इति मे निश्चयोऽधुना ॥३७॥ इत्युक्त्वाऽश्रुमुखी बाला विरराम तदग्रतः ॥ दुर्वासास्तदुपायार्थं विचारमकरोत्तदा ॥३८॥ श्री-

લાથી જ "મારું કલ્યાણ કેમ થશે? કારણ આપ જાણો જ છો કે, મારા હૃદયમાં તો મહા શોકરૂપી દાવાગ્નિ પ્રજ્વલિત થયો છે.[૩૧] માટે હે દયા-સિંધો! મારો શોકાગ્નિ શાંત કરો. વિચાર કરી જોતાં કોઈ પણ મને હર્ષ પામવાનું કારણ મળતું નથી;[૩૨] કેમકે મને ધૈર્ય આપે એવાં મારી માતુશ્રી, પિતા કે ભ્રાતા કોઈ પણ નથી. તો હું આ દુ:ખ સમુદ્રમાં પડેલી કેમ કરીને બચું.[૩૩] જે જે દિશા ભણી હું જોઉં છું, તે તે ભણી મને સઘળું શૂન્ય લાગે છે; માટે હે તપોનિધે! મારા દુ:ખનો શીઘ્ર ઉપાય કરો.[૩૪] મારું પાણીગ્રહણ કરવા માટે પણ કોઈ વિચાર કરતું નથી તેથી મારો વિવાહ-કાળ વિતી જઈ મને વૃષલીપણું (શૂદ્રત્વ) પ્રાપ્ત થશે કે શું? એનો મોટો ભય રહે છે,[૩૫] ને એને લીધે મને રાત્રે નિદ્રા, કે દિવસે ભોજ-નની રુચિ થતી નથી. માટે હું જાણું છું કે, હવે મારું મૃત્યુ નજીક આવી પહોંચ્યું છે."[૩૬] એટલું કહી તે બાળા નેત્રમાંથી આંસુ વર્ષાવતી ઋષિ સન્મુખ ઉભી રહી, ત્યારે દુર્વાસા મુનિ તેના ઉપાયને

नारायण उवाच ॥ इति मुनितनयावचो निशम्य बहुलतमा मुनिराड् विचार्य छंदः ॥ अतिशयकृपया विलोक्य बालां किमपि हितं निजगाद सारभूतम् ॥ ३९ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये दुर्वासस्तपोवनागमनं नाम नवमोऽध्यायः ॥ ९ ॥

અર્થે વિચાર કરવા લાગ્યા.[૩૭] શ્રી નારાયણ કહે છેઃ—આ પ્રમાણે મુનિની પુત્રીનું વચન સાંભળી દુર્વાસા મુનિએ તેનાપર અત્યંત કૃપા કરી તેનું દુઃખ દૂર કરવા માટે ઉત્તમ પ્રકાર બતાવ્યો.[૩૮]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે ‘દુર્વાસાનું તપોવનાગમન’ એ નામનો અધ્યાય ૯ મો સમાપ્ત

---

## અધ્યાય ૧૦ મો

### દુર્વાસાનો ક્રોધ

नारद उवाच ॥ किं विचार्य बृहद्धामा परमः कोपनो मुनिः ॥ अब्रवीदृषिकन्यां तां तन्मे ब्रूहि तपोनिधे ॥१॥ सूत उवाच ॥ नारदस्य वचः श्रुत्वा प्रोवाच बदरीपतिः ॥ दुर्वासोवचनं गुह्यं सर्वेषां हितकृद्द्विजाः ॥ २ ॥ श्रीनारायण उवाच ॥ शृणु

નારદે પૂછ્યું:—“હે નારાયણ! પછી તે મહાતેજસ્વી અને ક્રોધી મુનિએ ઋષિકન્યાને શો ઉપાય બતાવ્યો?” તે હે તપોનિધિ! તમે મને કહો.[૧]

સૂત કહે છેઃ—નારદનું વચન સાંભળી, નારાયણે દુર્વાસાનું કહેલું સર્વને હિતકારક એવું ગુહ્ય ભાષણ જણાવવા માંડ્યું.[૨]

**नारद वक्ष्येऽहं यदुक्तं मुनिना तदा ॥ मेधावीतनयादुःखमपनेतुं कृपालुना ॥ ३ ॥ दुर्वासा उवाच ॥ शृणु सुंदरि वक्ष्यामि गुह्याद्गुह्यतरं महत् ॥ आख्येयं नैव कस्यापि त्वदर्थंतु विचारितम् ॥ ४ ॥ न विस्तरं करिष्यामि समासेन ब्रवीमि ते ॥ इतस्तृतीयः सुभगे मासस्तु पुरुषोत्तमः ॥ ५ ॥ तस्मिन्स्नातो नरस्तीर्थे मुच्यते भ्रूणहत्यया ॥ एतत्तुल्यो न कोऽप्यन्यः कार्तिकादिषु सुंदरि ॥ ६ ॥ सर्वे मासास्तथापक्षाः पर्वाण्यन्यानि यानि च ॥ पुरुषोत्तममासस्य कलां नार्हंति षोडशीम् ॥७॥ साधनानि समस्तानि निगमोक्तानि यानि च ॥ मासस्यैतस्य नार्हंति कलामपि च षोडशीम् ॥८॥ द्वादशाब्दसहस्राणि गंगास्नानेन यत्फलं ॥ गोदावरीसकृत्स्नानाद्यत्फलं सिंहगे गुरौ ॥ ९ ॥ तदेव फलमाप्नोति मासे वै पुरुषोत्तमे ॥ सकृत् सुस्ना-**

દુર્વાસા બોલ્યાઃ—"હે સુંદરી! તને એક ગુહ્યમાં ગુહ્ય વાર્તા કહું છું, કે જે કોઇને કહેવા યોગ્ય ન છતાં તારા હિતને અર્થે કહેવી પડે છે.[૩-૪] પરંતુ તેનો વિસ્તાર ન કરતાં સંક્ષેપમાં કહું છું. હે સુભગે! આજથી ત્રીજે માસે પુરુષોત્તમ નામનો માસ આવનાર છે.[૫] એ માસમાં તીર્થસ્થાને સ્નાન કરવાથી મનુષ્ય બાળહત્યાથી મુક્ત થાય છે. કારણ કે કાર્તિક આદિ બારે માસમાં એના સમાન પ્રતાપી કોઈ નથી.[૬] સર્વ પક્ષ, અને બીજી સર્વ પર્વણીઓ મળી આ પુરુષોત્તમ માસના સોળમા ભાગની બરાબરી કરવાને પણ સમર્થ નથી;[૭] બાર હજાર વર્ષ સુધી ગંગાનું સ્નાન કરવાથી અથવા સિંહના બૃહસ્પતિમાં એકવાર ગોદાવરીમાં સ્નાન કરવાથી જે ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે,[૮-૯] તેજ ફળ

**तमात्रेण यत्र कुत्रापि सुंदरि ॥ १० ॥ श्री कृष्णवल्लभो मासो नाम्ना च पुरुषोत्तमः ॥ तस्मिन्संसेविते बाले सर्वं भवति वांछितम् ॥ ११ ॥ तस्मान्निषेवयाशु त्वं मासं तं पुरुषोत्तमम् ॥ मयापि सेव्यते सोऽयं पुरुषोत्तमवन्मुदा ॥१२॥ एकदा भस्मसात्कर्तुमंबरीषं क्रुधा मया ॥ मुक्ता कृत्या तदा बाले सुनाभं हरिणा ज्वलत् ॥ १३ ॥ मामेव भस्मसात्कर्तुं तदानीं प्रेरितं मयि ॥ पुरुषोत्तमव्रतादेव तच्चक्रं संन्यवर्तत ॥ १४ ॥ त्रैलोक्यं भस्मसात्कर्तुं समर्थं तच्च सुंदरि ॥ मय्यकिंचित्करं जातं तदा मे विस्मयोऽभवत् ॥ १५ ॥ तस्माद्भजस्व सुभगे श्रीमंतं पुरुषोत्तमम् ॥ इत्युक्त्वा मुनिशार्दूलो विरराम मुनेः सुताम् ॥१६॥**

આ પુરુષોત્તમ માસમાં એક વખતે વિધિયુક્ત સ્નાન કરવાથી મળે છે. એ શિવાય તેનું સેવન કરવાથી તો સર્વ મનવાંછિત કાર્ય સિદ્ધ થાય છે; કારણ કે એ માસ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રને અત્યંત પ્રિય છે.[૧૦-૧૧] માટે હે સુંદરી! તું એ પુરુષોત્તમ માસનું સેવન કર.[૧૨] એક સમર્થ અંબરીષ રાજાપર મને ક્રોધ ચડવાથી તેને ભસ્મ કરવા માટે મેં એક કૃત્યા ઉપજાવી હતી.[૧૩] તેનાથી રાજાનું રક્ષણ કરવા માટે શ્રીહરિએ પોતાનું મહા જાજ્વલ્યમાન ચક્ર મોકલ્યું હતું, કે જે એક વખતે ત્રૈલોક્યને પણ ભસ્મ કરવા સમર્થ હોવાથી કૃત્યાને ભસ્મ કરી મારો નાશ કરવા માટે મારી પછવાડે લાગ્યું. પણ હે બાળા! પુરુષોત્તમ માસના પ્રભાવવડે તે મને કશું કરી શક્યું નહિ, અને ત્યારે મને તે માસનો પ્રતાપ જોઈ બહુ આશ્ચર્ય થયું.[૧૪-૧૫] માટે હે વત્સે! તું એ શ્રીમાન્ પુરુષોત્તમ માસનું સેવન કર" એટલું કહી દુર્વાસા મુનિ મૌન રહ્યા.[૧૬]

श्रीकृष्ण उवाच ॥ दुर्वासोवचनं श्रुत्वा बाला मूढधियाऽवदत् ॥
भाविना प्रेरिता राजन्नसूयाप्रेरिता सती ॥ १७ ॥ दुर्वाससं
मुनिश्रेष्ठं मनसि क्रोधसंयुता ॥ बालोवाच ॥ न मह्यं रोचते
ब्रह्मन् यदुक्तं भवता मुने ॥ १८ ॥ कथं माघादयो मासा
अकिंचित्करतां गताः ॥ कथं कार्तिकमासं त्वमूनं वदसि तद्वद
॥ १९ ॥ वैशाखः सेवितः किं वा न दास्यति सुकामितम् ॥
सदाशिवाद्यो देवाः फलदाः किं न सेविताः ॥ २० ॥
अथवा भुवि मार्तंडो देवः प्रत्यक्षदर्शनः ॥ स किं न दाता
कामानां देवी च जगदंबिका ॥ २१ ॥ गणेशः सेवितः किं
वा न संयच्छति कामितम् ॥ व्यतीपातादिकान् योगान्
देवान् शर्वादिकानपि ॥२२॥ सर्वानुल्लंघ्य वदतस्त्रपा किं ते न
जायते ॥ अयं तु मलिनो मासः सर्वकर्मविगर्हितः ॥ २३ ॥
असूर्यसंक्रमः श्रेष्ठः क्रियते च कथं मुने ॥ वेदाहं सर्वदुःखानां

શ્રીકૃષ્ણ કહેવા લાગ્યાઃ—ઉપર પ્રમાણે મુનિવર દુર્વાસાનું કહેવું સાંભળી, તે ઋષિકન્યા કંઈ ભ્રમિષ્ટ સરખી દેખાવા લાગી અને ઋષિનું બોલવું તેને કંઈ રુચ્યું ન હોય તેમ લાગ્યું.[૧૭] પછી તેમની પ્રત્યે તે નિડરપણે બોલી; "હે મુનિ! આપે જે કહ્યું, તે મને રુચતું નથી.[૧૮] શું માઘ, કાર્તિક, ચૈત્ર, વૈશાખ ઇત્યાદિ મહિનાઓ કોઈ રીતે અપૂર્ણ તેમ જ સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ સદાશિવ, પૃથ્વીપર જેમનું પ્રત્યક્ષ દર્શન થાય છે તે સૂર્યનારાયણ, જગદંબા,[૧૯–૨૧] ગણપતિ ઇત્યાદિ દેવતાઓનાં ભાવભક્તિ સહિત પૂજન અર્ચનાદિકથી શું ઇચ્છિત કામના પૂર્ણ નથી થતી? આપ એ મળમાસ કે જે સર્વ શુભ કાર્ય કરવામાં નિષિદ્ધ છે,

पारदं श्रीहरिं परम् ॥ २४ ॥ नान्यं पश्यामि भूदेव चिंतयंती दिवानिशम् ॥ रामाद्वा जानकीजानेः शंकरात्पार्वतीपतेः ॥२५॥ नान्यः कोऽपि महान्देवो यो मे दुःखं व्यपोहति ॥ एतान्विहाय विप्रेंद्र कथंस्तौषि मलं मुने ॥ २६ ॥ एवमुक्तस्तया विप्रपुत्र्या सक्रोधनो मुनिः ॥ जाज्वल्यमानो वपुषा क्रोधसंरक्तलोचनः ॥२७॥ तथापि न शशापैनां मित्रजां कृपयान्वितः ॥ मूढेयं नैव जानाति हिताहितमपूर्णधीः ॥२८॥ पुरुषोत्तममाहात्म्यं दुर्ज्ञेयं विदुषामपि ॥ किमुताल्पधियां पुंसां कुमारीणां विशेषतः ॥ २९ ॥ पितृहीना कुमारीयं बाला दुःखाग्निभर्जिता ॥ अतीवोग्रतरं शापं मदीयं सहते कथम् ॥ ३० ॥ इत्येवं कृपया

તેની એટલી બધી પ્રશંસા કેમ કરો છો ?[૨૨-૨૩] એ માસમાં તો સૂર્યની સંક્રાંતિ પણ આવતી નથી; તો પછી એને સૌથી શ્રેષ્ઠ કેમ જ કહેવાય? માટે હે બ્રહ્મદેવ ! હું તો માત્ર એટલું જ જાણું છું કે, આ જગતમાં એક હરિ જ સર્વ દુઃખથી મુક્ત કરનાર છે.[૨૪] અને મારું લક્ષ પણ એમના સિવાય અન્ય સ્થળે નથી.[૨૫] એટલા માટે એ વિના બીજા મોટા દેવોને પણ ન ઇચ્છતાં હું તેમને ભજવા ઇચ્છું છું; છતાં એ મળમાસની આપ શી પ્રશંસા કરો છો?"[૨૬] એ સાંભળી ઋષિને બહુ ક્રોધ ચઢયો તેના અધિક બોલવાથી મુનિનું વદન ક્રોધાયમાન થઈ નેત્ર આરક્ત થયાં.[૨૭] પણ તે દબાવી રાખીને મેધાવતીને તેમણે શાપ દીધો નહિ, કારણ કે તે તેમના મિત્રની દીકરી છે અને વળી બાળક હોવાથી તે પોતાનું હિત અહિત સમજતી નથી.[૨૮] કેમકે જે પુરુષોત્તમ માસ વિદ્વજ્જનોને જાણવા અશક્ય છે, તે અલ્પ બુદ્ધિવાળાને તથા આ કુમારીને સર્વથા અશક્ય હોય એમાં શું કહેવું.[૨૯] વળી તે કુમારી

**क्रोधं संजहार मनःस्थितम् ॥ स्वस्थो भूत्वा मुनिः प्राह तां बालामतिविह्वलाम् ॥ ३१ ॥ दुर्वासा उवाच ॥ अहो बाले न मे कोपो मित्रजे त्वयि कश्चन ॥ यत्ते मनसि निर्भाग्ये यथारुचि तथा कुरु ॥३२॥ अपरं श्रूयतां बाले भाविष्यं किंचिदुच्यते ॥ पुरुषोत्तममासस्य यत्त्वयाऽनादरः कृतः ॥३३॥ सर्वथा तत्फलं भावि इह वा परजन्मनि ॥ अतः परं गमिष्यामि नरनारायणालयम् ॥३४॥ न च शप्ता मया भीरु मन्मित्रं ते पिता यतः ॥ हिताहितं न जानासि बालभावाच्छुभाशुभम् ॥३५॥ स्वस्ति तेऽस्तु गमिष्यामि मास्तु कालात्ययो मम ॥ शुभं शुभेतरं भावि न केनाप्यनुलंघ्यते ॥३६॥ श्रीकृष्ण उवाच ॥ इत्युदीर्य जगामाशु तामसस्तापसो मुनिः ॥ तत्क्षणं निष्प्रभा साऽभूत्पुरुषोत्तमहेलया ॥ ३७ ॥ विमृष्य सुचिरं कालं तत्कालफलदं**

પિતૃહીન થવાથી દુઃખરૂપ અગ્નિથી દગ્ધ થયેલી છે, તો પછી મારો ઉગ્રતાપ કેમ કરી સહેન કરી શકે?[૩૦] એમ વિચાર કરી પોતાના અંતઃકરણનો શોક શમાવ્યો તથા તે મુનિ તે કાળથી વ્યાકુળ થયેલી કન્યાને કહેવા લાગ્યા.[૩૧] હવે હું નરનારાયણના આશ્રમે જાઉં છું.[૩૨-૩૪] “હે બાલે! હું તને શાપ દેતો નથી; પરંતુ પુરુષોત્તમાસની નિંદા કરવાથી ભવિષ્યમાં, આ જન્મમાં અથવા બીજા જન્માંતરમાં તારે બહુ દુર્ભાગ્ય ભોગવવું પડશે, એવું ભવિષ્ય તને કહું છું: તું બાળક છે, સાધ્વી છે, ને વળી તારો પિતા મારો પરમ મિત્ર હતો એથી મેં તને શાપ દીધો નહિ” એમ કહી દુર્વાસા મુનિ ત્યાંથી વિદાય થયા.[૩૫-૩૬]

શ્રી કૃષ્ણ કહે છેઃ—ઋષિના ગયા પછી મેધાવતી બહુ ખેદ પામી,

शिवम् ॥ आराधयामि देवेशं तपसा पार्वतीपतिम् ॥ ३८ ॥ इतिनिश्चित्य मनसा मेधावीतनया नृप ॥ दुष्करं तत्तपः कर्तुमियेष स्वाश्रमे स्थिता ॥ ३९ ॥ सूत उवाच ॥ आर्षेयी प्रबलमुनेर्वचो विनिंद्य प्रोद्युक्तांधकरिपुसेवने वने स्वे ॥ लक्ष्मीशं बहुलफलप्रदं विहाय सावित्रीपतिमपि तादृशं निरस्य ॥ ४० ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममासमाहात्म्ये श्रीनारायणनारदसंवादे कुमारीशिवाराधनोद्योगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

ને પુરુષોત્તમ માસનો તિરસ્કાર કરવાથી તુરત નિસ્તેજ થઈ રહી. હવે શું કરવું ને મારું દુઃખ કેમ મટે? તેના વિચારમાં જ તે ગુમ થઈ ગઈ. છેવટે તુરત ફળ આપનાર શંકરની આરાધના કરી તેમણે પ્રસન્ન કરવા માટે નિશ્ચય કર્યો.[૩૭-૩૯] સૂત કહે છે:—એ પ્રકારે તે ઋષિકન્યાએ મહા પ્રબળ મુનિના વચનની નિંદા કરી બહુ ફળ આપનાર લક્ષ્મીપતિનો ત્યાગ કરી તથા સાવિત્રીપતિ બ્રહ્માનો ત્યાગ કરી અંધકરિપુ એવા મહાદેવની તે સેવા કરવા લાગી.[૪૦]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'કુમારીએ કરેલું શંકરનું આરાધન' એ નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

---

## અધ્યાય ૧૧ મો

### પાંચ પતિના વરદાનને લીધે બાલાને ચિંતા

नारद उवाच ॥ अचीकरत्कुमारीयं महत्कर्म सुदुष्करम् ॥ मुनीनामपि सर्वेषां तन्मे वद महामुने ॥ १ ॥ श्रीनारायण

નારદ પ્રશ્ન કરે છે:—હે મહામુનિ! સર્વ ઋષિને મહા દુષ્કર તે કુમારીએ જે મહત્કર્મ કર્યું તે મને કહો.[૧]

**उवाच ॥ अथारभत कल्याणी तपः परमदारुणम् ॥ चिंतयंती शिवं शांतं पंचवक्त्रं सनातनम् ॥ २॥ भुजंगभूषणं देवं नंदिभृंगिनिषेवितम् ॥ चतुर्विंशतितत्त्वैश्च गुणैस्त्रिभिरभिष्टुतम् ॥३॥ महासिद्धिभिरष्टाभिः प्रकृत्या पुरुषेण च ॥ चंद्रखंडलसद्भालं जटाजूटविराजितम् ॥ ४ ॥ चचार दुश्चरं बाला तमुद्दिश्य परं तपः ॥ पंचाग्निनां च मध्ये सा स्थायिनी ग्रीष्मगे रवौ ॥५॥ हेमंते शिशिरे चैव शीतवार्यंतरस्थिता ॥ व्यक्तवक्त्रा तथा रेजे जलस्थं कमलं यथा ॥ ६ ॥ शिरोधःप्रसृतश्यामनीलालकविगुंठिता ॥ जंबालवल्लरीपुंजैर्वेष्टितेवाबभौ जले ॥ ७ ॥ ब्रह्म-**

નારાયણ કહે છેઃ–"મેધાવતી જાતે અબળા છતાં અત્યંત દૃઢ અંતઃકરણથી પોતાના આશ્રમમાં નિડરપણે રહી, પૂર્ણ સાવધપણા સહિત અને પરમ ભક્તિભાવ સાથે પોતાનું દુઃખ નિવારણ કરવા માટે શંકરનું મહા કઠિન તપ કરવા લાગી.[૨] કે, જે સાક્ષાત્ શ્રીહરિનું જ રૂપ છતાં સર્વે દેવતાઓના ઈશ્વર છે, અને જેમના શરીરે ભસ્મનું લેપન તથા સર્પોનાં ઘરેણાં આવી રહેલાં છે; કપાળમાં ચંદ્રમા તથા માથે જટામુકુટમાં ગંગા વિરાજિત છે, અને નંદી, ભૃંગી આદિ અનેક ગણો જેમનું સેવન કરી રહ્યા છે, તે ઉમાપતિનું તેણે ધ્યાન ધર્યું.[૩–૪] ઉનાળાની ઋતુમાં ખરા મધ્યાહ્ન સમયે પંચાગ્નિની જ્વાળાઓના મધ્ય ભાગમાં બેસીને ઉપર પ્રમાણેનું તે શંકરનું ધ્યાન કરતી હતી, ને હેમંત તથા શશિર ઋતુમાં ગળા સુધી પાણીમાં બેસી મુખમાત્ર ઉઘાડું રાખતી. આથી તેનું મુખ જેમ જળની અંદર કમળ શોભે,[૫–૬] તેમ શોભવા લાગ્યું. અને મસ્તકથી તે અધોભાગ સુધી લાંબા નીલકેશ પ્રસરેલા હોવાથી તેમ જ તે અંગ કેશથી ગુંથાયલું હોવાથી જાણે સેવાળ જાળથી વિંટા-

**रंध्रोद्गतश्रीमद्धूमराजिर्व्यदृशत ॥ नलिनं सेव्यमानेव मिलिं-
दालिः प्रसर्पिणी ॥ ८ ॥ वर्षास्वनावृता शेते स्थंडिले बृसि-
कान्विते ॥ संध्ययोरुभयोस्तन्वी धूमपानमचीकरत् ॥ ९ ॥
पुरंदरः परां चिंतामवापाश्रुत्य तत्तपः ॥ दुर्धर्षा दिविजैः सर्वैः
स्पृहणीया महर्षिभिः ॥ १० ॥ एवं तपसि वृ[illegible]र्यां
नृपनंदन ॥ गतान्यब्दसहस्राणि नव राजन्यभूषण ॥ ११ ॥
संतुष्टस्तपसा तस्या भगवान् पार्वतीपतिः ॥ दर्शयामास बालायै
निजं रूपमगोचरम् ॥ १२ ॥ तद्दृष्ट्वा सहसोत्तस्थौ देहः प्राण-
मिवागतम् ॥ तपःकृशापि सा बाला हृष्टपुष्टा तदाऽभवत् ॥ १३ ॥
भूरिवातपसंक्लिष्टा देवमीढा गरीयसी ॥ सा बालाऽवनता भूत्वा
ववंदे गिरिजापतिम् ॥ १४ ॥ मानसैरुपचारैस्तं संपूज्य विश्व-**

યલું કમળ ના હોય તેવું શોભવા લાગ્યું.[૭] આ રીતે તેના ઉગ્ર તપવડે બ્રહ્મરંધ્રમાંથી નીકળતી ધૂમાડાની પંક્તિ જણાતી હતી. તે જાણે કમળનું સેવન કરનારી ભમરાની હારના સરખી શોભા આપતી હતી.[૮-૯] આ બાલાનું અત્યંત ઉગ્ર તપ સાંભળી ઇંદ્રિના મનને ભય થયો. કારણ તેના તપના સામર્થ્યની સર્વ મહર્ષિઓ અત્યંત પ્રશંસા કરવા લાગ્યા.[૧૦] હે નૃપનંદન! ઋષિકન્યાને આ પ્રમાણે તપ કરતાં કરતાં નવ હજાર વર્ષ વીતી ગયાં.[૧૧] તેના તપવડે ભગવાન્ શંકર પ્રસન્ન થયા. જો કે શંકરનું સ્વરૂપ અગોચર છે છતાં તેમણે પોતાનું સ્વરૂપ તે બાળાને દર્શાવ્યું.[૧૨] જેવી રીતે દેહમાં પ્રાણ આવવાથી દેહ સજીવન થાય છે, તે રીતે જો કે તે બાળા તપથી સુકાઈ ગઈ હતી છતાં શિવનાં દર્શનને લીધે શરીરે અત્યંત પુષ્ટ થઈ.[૧૩] પછી અત્યંત ઉગ્ર તપને લીધે કૃશ થયેલી તથા દેવમાતા જગદંબા જેવી તે કુમારિકા નીચી વળીને શ્રી-

**वंदितम् ॥ तुष्टाव जगतां नाथं भक्तियुक्तेन चेतसा ॥१५॥ बालोवाच ॥ अये शैलजावल्लभ प्राणनाथ प्रभो भर्ग भूतेश गौरीश शंभो ॥ नमः सोमसूर्याग्निदिव्यात्रिनेत्र मदाधारमुंडास्थिमालिन्नमस्ते ॥ १६ ॥ नरोऽनेकतापाभिभूतांगपीडः परं घोरसंसारवार्धौ निमग्नः ॥ खलव्यालकालोग्रदंष्ट्राभिदष्टो विमुच्येद्भवंतं शरण्यं प्रपन्नः ॥ १७॥ विभो येन बाणः स्वकीयीकृतश्च मृता जीवितालर्कभूपालपत्नी ॥ दयानाथ भूतेश चंडीश भव्य भवत्राण मृत्युंजय प्राणनाथ ॥१८॥ मखध्वंसकर्तः समस्तारिहर्तः सदा सेवकानां भवध्वंसकर्तः ॥ नमो जन्महर्तः पुरा सृष्टि-**

શંકર ભગવાનને નમન કરવા લાગી.[૧૪] ત્યાર બાદ માનસોપચારવડે વિશ્વથી વંદાયલા મહાદેવની પૂજા કરી ભક્તિયુક્ત મનવડે જગતના નાથની સ્તુતિ કરવા લાગી.[૧૫] બાલા કહે છે;–"હે ગૌરીના પતિ! હે પ્રાણના નાથ! હે પ્રભુ! હે ભર્ગ! હે ભૂત માત્રના ઈશ! હે પાર્વતી પતિ! હે શંભુ! આપે ચન્દ્ર, સૂર્ય તથા અગ્નિરૂપે ત્રણ નેત્રો ધારણ કરેલાં છે. આપના કંઠ વિશે મસ્તક તથા હાડકાંની માળા રહેલી છે. આપને હું નમસ્કાર કરું છું.[૧૬] આ મનુષ્ય અનેક પ્રકારના તાપથી દુઃખિત થઈ અત્યંત ઘોર સંસાર સમુદ્રમાં ડૂબેલો છે તથા કાળરૂપી સર્પે પોતાની દાઢવડે દંશેલો છે તથા આપને શરણે આવેલો છે, માટે એને દુઃખ મુક્ત કરવો જોઈએ.[૧૭] હે ભગવન્! જેમણે બાણાસુરને પોતાનો કીધો, જેમણે અલર્ક નામના રાજાની પત્નીને અમૃતવડે જીવતી કરી એવા આપ દયાના નાથરૂપ છો, સર્વ પ્રાણીમાત્રના ઈશરૂપ છો, ચંડીના પતિ છો, આપ ભવ્ય છો, આપ સંસારથી રક્ષણ કરવાવાળા, કાળપર જય મેળવનારા તથા પ્રાણના નાથ છો.[૧૮] આપે

कतस्त्वदीनानवप्राणनाथाघहर्तः ॥ १९ ॥ इत्येवं मनसा वाचा शिवं स्तुत्वा तपस्विनी ॥ विरराम महाभागा मेधावीतनया नृप ॥ २० ॥ श्रीकृष्ण उवाच ॥ तत्कृतं स्तोत्रमाकर्ण्य तपसोग्रतरेण च ॥ प्रसन्नवदनांभोजस्तामुवाच सदाशिवः ॥२१॥ शिव उवाच ॥ वरं वरय भद्रं ते यस्ते मनसि वांछितः ॥ प्रसन्नोऽस्मि महाभागे मा मा खिद तपस्विनी ॥ २२ ॥ तदाकर्ण्य कुमारीयं महानंदपरिप्लुता ॥ उवाच वचनं राजन्सुप्रसन्नं सदाशिवम् ॥ २३ ॥ बालोवाच ॥ दीननाथ दयासिंधो प्रसन्नश्चेन्ममोपरि ॥ तदा मत्कामितं देहि मा विलंबं कुरु प्रभो ॥२४॥ पतिं देहि पतिं मह्यं पतिं पतिमहं वृणे ॥ पतिं देहि महादेव नान्यन्मे चिंतितं हृदि ॥ २५ ॥ एवमुक्त्वा तदार्षेयी विर-

दक्ष प्रजापतिना यज्ञनो नाश कर्यो हतो. आप शत्रुनो नाश करनारा छो, निरंतर सेवा करनाराओने संसार समुद्रमांथी तारनारा छो, आप जन्मादिनो नाश करनारा तथा प्रथम सृष्टिने उत्पन्न करनारा आप छो, आप पापने टाळवावाळा छो, आप मारुं रक्षण करो."[१९] हे नृप ! आ प्रमाणे मन तथा वाणीवडे शंकरनी तेणे स्तुति करी."[२०] श्रीकृष्ण कहे छे;–आ रीतनी ते कन्यानी स्तुति सांभळी शंकर भगवान् प्रसन्न चित्तवडे कहेवा लाग्या.[२१] महादेव कहे छे;–"तारा मनमां जे इच्छा होय ते माग. हुं तारा उपर प्रसन्न थयो छुं. हे तपस्विनी ! तुं शोच कर मा."[२२] आ प्रमाणेनुं महादेवनुं वचन सांभळी तथा आनंदयुक्त थई अने महादेवने ते नीचे प्रमाणे कहेवा लागी.[२३] बाला कहे छे;–"हे गरीबना नाथ ! हे दयाना सागर ! जो आप मारापर प्रसन्न थया हो तो मारी कामना पूर्ण करो ! हे प्रभु ! विलंब

राम कपर्दिने ॥ तदाकर्ण्य महादेवो जगाद मुनिकन्यकाम् ॥२६॥ शिव उवाच ॥ त्वया यत्स्वमुखेनोक्तं तदस्तु मुनिकन्यके ॥ पंचकृत्वस्त्वया यस्मात्पतिः संप्रार्थितोऽधुना ॥२७॥ तस्मात्पंच भविष्यंति पतयस्तव सुंदरि ॥ शूराः सकलधर्मज्ञाः साधवः सत्यविक्रमाः ॥२८॥ यज्वानः स्वगुणख्याताः सत्यसंधा जितेंद्रियाः ॥ त्वन्मुखप्रेक्षकाः सर्वे राजन्यगुणशालिनः ॥ २९ ॥ श्रीकृष्ण उवाच ॥ इत्याकर्ण्य वचस्तस्य धूर्जटेरनतिप्रियम् ॥ उवाचावनता भूत्वा बाला वाक्यविशारदा ॥ ३० ॥ बालोवाच ॥ एवं मे गिरिजाकांत माऽस्तु लोकेऽतिकौतुकम् ॥

કરો નહિ.[૨૪] માટે બીજા કશાની ઇચ્છા ન કરતાં હું એટલું જ માગું છું કે:—

"पतिं देहि पतिं मह्यं पतिं पतिमहं वृणे ।
पतिं देहि महादेव नान्यन्मे चिंतितं हृदि ॥

આપ મને સુંદર **પતિ** આપો. **પતિ** વગરની હું અબળા નિરંતર **પતિ** વગર પીડા પામી અહોનિશ **પતિ**ની જ ઇચ્છા કરું છું, માટે હે પ્રભો! મને આપ **પતિ** આપો. એ શિવાય મારે કશી ઇચ્છા નથી."[૨૫] એ પ્રમાણે સાંભળી શિવ તેને કહેવા લાગ્યા કે, "હે પુત્રિ! આ તારું બોલેલું વાક્ય ખરું થાઓ—અર્થાત્ તારા બોલવા પ્રમાણે તેં માગેલા પાંચ **પતિ** તને પ્રાપ્ત થશે અને તે એવા કે સમગ્ર ધર્મને જાણનારા, સારી વૃત્તિના, પરાક્રમશીલ, મહાશૂરવીર,[૨૬-૨૮] યજ્ઞશીલ, અને પોતાના ગુણોવડે પ્રખ્યાત તથા સત્ય પ્રતિજ્ઞાવાળા, જિતેંદ્રિય, રાજાના સર્વ ગુણોવડે દેદીપ્યમાન અને તારા મુખને નિરંતર જોનારા એવા મળશે."[૨૯] શ્રીકૃષ્ણ કહે છે;-એ પ્રમાણે મહાદેવનું અપ્રિય વચન સાંભળી

**एकस्या एक एवास्ति भर्ता नार्याः सदाशिव ॥ ३१ ॥ न दृष्टा न श्रुता कापि नार्येका पंचभर्तृका ॥ एकस्य पंच पत्न्यस्तु पुरुषस्य भवंति हि ॥ ३२ ॥ त्वदीयाऽहं कथं शंभो भवेयं पंचभर्तृका ॥ नैवार्हसि वचस्त्वेवं मयि वक्तुं कृपानिधे ॥ ३३ ॥ तवैव जायते लज्जा त्वदीयाहं यतः प्रभो ॥ इत्याकर्ण्य वचस्तस्याः शंकरः प्राह तां पुनः ॥३४॥ शिव उवाच ॥ माऽस्तु तेऽस्मिन्भवे भीरु भाव्यं तत्परजन्मनि ॥ अयोनिसंभवा तत्र भविष्यसि तपोबलात् ॥ ३५ ॥ भर्तृजं सुखमासाद्य ततो गंत्री परं पदम् ॥ दुर्वासा मे प्रिया मूर्तिः स त्वयाऽवमतः पुरा ॥ ३६ ॥ स चेत्कोपावृतः सुभ्रू निर्दहेद्भुवनत्रयम् ॥ त्वया**

બોલવામાં અત્યંત કુશળ એવી તે કન્યા બોલી કે,[૩૦] "હે મહારાજ ! એવું કૌતુક મને ન જોઇએ, કારણ એક સ્ત્રીને એક જ ભર્તાર હોય છે, કદાચ એક પુરુષને તો પાંચ સ્ત્રીઓ હોય છે, પણ એક સ્ત્રીને પાંચ પતિ કદી સાંભળવામાં આવ્યા નથી.[૩૧–૩૨] માટે હે શંભુ ! હું આપની છતાં પાંચ ધણીવાળી કેવી રીતે થઇ શકીશ. હે કૃપાનિધિ ! મને આ રીતનું વરદાન આપવું ઘટે નહિ.[૩૩] જો આ પ્રમાણેનું વિપરીત વરદાન મળે તો તેની લાજ આપને લાગશે." એવું વચન સાંભળી શંકર કહેવા લાગ્યા.[૩૪] હે બાલે ! તું ડર મા. આ જન્મમાં જ તારા પાંચ પતિ થવાના નથી. તને જન્માંતરે આ પ્રમાણે થશે. વળી તું તારા તપના પ્રભાવથી એમને એમ ઉત્પન્ન થઇશ.[૩૫] તું પતિવ્રતાના ધર્મવડે પતિસુખ મેળવી ઉત્તમ પદને પામીશ. તને જો શંકા થાય કે, આ જન્મમાં મને પતિનું સુખ નથી તો અન્ય જન્મમાં પાંચ પતિનું સુખ મને કેમ રીતે થશે, તો તેના સંબંધમાં એ ખુલાસો છે કે, તેં પૂર્વે દુર્વાસા

**गर्वातिरेकेण ब्रह्मतेजः प्रमर्दितम् ॥ ३७ ॥ पुरुषोत्तमस्त्वया मासो न कृतो भगवत्प्रियः ॥ यस्मिन्नर्पितमैश्वर्यं श्रीकृष्णेनात्मनः स्वकम् ॥ ३८ ॥ अहं ब्रह्मादयो देवा नारदाद्यास्तपस्विनः ॥ यदादेशकरा बाले तदाज्ञां को विलंघयेत् ॥३९॥ स मासो न त्वया मूढे पूजितो लोकपूजितः ॥ अतस्ते पंच भर्तारो भविष्यंति द्विजात्मजे ॥ ४० ॥ नान्यथाभावि तद् बाले पुरुषोत्तमखंडनात् ॥ यो वै निंदति तं मासं स याति घोररौरवम् ॥४१॥ विपरीतं भवेत्तस्य न कदाऽप्यन्यथा भवेत् ॥ पुरुषोत्तमस्य ये भक्ताः पुत्रपौत्रधनान्विताः ॥ ४२ ॥ ऐहिकामुष्मिकीं सिद्धिं याता यास्यंति यांति च ॥ वयं सर्वेऽपि गीर्वाणाः पुरु-**

મુનિનો અનાદર કર્યો હતો.[૩૬] હે સુંદર ભ્રુકુટિવાળી ! જે દુર્વાસા મુનિ કોપાયમાન થાય તો તેવા મુનિનું બ્રહ્મતેજ તેં તારા કર્મોને લીધે મલિન કીધું.[૩૭] તેમણે કહ્યું છતાં પણ તેં પુરુષોત્તમ માસનું સેવન કર્યું નહિ. આ રીતે દુર્વાસાનું તેં અપમાન કર્યું. આ પુરુષોત્તમ માસમાં શ્રીકૃષ્ણે પોતાનું ઐશ્વર્ય અર્પણ કર્યું છે.[૩૮] માટે હે કન્યા! હું, બ્રહ્માદિ દેવ તથા નારદાદિ તપસ્વી શ્રીકૃષ્ણની આજ્ઞાને ધારણ કરવા છતાં તેમની આજ્ઞાનું ઉલ્લંઘન અત્રે કેવી રીતે કરી શકીએ.[૩૯] હે મૂઢ! સર્વ લોકો જે માસનું પૂજન કરે છે તેનું પૂજન નહિ કરવાને લીધે આવતા જન્મમાં તારે પાંચ પતિ થશે.[૪૦] પુરુષોત્તમ માસના ખંડનને લીધે તારે ભાવિ ફળ ભોગવવું પડશે. જે કોઈ આ માસની નિંદા કરશે, તે ઘોર રૌરવ નરકમાં પડશે.[૪૧] તેનાં સર્વ કામ વિપરીત થશે તેમાં કાંઈ પણ સંશય નથી. પુરુષોત્તમ માસના જે ભક્તો છે તે પુત્રાદિ સંતતિને પામશે.[૪૨] વળી પુરુષોત્તમ માસના ભક્તો આ લોકમાં તથા પરલોકમાં સિદ્ધિને પામે છે. પૂર્વે ઘણા માણસોની સિદ્ધિ

**षोत्तमसेविनः ॥ ४३ ॥ यस्मिन्संसेविते शीघ्रं प्रीयते पुरुषोत्तमः ॥ सेविनीयं कथं मासं न भजामः सुमध्यमे ॥४४॥ अत्युत्कटानां महतां वचो मिथ्या कथं वद ॥ अनुनेया हि मुनयः सदसद्वादवादिनः ॥ ४५ ॥ वदन्नेवं नीलकंठः क्षिप्रमंतर्दधे हरः ॥ चकिता साऽभवद्बाला यूथभ्रष्टा मृगी यथा ॥ ४६ ॥ सूत उवाच ॥ शशांकलेखांकितभालदेशे सदाशिवे शैवदिशं प्रयाते ॥ चिंता बबाधे मुनिराजकन्यां हत्या यथा वृत्रहणं मुनीशाः ॥ ४७ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये शिववाक्यं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥**

થઈ છે તથા હવે પછી પણ થશે. માટે અમે સઘળા દેવતાઓ પુરુષોત્તમ માસનું સેવન કરવાવાળા છીએ.[૪૩] આ માસનું સેવન કરવાથી પુરુષોત્તમ ભગવાન્ સંતુષ્ટ થાય છે. હે સુમધ્યમા! આવા સેવવા યોગ્ય માસનું અમારે સેવન કેમ કરવું ન જોઈએ? અત્યુત્તમ સત્પુરુષનું વાક્ય કદી મિથ્યા થતું નથી, માટે દુર્વાસા સરખા મુનિના વચનપર આદર રાખી તેનો સત્કાર કરવો જોઈએ.[૪૪–૪૫] આ પ્રમાણે કહી, શંકર અંતર્ધાન થઈ ગયા તથા હરિણીની માફક તે કન્યા ચકિત થઈ ગઈ.[૪૬] સૂત કહે છે;–ભાલ પ્રદેશમાં ચંદ્રની રેખાવાળા સદાશિવ ભગવાન્ ઈશાન કુણમાં ગયા પછી, જે રીતે ઈંદ્ર વૃત્રાસુરનો નાશ કરવા પછી બ્રહ્મહત્યાને લીધે અત્યંત પીડા પામ્યો હતો, તે પ્રમાણે આ મુનિકન્યા ચિન્તાગ્રસ્ત થઈ.[૪૭]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'શિવનું વાક્ય' એ નામનો ૧૧ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૧૨ મો

## બાલાનો દ્રૌપદીરૂપે જન્મ

**नारद उवाच ॥ शितिकंठे गते नाथ बाला किमकरो-च्छुचा ॥ तन्मे वद विनीताय शुश्रूषाधर्मसिद्धये ॥ १ ॥ श्री-नारायण उवाच ॥ एवमेव पुरा पृष्टः श्रीकृष्णः पांडुसूनुना ॥ यदुवाच वचो राज्ञे तन्मे निगदतः शृणु ॥ २ ॥ श्रीकृष्ण उवाच ॥ एवं गते शिवे राजन् सा बाला विगतप्रभा ॥ निःश्वा-सपरमा भीता साश्रुनेत्रा कृशोदरी ॥३॥ हृदयाग्निलसज्ज्वा-ला ज्वलितांगी कुमारिका ॥ दावाग्निदग्धपत्रा सा लतेवास तप-स्विनी ॥ ४ ॥ दुःखमीर्ष्यामाप्तवत्यामेवं कालो महान् गतः ॥ असौ तामवचस्कंद तादृशीं तापसीं प्रभुः ॥ ५ ॥ सहसा तां समापन्नां फणीवाखुनिवेशनम् ॥ इति कालेन बलिना वशं**

નારદ કહે છેઃ—મહાદેવના ગયા પછી તે બાળાએ શોકગ્રસ્ત થઈ શું કર્યું? તે મને કહો. કારણ ધર્મની સિદ્ધિ માટે મને સાંભળવા ઇચ્છા છે.[૧] શ્રી નારાયણ કહે છેઃ—પૂર્વે યુધિષ્ઠિરે પણ શ્રીકૃષ્ણને આજ રીતનો પ્રશ્ન કર્યો હતો. શ્રીકૃષ્ણે તેને જે વચનો કહ્યાં, તે હું તને કહું છું, માટે ધ્યાનપૂર્વક તે સાંભળ.[૨] શ્રીકૃષ્ણ કહે છેઃ—હે રાજન્! સદાશિવના ગયા પછી તે બાલા અત્યંત નિસ્તેજ થઈ ગઈ તથા ભયવડે વારંવાર નિસાસા નાંખતી, તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.[૩] જેના હૃદયમાં શોક-રૂપી અગ્નિ બળી રહેલો છે એવી તે કુમારિકા, દાવાગ્નિથી પત્ર સાથે દગ્ધ થએલી લતા હોય, તે રીતે જણાવા લાગી.[૪] આ રીતે ઋષિકન્યાને દુઃખ ભોગવતાં પુષ્કળ કાળ વીતી ગયો. ત્યાર પછી જે રીતે ઉંદર હોય ત્યાં સર્પ

**नीता तपस्विनी ॥ ६ ॥ प्रावृण्मेघावृते व्योम्नि विद्युत्सौदामिनी यथा ॥ तथाऽऽश्रमे स्वके नष्टा तपसा दग्धकल्मषा ॥ ७ ॥ तदानीमेव धर्मिष्ठो यज्ञसेनो नराधिपः ॥ बृहत्संभारसंपन्नमकरोद्यज्ञमुत्तमम् ॥ ८ ॥ तद्यज्ञकुंडादुद्भूता कुमारी कनकप्रभा ॥ सेयं द्रुपदशार्दूलतनया प्रथिता भुवि ॥ ९ ॥ द्रौपदी सर्वलोकेषु ह्यार्षेयी या पुराऽभवत् ॥ सेयं स्वयंवरे राजन्मत्स्यवेधे कृते सति ॥ १० ॥ लब्धाऽर्जुनेन पांचाली क्षुभिते राजमंडले ॥ तृणीकृत्य नृपान् सर्वान् भीष्मकर्णादिकान्बहून् ॥ ११ ॥ सेयं कचग्रहं प्राप्ता दुष्टदुःशासनान्मुने ॥ वचांसि कर्णशूलानि श्राविता वरवर्णिनी ॥ १२ ॥ मया चोपेक्षिता**

પ્રાપ્ત થાય તે રીતે તે તાપસીનો અંતકાળ સમીપ આવ્યો. તે મરણ પામી. એ રીતે બળવાન્ કાળે તે તાપસીને વશ કરી લીધી.[૫-૬] જેવી રીતે વર્ષાકાળમાં મેઘથી વ્યાપ્ત થયેલા આકાશમાં સુદામા પર્વતપર વિજળી એકાએક થઇને નહિ જેવી થાય, તેવી રીતે તપસ્વીની તપશ્ચર્યાવડે નિષ્પાપ થઈ પોતાના આશ્રમમાં તે નહિ જેવી થઈ ગઈ.[૭] તે સમયે પરમ ધર્મિષ્ઠ યજ્ઞસેન રાજા બહુ સામગ્રીયુક્ત ઉત્તમ પ્રકારનો યજ્ઞ કરતો હતો.[૮] તેના યજ્ઞકુંડની અંદર સુવર્ણ કાંતિયુક્ત કુમારિકા ઉત્પન્ન થઈ. આ દ્રુપદ રાજશ્રેષ્ઠની કન્યા પૃથ્વી ઉપર અત્યંત પ્રખ્યાત થઈ.[૯] પૂર્વજન્મમાં જે મેધાવી ઋષિની કન્યા હતી, તે જ દ્રુપદ રાજાની કન્યા દ્રૌપદી અથવા તો 'પાંચાલી' એ નામથી લોકમાં પ્રખ્યાત થઈ. હે રાજન્! જે વખતે સ્વયંવરમાં અર્જુને મત્સ્યવેધ કરી આ સાધ્વીને સંપાદન કરી, તે સમયે સર્વ રાજ્યમંડળ હલકું પડી ગયું. સર્વ ભીષ્મ કર્ણાદિકોને અર્જુને તૃણવત્ કરીને જીત્યા.[૧૦-૧૧] આ રીતનું પરાક્રમ હોવા છતાં દ્રૌપદીના કેશને દુઃશાસને પકડી કાનમાં

**राजन पुरुषोत्तमहेलनात् ॥ यदा मयि कृतस्नेहा मन्नामान्यवदन्मुहुः ॥ १३ ॥ दामोदर दयासिंधो कृष्ण कृष्ण जगत्पते ॥ हे नाथ हे रमानाथ केशव क्लेशनाशन ॥ १४ ॥ न माता न तातो न च भ्रातृवर्गो न सख्यो न जामिर्न वै भागिनेयः ॥ न बंधुर्न चेष्टो न वै प्राणनाथो हृषीकेश सर्वं भवानेव मेऽस्ति ॥ १५ ॥ गोविंद गोपिकानाथ दीनबंधो दयानिधे ॥ दुःशासनपराभूतां किं न जानासि मां प्रभो ॥ १६ ॥ दुःशासनपराभूता तदा द्रुपदनंदिनी ॥ मदीयं स्मरणं प्राप्ता विस्मृताऽपि मया पुरा ॥ १७ ॥ शीघ्रं गरुडमारुह्य तत्रागत्य स्थितेन वै ॥ पूरितानि मया राजन्नस्यै वासांस्यनेकशः ॥ १८ ॥ सदा मयि कृतस्नेहा मत्प्राणा मत्परायणा ॥ ममातिवल्लभा**

શૂળની માફક તે સાધ્વીને દુર્ભાષણ સંભળાવ્યું.[१२] તેણે પૂર્વે પુરુષોત્તમ માસનો અનાદર કર્યો હતો, આથી તેને અનેક પ્રકારનું દુઃખ થયું. તે મારા તરફ સ્નેહપૂર્વક વારંવાર નામોચ્ચારણ કરવા લાગી.[१३] "હે દામોદર! હે દયાસિંધુ! હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે જગત્પતિ! હે નાથ! હે રમાનાથ! હે કેશવ! હે ક્લેશનાશન![१४] આપ શિવાય મારે માતા, પિતા, ભ્રાતા, સખા તથા ભાઇની સ્ત્રી, કે ભાણેજ, બંધુ, ઇષ્ટમિત્ર તથા પ્રાણનાથ, પતિ, કોઈ પણ નથી. હે હૃષીકેશ! મારા આપ્તરૂપે તમે જ છો.[१५] હે ગોવિંદ! હે ગોપીનાથ! હે દીનબંધુ! હે દયાનિધે! હે પ્રભુ! હું દુઃશાસનથી પીડા પામી તે શું આપ જાણતા નથી?"[१६] આ રીતે તે દ્રુપદકન્યા દુઃશાસનથી પરાભવ પામેલી જ્યારે મારું સ્મરણ કરવા લાગી, તે સમયે જ્યારે મેં પૂર્વે તેની ઉપેક્ષા કરી હતી[१७] તોપણ હે રાજન્! તેણે સ્મરણ કરતાં જ તત્કાળ ગરુડપર બેસી હું ત્યાં ગયો તથા તેને અનેક પ્રકારનાં વસ્ત્ર પૂરાં

साध्वी सखी मे प्राणसन्निभा ॥१९॥ तथाऽप्युपेक्षितेयं सा पुरुषोत्तमहेलनात् ॥ पुरुषोत्तमातिरस्कारकर्तारं पातयाम्यहम् ॥ २० ॥ सर्वथा मुनिदेवानां सेव्योऽयं पुरुषोत्तमः ॥ किं पुनर्मानुषाणां तु सर्वार्थफलदायकः ॥ २१ ॥ तस्मादाराधयस्वैनमागामि पुरुषोत्तमम् ॥ वर्षे चतुर्दशे पूर्णे सर्वं ते भविता शुभम् ॥ २२ ॥ व्यलोकि चिकुरव्रातो यैरस्याः पांडुनंदन ॥ तन्नारीणामहं राजन्निर्वपिष्येऽलकान् रुषा ॥ २३ ॥ सुयोधनादिभूपालान्सर्वान्नेष्ये यमक्षयम् ॥ सर्वशत्रुक्षयं कृत्वा त्वं च राजा भविष्यसि ॥ २४ ॥ न मे क्षीरोदतनया प्रिया नापि हलायुधः ॥ न तथा देवकी देवी प्रद्युम्नो नापि सात्यकिः

કરી આપ્યાં.[૧૮] કારણ તેણે સર્વદા મારા તરફ સ્નેહ ધારણ કરીને મત્પરાયણ થઈ તથા હું જ તેનો પ્રાણ હોવાથી મને તે સાધ્વી કેવળ પ્રાણતુલ્ય અત્યંત પ્રિય સખી છે.[૧૯] તેણે પુરુષોત્તમ માસની હેલના કરવા ઉપર મેં તેની ઉપેક્ષા કરી, કારણ પુરુષોત્તમ માસનો તિરસ્કાર કરનારનો હું અધઃપાત કરું છું.[૨૦] કેમકે પુરુષોત્તમ માસ સર્વાર્થ ફળ આપનાર છે તથા મુનિ અને દેવોએ સેવન કરવા યોગ્ય છે તો માણસને સેવ્ય છે એમાં તો શું જ કહેવું?[૨૧] તે માટે હવે પછી જે પુરુષોત્તમ માસ આવશે. તેનું તું આરાધન કર અને ચૌદ વર્ષ પૂરાં થશે એટલે તારું સર્વ પ્રકારે કલ્યાણ થશે.[૨૨] હે પાંડુનંદન રાજા! તેનો કેશપાશ જેણે અવલોકન કર્યો છે. તેની સ્ત્રીઓના કેશ હું ક્રોધ કરીને કાપી નંખાવીશ[૨૩] અને દુર્યોધન રાજાના નિમિત્તવડે સર્વને યમલોકમાં પહોંચાડી દઈશ. આ રીતે સર્વ શત્રુનો ક્ષય કરી તું જ સાર્વભૌમ રાજા થશે.[૨૪] હે રાજન્! મને મારી સ્ત્રી લક્ષ્મી પ્રિય નથી. તેમ જ મારા ભાઈ બલરામ, મારી માતા દેવકી,

॥ २५ ॥ यादृशा मे प्रिया भक्तास्तादृशो नास्ति कश्चन ॥ येन मे पीडिता भक्तास्तेनाहं पीडितः सदा ॥ २६ ॥ द्वेष्यो मे नास्ति तत्तुल्यो यमस्तस्य फलप्रदः ॥ नावलोक्यो मया दुष्टो दंडार्थमपि पांडव ॥ २७ ॥ श्रीनारायण उवाच ॥ श्री-कृष्णस्तान्समाश्वास्य पांडवान् द्रौपदीं तथा ॥ कुशस्थलीं जिग-मिषुरुवाच मधुसूदनः ॥ २८ ॥ राजन्नद्य गमिष्यामि द्वारकां विरहाकुलाम् ॥ वसुदेवो महाभागो बलदेवो ममाग्रजः ॥२९॥ मन्माता देवकी देवी गदसांबादयोऽपरे ॥ आहुकाद्याश्च यदवो रुक्मिण्याद्याश्च याः स्त्रियः ॥ ३० ॥ सर्वे तेऽनिमिषैर्नेत्रैर्मदाग-मनकांक्षिणः ॥ मामेव चिंतयंत्येव मद्दर्शनसमुत्सुकाः ॥ ३१ ॥

મારો પુત્ર પ્રદ્યુમ્ન સાત્યકિ પણ મને પ્રિય નથી.[૨૫] આ સર્વ કરતાં ભક્ત મને પ્રિય છે. ભક્તના જેવો કોઈ પણ મને પ્રિય નથી તેમ છતાં જે મારા ભક્તને પીડા કરશે, તેને હું સર્વદા પીડા કરીશ.[૨૬] મારા ભક્તને પીડનાર જેવો મારો અન્ય દ્વેષી કોઈ નથી. તેને શિક્ષારૂપી ફળ આપ-નાર યમ છે પણ તમે કેમ તેને શિક્ષા કરતા નથી, એમ કહો તો, હે પાંડવ! હું દુષ્ટને દંડ કરવા માટે પણ તેની તરફ જોતો નથી.[૨૭] શ્રી નારાયણ કહે છે–એ રીતે શ્રીકૃષ્ણ પાંડવોનું તથા દ્રૌપદીનું સમાધાન કરી દ્વારકામાં જવા ઉત્સુક થઈ કહેવા લાગ્યા.[૨૮] હે રાજન્! હું આજ દ્વારકામાં જાઉં છું. મારા વિયોગને લીધે દ્વારકા અત્યંત વ્યાકુળ થયેલી છે. મહા ભાગ્યશાળી વસુદેવ, મારા જ્યેષ્ઠ બંધુ બળરામ,[૨૯] મારી માતા દેવકી દેવી, બીજા ગદ–સાંબાદિક પુત્ર, આહુક આદિ યાદવ અથવા રુક્મિણી આદિ સ્ત્રીઓ[૩૦] આ સર્વે એક દૃષ્ટિએ કરી મારા આગમનની પ્રતીક્ષા કરતાં મને જોવામાં ઉત્કંઠાવાળાં થઈ સર્વદા મારું ચિંતન કરતાં

**श्रीनारायण उवाच ॥ इत्युक्तवंतं देवेशं कथंचित्पांडुनंदनाः ॥ हरिप्रयाणमालक्ष्य तमूचुर्गद्गदाक्षरम् ॥ ३२ ॥ जीवनं नो भवानेव यथा वारि जलौकसाम् ॥ पुनर्दर्शनमल्पेन कालेनास्तु जनार्दन ॥ ३३ ॥ पांडवानां हरिर्नाथो नान्यः कश्चिज्जगत्त्रये ॥ इत्थं सर्वे वदंत्यद्धा तस्मान्नः पाहि सर्वदा ॥ ३४ ॥ न विस्मार्या वयं सर्वे त्वदीया जगदीश्वर ॥ अस्मच्चेतोमिलिंदानां जीवनं त्वत्पदांबुजम् ॥ ३५ ॥ अवलंबनमेवास्तु प्रार्थयामो मुहुर्मुहुः ॥ असकृत्पांडुपुत्रेषु गृणत्स्वेवं यदूद्वहः ॥३६॥ मंदं मंदं समारुह्य रथं प्रेमपरिप्लुतः ॥ ययौ द्वारवतीमेनान् परावृत्यानुगच्छतः ॥ ३७ ॥ श्रीनारायण उवाच ॥ अथ श्री-**

હશે.[૩૧] શ્રીનારાયણ કહે છે, આ રીતે કહી દેવેશ શ્રીકૃષ્ણ જ્યારે જવા લાગ્યા ત્યારે તે જોઈ પાંડવો ગદ્‌ગદિત કંઠે તેમને કહેવા લાગ્યા![૩૨] હે જનાર્દન ! જેવી રીતે જળચર મત્સ્યાદિકને પાણી જીવનરૂપે છે, તે રીતે અમારા આપ જીવનરૂપે છો. માટે થોડા દિવસમાં આપનું દર્શન ફરી થવું જોઈએ.[૩૩] કારણ કે પાંડવોના નાથ શ્રીહરિ છે. તે શિવાય બીજો કોઈ આ ત્રૈલોક્યમાં નથી. એ રીતે સર્વ લોક પણ કહે છે, માટે આપે અમારું રક્ષણ કરવું યોગ્ય છે.[૩૪] હે જગદીશ્વર ! અમે સર્વ આપના હોવાથી આપને અમારું કદી પણ વિસ્મરણ થવું જોઈએ નહિ. અમારા ચિત્તરૂપી ભ્રમરને જીવનરૂપે આપનાં ચરણારવિંદ છે.[૩૫] માટે આપે અમારું અવલંબન કર્યાં જવું, એવી વારંવાર અમે પ્રાર્થના કરીએ છીએ. ફરી ફરી તે પાંડુપુત્રે પ્રાર્થના કરી છતાં ભગવાન્ યાદવેંદ્ર[૩૬] તેઓના પ્રેમ વિશે આસક્ત હોવાથી આ રીતે જલદી જઈ નહિ શકતા રથમાં બેસી હળવે હળવે દ્વારકા જવા માટે નિકળ્યા. આ સમયે પાંડ-

**द्वारकानाथे गते द्वारवतीं तदा ॥ राजापि सानुजस्तप्यंस्तीर्थानि विचचार ह ॥ ३८ ॥ पुरुषोत्तमे मनः कृत्वा ब्रह्मन् श्रीभगवत्प्रिये ॥ अनुजानाह कृष्णां च विष्वक्सेनवचः स्मरन् ॥ ३९ ॥ अहो श्रुतमतीवोग्रं माहात्म्यं पौरुषोत्तमम् ॥ कथं सुखानि लभ्यंते नाभ्यर्च्यपुरुषोत्तमम् ॥४०॥ एवं सर्वेषु तीर्थेषु भ्रमंतः पांडुनंदनाः ॥ पुरुषोत्तममासाद्य व्रतं चेरुर्विधानतः ॥४१॥ स धन्यो भारते वर्षे स पूज्यः श्रेष्ठ एव सः ॥ विविधैर्नियमैर्यस्तु पूजयेत्पुरुषोत्तमम् ॥ ४२ ॥ तदंते राज्यमतुलमवापुर्गतकंटकम् ॥ पूर्णे चतुर्दशे वर्षे श्रीकृष्णकृपया मुने ॥४३॥ दृढधन्वा नृपः पूर्वं सूर्यवंशसमुद्भवः ॥ पुरुषोत्त-**

વને પાછા વળાવીને ભગવાન્ ગયા.[૩૭] શ્રી નારાયણ કહે છેઃ—આ રીતે દ્વારિકાનાથ દ્વારાવતી પહોંચ્યા. યુધિષ્ઠિર રાજા બંધુ સહવર્તમાન તપ કરતાં તીર્થયાત્રા કરવા લાગ્યા.[૩૮] આ સમયે હે બ્રહ્મન્! ભગવાનને પ્રિય એવા પુરુષોત્તમ માસમાં અંતઃકરણ રાખી, શ્રીકૃષ્ણનાં વચનને સ્મરણ કરી ભીમાદિ બાંધવને તથા દ્રૌપદીને યુધિષ્ઠિર કહેવા લાગ્યા.[૩૯] અરે તમે પુરુષોત્તમનું ઉગ્ર માહાત્મ્ય શ્રવણ શું કર્યું? આ પુરુષોત્તમનું પૂજન કર્યા વિના સુખ શું કદિ પ્રાપ્ત થશે?[૪૦] આ ભરતખંડમાં તેજ મનુષ્યને ધન્ય છે, તેજ પૂજ્ય છે અને તેજ શ્રેષ્ઠ છે કે જે અનેક પ્રકારના નિયમે કરી પુરુષોત્તમનું પૂજન કરે છે.[૪૧] આ રીતે પાંડુનંદન સર્વ તીર્થમાં ભ્રમણ કરતાં જ્યારે પુરુષોત્તમ માસ પ્રાપ્ત થયો ત્યારે તેનું યથાવિધિ વ્રતાચરણ કરવા લાગ્યા.[૪૨] હે મુનિ! આ વ્રતની સમાપ્તિ થતાં જ ચૌદવર્ષ પૂર્ણ થયાં. તેથી શ્રીકૃષ્ણની પૂર્ણ કૃપા વડે પાંડવને અનુપમ નિષ્કંટક રાજ્ય મળ્યું.[૪૩] આ રીતે પૂર્વે સૂર્યવંશમાં ઉત્પન્ન

**ममासस्य सेवनान्महतीं श्रियम् ॥४४॥ पुत्रपौत्रसुखं चैव भुक्त्वा भोगाननेकशः ॥ जगाम भगवल्लोकमगम्यं योगिनामपि ॥ ४५ ॥ एतन्मासस्य माहात्म्यमतुलं मुनिसत्तम ॥ नाहं वक्तुं समर्थोऽस्मि कल्पकोटिशतैरपि ॥४६॥ सूत उवाच ॥ पुरुषोत्तम-मासस्य कृष्णद्वैपायनादहम् ॥ माहात्म्यं श्रुतवान् विप्राः सोऽपि वक्तुं शशाक नो ॥४७॥ अस्य माहात्म्यमखिलं वेत्ति नारायणः स्वयम् ॥ अथवा भगवान् साक्षाद्वैकुंठनिलयो हरिः ॥ ४८ ॥ ब्रह्मादिदेवानतपादपीठगोलोकनाथेन स्वकीकृतस्य ॥ सर्वं माहात्म्यं पुरुषोत्तमस्य देवो न जानाति कुतो मनुष्यः ॥४९॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारद-संवादे पुरुषोत्तमव्रतोपदेशो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥**

થયેલો 'દૃઢધન્વા' નામનો રાજા હતો. તેને પુરુષોત્તમ માસની સેવા વડે બહુ પ્રકારની સંપત્તિ મળી.[૪૪] તે રાજા પુત્રપૌત્રાદિક અનેક પ્રકારનું સુખ ભોગવી અન્તે યોગીને પણ અગમ્ય એવા ભગવાનના લોકમાં ગયો.[૪૫] હે મુનિશ્રેષ્ઠ! આ માસનું માહાત્મ્ય અનુપમ હોવાથી તેનું વર્ણન કરવા શતકોટિકલ્પે પણ હું સમર્થ નથી.[૪૬] સૂત કહે છે,—હે ઋષિઓ! આ પુરુષોત્તમ માસનું માહાત્મ્ય મેં વ્યાસને મોઢે સાંભળ્યું છે પણ પૂરેપૂરું કહેવા હું શક્તિમાન્ નથી.[૪૭] આનું સંપૂર્ણ માહાત્મ્ય તો કેવળ બદરીનારાયણ જ પોતે જાણે છે; અથવા વૈકુંઠનિવાસી સાક્ષાત્ ભગવાન્ શ્રીહરિ જાણે છે.[૪૮] માટે બ્રહ્માદિ દેવ જેનાં ચરણનું નમન કરે છે એવા ગોલોકેશ્વર શ્રીકૃષ્ણથી સ્વીકારાયેલ તે પુરુષોત્તમ માસનું સર્વ માહાત્મ્ય દેવ પણ જાણતા નથી તો પછી માણસ તો ક્યાંથી જ જાણે?[૪૯]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'પુરુષોત્તમ વ્રતનો ઉપદેશ' એ નામનો ૧૨ મો અધ્યાય સમાપ્ત.

## અધ્યાય ૧૩ મો

### દ્રઢધન્વા રાજાને થયેલો વૈરાગ્ય

**ऋषय ऊचुः ॥ सूत सूत महाभाग वद नो वदता वर ॥ दृढधन्वा कथं प्राप पुरुषोत्तमसेवनात् ॥ १ ॥ सराज्यं पुत्रपौत्रादीन् ललनां च पतिव्रताम् ॥ कथं च भगवल्लोकमवाप योगिदुर्लभम् ॥ २ ॥ शृण्वतां ते मुखांभोजात्कथासारं मुहुर्मुहुः ॥ अलंबुद्धिर्न नस्तात यथापीयूषपानतः ॥ ३ ॥ अतो विस्तरतो ब्रूहि इतिहासं पुरातनम् ॥ अस्मद्भाग्यबलेनैव धात्रा संदर्शितो भवान् ॥ ४ ॥ सूत उवाच ॥ सनातनमुनिर्विप्रा नारदाय पुरातनम् ॥ इतिहासमुवाचेमं स एव प्रोच्यतेऽधुना ॥ ५ ॥ शृण्वंतु मुनयः सर्वे चरित्रं पापनाशनम् ॥ यथाऽधीतं**

ફરી ઋષિ આદરપૂર્વક પ્રશ્ન કરે છે;—"હે સૂત! તમે બોલનારા મધ્યે પરમ શ્રેષ્ઠ મહાભાગ્યશાળી છો, માટે દ્દઢધન્વા પુરુષોત્તમ માસના સેવાથી કેવી રીતે સંપત્તિને પામ્યો હતો તે મને કહો.[૧] સાર્વભૌમ રાજ્ય, પુત્ર, પૌત્રાદિક અને પતિવ્રતા ભાર્યાને પ્રાપ્ત થઈ દ્દઢધન્વા, યોગીને દુર્લભ એવા ભગવલ્લોકને શી રીતે પ્રાપ્ત થયો?[૨]

"આપનાં મુખકમળમાંથી વારંવાર કથા સાંભળવા છતાં, હે નાત! જેવી રીતે અમૃતનું પાન કરવાથી તૃપ્તિ થતી નથી, તે રીતે આ કથા સાંભળવામાં અમને અલંબુદ્ધિ (પૂર્ણબુદ્ધિ) થતી નથી.[૩] માટે પ્રાચીન ઇતિહાસ વિસ્તારપૂર્વક અમને કહો. કારણ કે અમારા ભાગ્યબળવડે બ્રહ્મદેવે આપનાં દર્શન કરાવ્યાં છે."[૪] સૂત કહે છે, હે બ્રાહ્મણો! સનાતન મુનિ શ્રીનારાયણે નારદને જે પુરાતન ઇતિહાસ કહ્યો, તે જ હું તમને કહું છું.[૫] હે મુનિઓ! મેં જેવું ગુરુ મુખથી

**गुरुमुखाद्राज्ञो वै दृढधन्वनः ॥६॥ श्रीनारायण उवाच ॥ शृणु राजन्प्रवक्ष्येऽहं भूपस्य दृढधन्वनः कथां पुरातनीं रम्यां स्वर्धुनी-मिव पावनीं ॥ ७ ॥ आसीद्धैहयदेशस्य गोप्ता श्रीमान् मही-पतिः ॥ चित्रधर्मेति विख्यातो धीमान्सत्यपराक्रमः ॥ ८ ॥ तस्य पुत्रोऽतितेजस्वी दृढधन्वेति विश्रुतः ॥ स सर्वगुणसंपन्नः सत्यवाग्धार्मिकः शुचिः ॥ ९ ॥ आकर्णांतविशालाक्षः पृथुवक्षा महाभुजः ॥ अवर्धत महातेजाः सार्धं गुणगणैरसौ ॥ १० ॥ अधीत्य सांगान्निगमांश्चतुरश्चतुरो मुदा ॥ सकृन्निगदमात्रेण प्रागधीतानिव स्फुटम् ॥ ११ ॥ दक्षिणां गुरवे दत्त्वा संपूज्य विधिवच्च तम् ॥ गुरोरनुज्ञया धीमान्पितुः पुरमजीगमत् ॥१२॥**

સાંભળ્યું છે; તેનું[૮] દૃઢધન્વા રાજાનું પાપનાશક ચરિત્ર હું તમને કહું છું તે સાંભળો.[૬] શ્રીનારાયણ કહે છે, હે રાજન્! દૃઢધન્વા રાજાની પુરાતન રમણીય કથા હું કહું છું તે સાંભળો. આ કથા ભાગીરથી તુલ્ય મનુષ્યનાં અંતઃકરણને પવિત્ર કરનારી છે.[૭] પૂર્વે હૈહય-દેશનો રાજા પ્રજાનું પાલન કરનાર, શ્રીમાન્, બુદ્ધિમાન્ તથા સત્ય પરા-ક્રમી એવો 'ચિત્રધર્મા' નામથી પ્રસિદ્ધ હતો.[૮] તેનો પુત્ર અતિ તેજસ્વી 'દૃઢધન્વા' નામે ઘણો વિખ્યાત અને સર્વગુણ સંપન્ન, સત્યવાદી, ધાર્મિક તથા પવિત્ર હતો.[૯]

વળી જેનાં નેત્ર કર્ણ સૂધી વિશાળ હતાં, વિશાળ વક્ષઃસ્થળ હતું, મહા ભુજા હતી, એવા મહાતેજઃપુંજ પોતાના ગુણના સમૂહની સાથે તે મોટો થતો ગયો.[૧૦] તેણે ચાર વેદનું અધ્યયન કર્યું હતું. તે એવો તો ચતુર હતો કે, તેને એક વખત શ્રવણ થતાંની વારમાં તેનો પાઠ થઈ જતો હતો. આ મન્ત્રો તે પૂર્વે શિખેલો હતો કે શું?[૧૧] એ પ્રકારે તે

**जनयन्नयनानंदं निजपत्तनवासिनाम् ॥ चित्रधर्मापि तं पुत्रं दृष्ट्वा
लेभे परां मुदम् ॥ १३ ॥ युवानं सर्वधर्मज्ञं प्रजानां पालने
क्षमम् ॥ अतः परं किमत्रास्ति संसारे सारवर्जिते ॥ १४ ॥
आराधयामि श्रीकृष्णं द्विभुजं मुरलीधरम् ॥ प्रसन्नवदनं शांतं
भक्तानामभयप्रदम् ॥ १५ ॥ ध्रुवांबरीषशर्यातिययातिप्रमुखा
नृपाः ॥ शिबिश्चरंति देवश्च शशबिंदुर्भगीरथः ॥ १६ ॥
भीष्मश्च विदुरश्चैव दुष्यंतो भरतोऽपि वा ॥ पृथुरुत्तानपादश्च
प्रह्लादोऽथ विभीषणः ॥१७॥ एते चान्ये च राजानस्त्यक्त्वा
भोगाननेकशः॥ अध्रुवेण ध्रुवं प्राप्ता आराध्य पुरुषोत्तमम्॥१८॥
अतो मयाऽपि कर्तव्यमरण्ये हरिसेवनम् ॥ छित्वा स्नेहमयं पाशं**

બુદ્ધિમાન્ અધ્યયન કરી, ગુરુની વિધિયુક્ત પૂજા કરી, દક્ષિણા આપી ગુરુની આજ્ઞા લઈ પોતાના પિતાના નગરપ્રતિ ગયો.[12] તે એવો હતો કે, નગરવાસીઓના નેત્રમાં આનંદ આપતો હતો. પિતાને મંદિર ગયો તો ચિત્રધર્મા પણ તેને જોઈ અત્યંત સંતુષ્ટ થયો.[13] કારણ કે આ તરુણ છતાં સર્વ ધર્મને જાણનાર હતો. પ્રજાનું રક્ષણ કરવામાં સમર્થ હતો. આ સારવર્જિત સંસારમાં કંઈ નથી, એમ તે જાણતો હતો.[14] હું સંસારનો ત્યાગ કરી દ્વિભુજ, મુરલીધર, પ્રસન્નવદન, પરમ શાંત, ભક્તને અભય આપનારા શ્રીકૃષ્ણનું આરાધન કરું.[15] કારણ કે પરમાત્માના આરાધનવડે ધ્રુવ, અંબરીષ, શર્યાતિ, યયાતિ વગેરે રાજા તેમ જ શિબિ, રંતિદેવ, શશબિંદુ, ભગીરથ,[16] ભીષ્મ, વિદુર, દુષ્યંત, ભરત, પૃથુ, ઉત્તાનપાદ, પ્રહ્લાદ, તેમ જ વિભીષણ,[17] આદિ રાજા, આ શિવાય બીજા રાજાઓ રાજ્યસંબંધી અનેક પ્રકારના ભોગનો ત્યાગ કરી, અશાશ્વત શરીરે પુરુષોત્તમનું આરાધન કરી, શાશ્વત

**दारागारसुतादिषु ॥ १९ ॥ इति निश्चित्य मनसा समर्थे दृढधन्वनि ॥ धुरं न्यस्य जगामाशु विरक्तः पुलहाश्रमं ॥ २० ॥ तत्र गत्वा तपस्तेपे श्रीकृष्णं मनसा स्मरन् ॥ निस्पृहः सर्वकामेभ्यो निराहारो निरंतरं ॥ २१ ॥ कियत्कालं तपस्तप्त्वा हरेर्धाम जगाम सः ॥ दृढधन्वाऽपि शुश्राव स्वपितुर्वैष्णवीं गतिं ॥ २२ ॥ हर्षशोकसमाविष्टो ह्यकरोदौर्ध्वदेहिकं ॥ पितृभक्त्या महीपालो विद्वज्जनवचःस्थितः ॥२३॥ पुष्करावर्तके पुण्ये नगरेऽत्यंतशोभिते ॥ राज्यं चकार भूपालो नीतिशास्त्रविशारदः ॥ २४॥ तस्य शीलवती भार्या नाम्ना या गुणसुंदरी ॥ विदर्भराजतनया रूपेणाप्रतिमा भुवि ॥२५॥ पुत्रान्सा सुषुवे दिव्यां-**

વિષ્ણુપદને પ્રાપ્ત થયા છે.[૧૮] માટે મારે પણ સ્ત્રી, ગૃહ, પુત્રાદિકથી મારા સ્નેહપાશનું છેદન કરી, અરણ્યમાં જઈ શ્રીહરિનું સેવન કરવું જોઇએ.[૧૯] આ રીતનો મનમાં નિશ્ચય કરી સમર્થ દૃઢધન્વાને રાજ્યભાર સોંપી પોતે વિરક્ત થઈ પુલહાશ્રમપ્રતિ ગમન કર્યું.[૨૦] ત્યાં જઈ સર્વ વિષયથી તે નિઃસ્પૃહ થઈ તે નિરંતર નિરાહાર રહેતો તથા અંતઃકરણમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરી તપ કરતો હતો.[૨૧] કેટલાક કાળ સુધી તપ કર્યા પછી ચિત્રધર્મા વૈકુંઠ ધામપ્રતિ ગયો. પિતાને વૈકુંઠમાં વૈષ્ણવીગતિ પ્રાપ્ત થઈ છે એવું દૃઢધન્વાએ સાંભળ્યું.[૨૨] એટલે હર્ષયુક્ત થઈ તેણે પિતાનું ઔર્ધ્વદેહિક કૃત્ય કર્યું ત્યાર પછી વિદ્વજ્જનના વચનને માનનાર એવો તે પૃથ્વીપાલ પિતૃભક્તિવડે[૨૩] અત્યંત સુશોભિત એવા પવિત્ર પુષ્કરાવર્ત નગરમાં નીતિશાસ્ત્રનિપુણતાથી રાજ્ય કરવા લાગ્યો.[૨૪]

તેની ભાર્યા રૂપમાં પૃથ્વી ઉપર અનુપમ 'ગુણસુંદરી' નામની વિદર્ભ રાજાની કન્યા હતી.[૨૫] તેને ચતુર તથા શુભ ચાર પુત્ર તથા

श्चतुरश्चतुरान् शुभान् ॥ पुत्रीं चारुमतीं नाम सर्वलक्षणसंयुता ॥ २६ ॥ चित्रवाक् चित्रवाहश्च मणिमांश्चित्रकुंडलः ॥ सर्वे ते मानिनः शूरा विख्याता नामभिः पृथक् ॥ २७ ॥ दृढधन्वा गुणैः ख्यातः शांतो दांतो दृढव्रतः ॥ रूपवान् गुणवान् शूरः श्रीमान् प्रकृतिसुंदरः ॥ २८ ॥ वेदवेदांगविद्वाग्मी धनुर्विद्याविशारदः ॥ सुनिर्जितारिषड्वर्गः शत्रुसंघविदारणः ॥ २९ ॥ क्षमया पृथिवीतुल्यो गांभीर्ये सागरोपमः ॥ पितामहसमः साम्ये प्रसादे गिरिशोपमः ॥ ३० ॥ एकपत्नीव्रतधरो रघुनाथ इवापरः ॥ अत्युग्रवीर्यः सद्धर्मी कार्तवीर्य इवापरः ॥ ३१ ॥ श्रीनारायण उवाच ॥ एकदा निशि सुप्तस्य चिंताऽऽसीत्तस्य भूपतेः ॥ अहोऽयं वैभवः केन पुण्येन महताऽभवत् ॥ ३२ ॥

સર્વગુણસંપન્ન 'ચારુમતિ' નામની એક કન્યા થઈ.[૨૬] મહામાની મહાશૂરવીર તે પુત્રો ચિત્રવાક્, ચિત્રવાહ્, મણિમાન્, તથા ચિત્રકુંડલ, એવા નામથી વિખ્યાત થયા.[૨૭] તેમનો પિતા દૃઢધન્વા ગુણમાં વિખ્યાત છતાં જિતેંદ્રિયપણામાં દૃઢવ્રત ધારણ કરનારો હતો, શાંત, રૂપવાન, ગુણવાન્, શૂર, શ્રીમાન્ તથા સ્વભાવે સારો હતો.[૨૮] વેદવેદાંગવેત્તા, સમયોચિત ભાષણ કરનાર તથા ધનુર્વિદ્યામાં પ્રવીણ, શત્રુસમુદાયને વિદારણ કરનાર કામાદિ છ શત્રુને જિતનાર હતો.[૨૯] તે પૃથ્વીસરખો ક્ષમાશીલ હતો, સમુદ્રતુલ્ય ગંભીર હતો, બ્રહ્મદેવસરખો સમદૃષ્ટિ તથા પ્રસાદ કરવામાં મહાદેવ સરખો હતો.[૩૦] એકપત્ની વ્રત ધારણ કરવામાં રામચંદ્ર જેવો તથા અત્યંત ઉગ્ર પરાક્રમી અને સદ્ધર્મ આચરણ કરવામાં બીજા કાર્તવીર્ય સહસ્રાર્જુન સમાન હતો.[૩૧]

न मया च तपस्तप्तं न दत्तं न हुतं क्वचित् ॥ किमिदं परिपृच्छामि मम भाग्यस्य कारणम् ॥ ३३ ॥ एवं चिंतयतस्तस्य रजनी विरतिं गता ॥ ब्राह्मे मुहूर्त उत्थाय स्नानं कृत्वा यथाविधि ॥ ३४ ॥ उपस्थायार्कमुद्यंतं संतर्प्य भगवत्कलाः ॥ दत्त्वा दानानि विप्रेभ्यो नमस्कृत्वाऽश्वमारुहत् ॥ ३५ ॥ ततोऽरण्यं जगामाशु मृगयासक्तमानसः ॥ मृगान्वराहान्शार्दूलान्जघान गवयान्बहून् ॥३६॥ कश्चिन्मृगो हतोऽरण्ये बाणेन दृढधन्वना ॥ वनाद्वनांतरं यातो बाणमादाय सत्वरम् ॥ ३७ ॥ शोणितस्रुतिमार्गेण राजाऽप्यनुययौ मृगम् ॥ मृगः कुत्रापि संलीनो राजा बभ्राम तद्वनम् ॥ ३८ ॥ तृषाक्रांतः स कासारं ददर्श

એક દિવસે રાત્રે સુતેલા તે રાજાને ચિંતા થઈ કે અરે! આવો મહાન્ વૈભવ મને કયા મોટા પુણ્યના પ્રભાવે મળ્યો હશે.[૩૨] કેમકે મેં તપ, તથા હોમ કાંઈ જ કર્યું નથી તો પછી આ પ્રકારનું ભાગ્ય મને પ્રાપ્ત થયું, તેનું કારણ કોઇને પૂછું.[૩૩] ચિંતન કરતાં રાત્રિ સમાપ્ત થઈ તે પછી સવાર થતાં તેણે ઉઠી યથાવિધિ સ્નાન કર્યું.[૩૪] ત્યારપછી સૂર્યોદય થતાં સૂર્યનું ઉપસ્થાન કરી ભગવત્કલાનું ધ્યાન તથા તર્પણ કરી બ્રાહ્મણોને અનેક પ્રકારનું દાન આપ્યું. પછી તેમને નમસ્કાર કરી અશ્વ ઉપર બેઠો.[૩૫] પછી મૃગયાસક્ત અંતઃકરણ થયાથી શીઘ્ર અરણ્યના પ્રતિ ગયો. તે વેળા ત્યાં ઘણા મૃગ, વરાહ, વ્યાઘ્ર તથા ગવય માર્યા.[૩૬] તે અરણ્યમાં કોઈ એક મૃગ દૃઢધન્વાના બાણવડે વીંધાયો, તે મૃગ બાણને શરીરમાં પ્રવિષ્ટ થયલું લઇને એક વનથી બીજા વનમાં જલદીથી નાઠો.[૩૭] તે વેળા તેનું જે રક્ત ટપકતું હતું તે માર્ગે માર્ગે રાજા તે મૃગની પાછળ ગયો તો એટલામાં કોઈ એક સ્થળે તે અદૃશ્ય થઈ ગયો. તે રાજા આ વનમાં ભમવા લાગ્યો.[૩૮]

सागरोपमम् ॥ तत्र गत्वाऽऽशु पीत्वाऽसौ पानीयं तीरमागतः ॥ ३९ ॥ ततो ददर्श न्यग्रोधं घनच्छायं महातरुम् ॥ तज्जटायां निबद्ध्याश्वं निषसाद महीपतिः ॥ ४० ॥ तत्रागमत्खगः कश्चित्कीरः परमशोभनः ॥ मानुषीमीरयन्वाणीमतुलां नृप मोहिनीं ॥ ४१ ॥ शुकः पपाठ सुश्लोकमेकमेव पुनः पुनः ॥ संबोध्य दृढधन्वानमेकाकिनमुपास्थितम् ॥ ४२ ॥ विद्यमानातुलसुखमालोक्यातीव भूतले ॥ न चिंतयसि तत्त्वं त्वं तत्कथं पारमेष्यसि ॥ ४३ ॥ वारं वारमिदं पद्यं पपाठ नृपतेः पुरः ॥ श्रुत्वा तस्य वचो राजा मुमुदे मुमुहेऽपि च ॥ ४४ ॥ किमेतदुक्तवान् कीर एकं पद्यं पुनः पुनः ॥ नारिकेलमिवागम्यं

તે ઘણો તરશો થયો એવામાં તેણે એક સમુદ્રના સરખું સરોવર દીઠું, ત્યાં જઈ તેણે યથેષ્ટ ઉદકપાન કરીને પછી તેના તટ ઉપર આવ્યો તો[૩૯] ત્યાં અત્યંત વિસ્તારવાળું છાયાયુક્ત મોટું વડનું ઝાડ દીઠું તેની ડાળે અશ્વને બાંધીને, તે રાજા ભૂમિ ઉપર બેઠો.[૪૦] એટલામાં તે વડના ઝાડ ઉપર પરમ શોભાયમાન એક પોપટ આવીને તે રાજાને મોહિત કરવા યોગ્ય સર્વોત્કૃષ્ટ મનુષ્યવાણીથી એક જ શ્લોક વારંવાર ભણવા લાગ્યો. તે દૃઢધન્વાને એકલો જ બેઠેલો જોઈને તે પક્ષી તેને બોધ કરે છે[૪૧-૪૨] કે, હે રાજા! તને આ લોકમાં વિદ્યમાનકાળમાં અનુપમ સુખ પ્રાપ્ત થયું છે, તે જોઈને તું કાંઈ તત્વનો વિચાર કરતો નથી તેથી આ સંસારમાંથી તારો ઉદ્ધાર કેમ થાશે?[૪૩] એ પ્રકારે તે શ્લોકરૂપ પદ્ય તે પક્ષી વારંવાર રાજાની પાસે ભણવા લાગ્યો, તેનું વાક્ય શ્રવણ કરીને રાજા સંતુષ્ટ તથા મોહિત થયો,[૪૪] અને કહેવા લાગ્યો કે, આ પોપટ વારંવાર એકજ શ્લોક કેમ કહે છે! પરંતુ આ શ્લોક

**दुर्बोधं सारसंभृतम् ॥ ४५ ॥ किं वा नायं भवेत्कृष्णद्वैपायन-सुतः परः ॥ श्रीकृष्णसेवकं मूढं मग्नं संसारसागरे ॥ ४६ ॥ विष्णुरातमिवोद्धर्तुं कृपया मां समागतः ॥ इति चिंतयतस्तस्य तत्सेना समुपागता ॥ ४७ ॥ कीरस्त्वदर्शनं प्राप्तो बोधयित्वा नराधिपम् ॥ राजा स्वपुरमागत्य कीरवाक्यमनुस्मरन् ॥४८॥ वाच्यमानोऽपि नावोचद्विनिद्रस्त्यक्तभोजनः ॥ राज्ञी रहः समागत्य राजानं पर्यपृच्छत ॥ ४९ ॥ गुणसुंदर्युवाच ॥ भो भो पुरुषशार्दूल दौर्मनस्यमिदं कुतः ॥ उत्तिष्ठोतिष्ठ भूपाल भुंक्ष्व भोगान्वचो वद ॥ ५० ॥ एवं स्त्रियाऽनुनीतोऽपि न किंचिद-वदन्नृपः ॥ स्मरन् शुकवचस्तथ्यं दुर्ज्ञेयममरैरपि ॥ ५१ ॥**

શ્રીફળતુલ્ય અગમ્ય છે ને રસથી પરિપૂર્ણ છતાં દુર્બોધ છે.[૪૫] તેથી આ કોઈ સાક્ષાત્ બીજો વ્યાસપુત્ર છે કે શું? કારણ કે હું શ્રીકૃષ્ણનો સેવક છતાં મૂર્ખપણાથી આ સંસારસાગરના વિષે પરીક્ષિત રાજા પેઠે નિમગ્ન થયેલ છું, તેને જાણીને કૃપા કરીને મારો ઉદ્ધાર કરવા માટે આ શુકરૂપે અત્રે મારી પાસે આવ્યો છે કે શું, એ પ્રકારે તે ચિંતન કરતો હતો તેટલામાં તેની સેના ત્યાં આવી.[૪૬-૪૭] એટલામાં તે શુક રાજાને બોધ કરીને તત્કાળ ગુપ્ત થયો, પછી તે રાજા વારંવાર તે શુકનું સ્મરણ કરતો પોતાના નગરમાં ગયો.[૪૮] પરંતુ ત્યાં ગયા પછી કોઈ બોલાવે તોપણ બોલે નહિ, નિદ્રા તથા ભોજન પણ કરે નહિ, તે વેળા ગુણસુંદરી એકાંતે જઈને યુક્તિથી રાજાને પૂછવા લાગી.[૪૯] હે પુરુષશ્રેષ્ઠ! આપનું મન આટલું બધું ખિન્ન કેમ થયું છે? હે રાજન્! ઉઠો ઉઠો, આ ભોગ્ય પદાર્થનો ઉપભોગ કરો અથવા મારી સાથે કંઈક ભાષણ કરો.[૫૦] એવી રીતે ગુણસુંદરીએ બહુ વિનતિ કરી તથાપિ

**साऽपि बाला विनिःश्वस्य भर्तृदुःखातिपीडिता ॥ न बुबोध निजस्वामिचिंताकारणमुत्कटम् ॥ ५२ ॥ एवं चिन्तानिमग्नस्य राज्ञः कालः कियान् गतः ॥ संदेहसागरोत्तारे हेतुं नैवाभिपश्यतः ॥ ५३ ॥ नारद उवाच ॥ इति चिंतयतो धरापतेर्वद जातं दृढधन्वनश्च किम् ॥ विमलं चरितं हि वैष्णवं कलुषं हंति मनाक् श्रुतं मुने ॥ ५४ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्याने दृढधन्वनो मनःखेदो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

દેવને પણ જાણવાને અશક્ય એવું યથાર્થ શુકવાક્યનું સ્મરણ કરવાથી કિંચિત્ પણ ભાષણ કરે નહિ.[૫૧] તે વેળા તે સાધ્વી પતિનું દુઃખ જાણીને દુઃખી થવા લાગી ને વારંવાર નિસાસા નાખવા લાગી તોપણ પોતાના પતિને આટલી બધી ચિંતા થવાનું કારણ શું છે તે સ્પષ્ટ રીતે સમજાયું નહિ.[૫૨] આ રીતે રાજાને ચિંતામાં મગ્ન થતાં કેટલોક કાળ ગયો પરંતુ તે શુકના વાક્યથી સંશયસાગરથી તરવા વિષે કંઈ હેતુ જાણી શક્યો નહિ.[૫૩] નારદ કહે છેઃ—હે મુને! તે પૃથ્વીપતિ—દ્દઢધન્વા એવી રીતે ચિંતા કરતો હતો પછી શું થયું? તે મને કહો.[૫૪]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'દ્દઢધન્વા ઉપાખ્યાન' એ નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત



## અધ્યાય ૧૪ મો.

### દ્રઢધન્વાને વાલ્મીકિ ઋષિનો સમાગમ

**श्रीनारायण उवाच ॥ अथ चिंतातुरस्यास्य गृहं वाल्मीकिराययौ ॥ यो रामचरितं दिव्यं चकार परमाद्भुतम् ॥ १ ॥ दूरादालोक्य भूपालः समुत्थाय ससंभ्रमम् ॥ अनीनमत्तच्चरणौ दंडवद्भक्तिसंयुतः ॥ २ ॥ संपूज्य स्थापयामास तमृषिं परमासने ॥ पादावंकगतौ कृत्वा कराभ्यां समलालयत् ॥ ३ ॥ पादावनेजनीरापः शिरसाधारयन्मुदा ॥ उवाच स्निग्धया वाचा स्मरन् कीरवचो नृपः ॥४॥ दृढधन्वोवाच ॥ भगवन्कृतकृत्योऽहं भाग्यवानस्मि सांप्रतम् ॥ अद्य मे सफलं जन्म ह्यद्यार्थोऽधिगतः प्रभो ॥ ५ ॥ श्रुतं मे सफलं जातं यद्भवानक्षिगोचरः ॥ किं वर्ण्यं मे महद्भाग्यं जगत्पावनपावन ॥ ६ ॥**

શ્રીનારાયણ કહે છે:—એવી રીતે તે રાજા ચિંતાતુર થયા પછી તેને ત્યાં વાલ્મીકિ ઋષિ આવ્યા જેણે પરમ અદ્‌ભુત દિવ્ય રામચરિત્ર કથન કરેલું છે.[1] તેમનાં દર્શન કરતાં જ તે રાજાએ મોટા સંભ્રમથી ઉઠીને ભક્તિયુક્ત તેમનાં ચરણમાં નમસ્કાર કર્યાં[2] પછી તે ઋષિની પૂજા કરી ઉત્તમ આસન ઉપર બેસાડ્યા અને તેમનાં ચરણ પોતાના ખોળામાં લઈને હાથવડે ઉત્તમ પ્રકારે મર્દન કર્યું.[3] પછી પાદપ્રક્ષાલન કરીને તે ચરણોદક આનંદપૂર્વક મસ્તકે ધારણ કર્યું અને શુકવાક્યનું સ્મરણ કરીને મધુરવાણીથી તેમની સાથે બોલવા લાગ્યો.[4] હે ભગવન્! હું આજે કૃતકૃત્ય થયો, મારા જેવો ભાગ્યવાન્ કોઈ નથી, હે પ્રભુ! આજ મારો જન્મ સફળ થયો છે તેજ પ્રમાણે સર્વ

**श्रीनारायण उवाच ॥ इत्युक्त्वा मुनिशार्दूलं विरराम स भूपतिः ॥ वाल्मीकिरपि तं दृष्ट्वा राजानं विनयान्वितम् ॥ ७ ॥ उवाच परमप्रीतो हर्षयन् जनतां मुनिः ॥ वाल्मीकिरुवाच ॥ साधु साधु नृपश्रेष्ठ त्वय्येतदुपपद्यते ॥ ८ ॥ चिंतातुरः कथं राजन् वद सर्वं मनोगतम् ॥ किंचिद्वक्तुं स्पृहा तेऽस्ति तद्वदस्व महामते ॥ ९ ॥ दृढधन्वोवाच ॥ भवदीयपदांभोजकृपया मे सुखं सदा ॥ परंत्वेको महान्विद्वन् संदेहो हृदये मम ॥ १० ॥ तमपाकुरु शल्यं त्वं वन्यकीरमुखोद्गतम् ॥ कदाचिन्मृगयाकामो गतोऽहं गहने वने ॥ ११ ॥ भ्रमन्नपश्यं कासारं तत्र पीतं जलं मया ॥ श्रमापनोदनाकांक्षी महान्यग्रोधमाश्रितः ॥ १२ ॥**

અર્થ આજે મને પ્રાપ્ત થયો છે.[૫] મેં શાસ્ત્રાધ્યયન કર્યું હતું તે આજ સફળ થયું છે કેમકે આપ મારી દૃષ્ટિએ પડ્યા. આપ જગતને પાવન કરનારા છો તો હું મારા મહદ્ ભાગ્યનું શું વર્ણન કરું?[૬] શ્રી નારાયણ કહે છે, એ પ્રકારે તે મુનિશ્રેષ્ઠ સાથે ભાષણ કરીને તે ભૂપતિ બોલતો બંધ થયો. તે પછી વાલ્મીકિ તે વિનયી રાજાને[૭] તથા ત્યાં સર્વ જનસમુદાય પ્રત્યે હર્ષથી પરમપ્રીતિપૂર્વક બોલ્યા કે, હે રાજશ્રેષ્ઠ! તું જે બોલ્યો તે સર્વ તને ઉચિત છે.[૮] પરંતુ હે રાજન્! તું ચિંતાતુર કેમ થયો છે? તારા મનમાં શો વિચાર છે? તે કહે. હે મહા બુદ્ધિમાન્! જો તને બોલવાની ઇચ્છા છે તો તું બોલ.[૯] દૃઢધન્વા કહે છે, હે વિદ્વન્! આપની કૃપાએ કરીને મને નિરંતર સર્વ પ્રકારનું સુખ છે પરંતુ મારા અંતઃકરણમાં એક સંશય છે.[૧૦] અરણ્યમાં શુકના મુખથી થયેલી વાણી કેવળ મારા હૃદયને શલ્યરૂપ થઈ પડી છે તેનું આપ નિવારણ કરો. એક સમયે હું મૃગયા રમવાની ઇચ્છાથી મોટા ગહન વનમાં ગયો હતો.[૧૧]

स्निग्धच्छायं सुनिबिडं मनोनयननंदनम् ॥ तत्रापश्यंस्थितं कीरं मनोमोदविधायकम् ॥ १३ ॥ दत्तदृष्टिर्यावज्जातस्तस्मिन्पतत्रिणि॥ तावन्मां संमुखीभूय श्लोकमेकं पपाठ ह ॥१४॥ विद्यमानातुलसुखमालोक्यातीवभूतले ॥ न चिंतयसि तत्त्वं त्वं तत्कथं पारमेष्यसि ॥ १५ ॥ इति वाचः शुकेनोक्ता आकर्ण्याहं सुविस्मितः ॥ न तज्जानाम्यहं ब्रह्मन् किमुवाच हरिच्छदः ॥ १६ ॥ इमं मे हार्दसंदेहं भवानुच्छेत्तुमर्हति ॥ मम राज्यसुखं पुत्राश्चत्वारश्चारुदर्शनाः ॥ १७ ॥ पत्नी पतिव्रतारम्या गजाश्वरथपत्तयः ॥ समृद्धिरतुला ब्रह्मन् केन पुण्येन मेऽधुना ॥ १८ ॥ एतत्सर्वं समासेन विचार्य वक्तुमर्हसि ॥

ત્યાં ફરતાં ફરતાં એક મોટું સરોવર દીઠું. ત્યાંથી જળપાન કરીને હું શ્રમપરિહારાર્થે એક મોટા વડના ઝાડ નીચે બેઠો.[૧૨] તે વૃક્ષ મનને તથા નેત્રને આનંદ આપનારું હતું તેની છાયા અત્યંત ઘટ્ટ અને શીતળ હતી. તેના ઉપર એક શુકપક્ષીને બેઠેલો મેં જોયો. તે મનને સંતોષ આપનાર હોવાથી જેટલી વખત સુધી તે પક્ષીની સામે મારી દૃષ્ટિ હતી ત્યાં સુધી તે મારા સન્મુખ રહીને એક શ્લોક વારંવાર બોલવા લાગ્યો.[૧૩-૧૪] આ પૃથ્વી ઉપર વિદ્યમાનકાળે તને અત્યંત અનુપમ સુખ પ્રાપ્ત થયું, તે છતાં તું તત્ત્વ વિચાર કરતો નથી તેથી આ સંસારથી તારો કેમ ઉદ્ધાર થાશે.[૧૫] આવું તે શુકનું વાકય મને આશ્ચર્યકારક લાગ્યું. પરંતુ હે બ્રહ્મન્! તે પક્ષી શું બોલ્યો! તેનો અભિપ્રાય મારાથી સમજાતો નથી.[૧૬] એ જ મારા હૃદયમાં સંશય છે તેનું આપ છેદન કરવા યોગ્ય છો. મારું આ રાજ્યસુખ, ઉત્તમ ગુણવડે સંપન્ન ચાર પુત્ર,[૧૭] પતિવ્રતા પત્ની, ગજ, અશ્વ, રથ, તથા પદાતિ (દાસ)

**श्रुत्वा वाक्यानि भूपस्य वाल्मीकिर्मुनिसत्तमः ॥ १९ ॥ प्राणायामपरो भूत्वा मुहूर्तं ध्यानमास्थितः ॥ करामलकवद्विश्वं भूतं भव्यं भवच्च यत् ॥ २० ॥ विलोक्य हृदि निश्चित्य राजानं प्रत्युवाच सः ॥ वाल्मीकिरुवाच ॥ शृणु भूपतिशार्दूल प्राग्जन्मचरितं तव ॥ २१ ॥ पुरा जन्मानि राजेंद्र भवान् द्रविडदेशजः ॥ द्विजः कश्चित्सुदेवाख्यस्ताम्रपर्णीतटे वसन् ॥ २२ ॥ धार्मिकः सत्यवादी च यथालाभेन तोषवान् ॥ वेदाध्ययनसंपन्नो विष्णुभक्तिपरायणः ॥ २३ ॥ अग्निहोत्रादियागैश्च तोषयामास तं हरिम् ॥ सदैवं वर्तमानस्य भार्याऽऽसीद्वरवर्णिनी ॥ २४ ॥ गौतमीति सुविख्याता गौतमस्य सुता शुभा ॥ पतिं पर्यचरत्प्रेम्णा भवानीव भवं प्रभुम् ॥ २५ ॥**

એવી સમૃદ્ધિ મને કયા પુણ્યયોગે પ્રાપ્ત થઈ હશે?[૧૮] તે સર્વ વિચાર કરીને મને વિસ્તારપૂર્વક કહેવાને આપ સમર્થ છો, એવું રાજાનું વાકય સાંભળીને વાલ્મીકિ મુનિ[૧૯] પ્રાણાયામ કરીને મુહૂર્ત (બે ઘડી) સુધી ધ્યાનસ્થ થયા, તે વેળા હાથમાં રાખેલા આંબળાની પેઠે વિશ્વને જોઈ ભૂત ભવિષ્ય ને વર્ત્તમાન જાણી,[૨૦] હૃદયમાં નિશ્ચય કરીને વાલ્મીકિ ઋષિ રાજાને કહેવા લાગ્યા કે, હે ભૂપતિશ્રેષ્ટ! તારું જન્મચરિત્ર કહું છું તે સાંભળ.[૨૧] હે રાજેંદ્ર! તું પૂર્વજન્મે દ્રવિડ દેશમાં 'સુદેવ' નામે બ્રાહ્મણ તામ્રપર્ણી નદીના તીરે રહેતો હતો.[૨૨] તું ધાર્મિક, સત્યવાદી તથા ઈશ્વર ઇચ્છાએ જે લાભ થાય તે ઉપર સંતુષ્ટ રહેતો હતો. વેદાધ્યયનસંપન્ન તથા વિષ્ણુભક્તિપરાયણ હતો.[૨૩] અગ્નિહોત્રાદિ યજ્ઞે કરીને શ્રીહરિને સંતુષ્ટ કરતો હતો. તારી ભાર્યા પણ ઉત્તમ ગુણે કરીને વર્ણનીય હતી,[૨૪] તે ગૌતમની કન્યા 'ગૌતમી' નામથી પ્રખ્યાત હતી. તે મહાદેવની પાર્વતી

**गृहमेधविधौ तस्य वर्तमानस्य धर्मतः ॥ व्यतीतः सुमहान्कालः प्रापासौ संततिं नहि ॥ २६ ॥ एकदाऽऽसनसंविष्टः सेव्यमानः स्वकांतया ॥ उवाच वचनं विप्रो विषण्णो गद्गदाक्षरम् ॥२७॥ अयि सुंदरि संसारे सुखं नास्ति सुतात्परम् ॥ लोकांतरसुखं पुण्यं तपोदानसमुद्भवम् ॥ २८ ॥ संततिः शुद्धवंश्या हि परत्रेह च शर्मणे ॥ तमप्राप्य वरं पुत्रं जीवितं मम निष्फलम् ॥ २९ ॥ न लालितो मया पुत्रो वेदार्थो न प्रबोधितः ॥ नोद्वाहश्च कृतस्तस्य वृथा जन्म गतं मम ॥ ३० ॥ सद्यो मे मृतिरेवास्तु न ह्यायुश्च प्रियं मम ॥ इत्थं प्रियवचः श्रुत्वा सुंदरी खिन्नमानसा ॥३१॥ समाश्वासयितुं धीरा प्रिय-**

માફક પ્રેમપૂર્વક પતિની સેવા કરતી હતી.[૨૫] એવી રીતે વિધિયુક્ત ગૃહસ્થાશ્રમ ધર્મથી ચાલતાં ઘણો કાળ ગયો, તથાપિ તેને સંતતિ થઈ નહિ.[૨૬] એક દિવસે તે આસન ઉપર બેઠો હતો ને તેની કાંતા તેની સેવા કરે છે તે સમયે તે બ્રાહ્મણ ખિન્ન થઈને ગદ્‌ગદિત વાણીએ સંબોધીને બોલ્યો.[૨૭] હે સુંદરિ! આ સંસારમાં પુત્ર શિવાય બીજું કંઈ સુખ નથી. તપ-દાનજનિત પુણ્યનું સુખ કેવળ પરલોકમાં છે,[૨૮] અને ઉત્તમ વંશવૃદ્ધિ કરનારી પરમ શુદ્ધ સંતતિ આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારી છે, એ પ્રકારે મને ઉત્તમ પુત્ર સંતતિ નહિ હોવાથી મારું જીવિત નિષ્ફળ થયું છે.[૨૯] મેં પુત્રનું લાલન કર્યું નહિ. તેને વેદ–વેદાર્થ શિખવ્યા નહિ તથા તેનો વિવાહ પણ કર્યો નહિ તેથી મારો જન્મ વ્યર્થ ગયો,[૩૦] તે માટે હવે મને મૃત્યુ પ્રાપ્ત થાય તો સારું મને જીવવું ગમતું નથી. એવું પતિનું વાકય સાંભળીને તે સુંદરી પણ ખિન્ન થઈ ગઈ,[૩૧] તથાપિ તે સમયોચિત પ્રિય વાકય

वाक्यविशारदा ॥ अवीवदद्वचः सौम्यं प्रियप्रेमपरिप्लुता ॥३२॥
गौतम्युवाच ॥ मा मा प्राणेश्वर ब्रूहि तुच्छवाक्यानि सांप्र-
तम् ॥ भवद्विधा भागवता नैवं मुह्यंति सूरयः ॥३३॥ सत्यधर्म-
परोऽसि त्वं जितः स्वर्गस्त्वया विभो ॥ कथं पुत्रैः सुखावाप्ति-
र्ज्ञानिनस्तव सुव्रत ॥३४॥ चित्रकेतुः पुरा ब्रह्मन्पुत्रशोकेन
तापितः ॥ स नारदेनांगिरसाभ्येत्य संतारितोऽभवत् ॥३५॥
तथांगराजा दुष्पुत्राद्वनाद्वनमगान्निशि ॥ तथा ते संततिः स्वा-
मिन्दुःखदा च भविष्यति ॥३६॥ तथाऽपि तव सत्पुत्रलालसाचे-
त्तपोधन ॥ आराधय जगन्नाथं हरिं सर्वार्थदं मुदा ॥३७॥
यमाराध्य पुरा ब्रह्मन्कर्दमः पुत्रमाप्तवान् ॥ सांख्याचार्यंतु तं

બોલવામાં ચતુર હોવાથી પતિના મનનું સમાધાન કરવા માટે ધૈર્ય ધરીને પ્રેમયુક્ત અત્યંત મધુર અને પ્રિય વાક્ય બોલવા લાગી.[૩૨] અહો પ્રાણેશ્વર! આવું અપ્રિય ભાષણ હમણાં આપ બોલો નહિ. આપ જેવા જ્ઞાની મહાભાગવતો (ભક્તો) મોહ પામે નહિ.[૩૩]

હે વિભો! આપ ધર્મતત્પર, ઉત્તમ વ્રતસ્થ, તથા જ્ઞાનસંપન્ન છો તેથી તમે સ્વર્ગ લોકને પણ જીત્યા છો, છતાં તમને પુત્રથી શું સુખ થવાનું છે?[૩૪] હે બ્રહ્મન્! પૂર્વે ચિત્રકેતુ રાજા પુત્રશોકથી મહા દુઃખી થયો હતો, તેને નારદે તથા અંગિરા ઋષિએ દુઃખસાગરમાંથી તાર્યો હતો.[૩૫] તેવી જ રીતે અંગરાજા દુષ્ટ પુત્રને લીધે મધ્ય રાત્રિ સમયે અરણ્યમાં ચાલ્યો ગયો તે માટે હે સ્વામિન્! તમને સંતતિ દુઃખકારક થશે.[૩૬] તો પણ હે તપોધન! તમને જો સત્પુત્રની ઇચ્છા હોય તો સર્વાર્થ આપનારા શ્રીહરિનું તમે સંતોષપૂર્વક આરાધન કરો![૩૭] જેનું આરાધન કરવાથી પૂર્વે કર્દમ ઋષિને સાંખ્યશાસ્ત્ર પ્રવર્તક,

देवं कपिलं योगिनां वरम् ॥ ३८ ॥ धर्मपत्न्या वचश्चेत्थं श्रुत्वा विप्रशिरोमणिः ॥ निश्चित्यैवं तया सार्धं ताम्रपर्णीतटं गतः ॥ ॥ ३९ ॥ स्नात्वाऽथ विरजे पुण्ये चचार परमं तपः ॥ शुष्कपर्णजलाहारः पंचमे पंचमे दिने ॥४०॥ चत्वार्यब्दसहस्राणि गतान्येवं तपोनिधेः॥ तस्यैतत्तपसा ब्रह्मंस्त्रयोलोकाश्चकंपिरे ॥४१॥ अत्युग्रं तत्तपो दृष्ट्वा भगवान् भक्तवत्सलः ॥ प्रादुर्बभूव तरसा गरुडोपरि संस्थितः ॥ ४२ ॥ श्रीनारायण उवाच ॥ तं दृष्ट्वा नवजलदोपमं मुरारिं दोर्दंडैर्जगदवनक्षमैश्चतुर्भिः ॥ संलक्ष्यं मुदितमुखं सुदेवशर्मा साष्टांगं नतिमकरोन्मुदा मुकुंदम् ॥४३॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

સર્વ યોગ મધ્યે શ્રેષ્ઠ 'કપિલ' નામે દેવતુલ્ય પુત્ર પ્રાપ્ત થયો હતો,[૩૮] એ રીતે ધર્મપત્નીનું વાકય શ્રવણ કરતાં જ તે બ્રાહ્મણમુકુટમણિ તે પ્રમાણે નિશ્ચય કરીને સ્ત્રી સહવર્તમાન તામ્રપર્ણી તીરે ગયો,[૩૯] અને ત્યાં સ્નાન કરીને નિર્જન અરણ્ય મધ્યે પરમ ઉત્કૃષ્ટ તપ આચરણ કરવા લાગ્યો. તે પાંચ પાંચ દિવસે માત્ર એકવાર શુષ્કપર્ણ તથા જળનો આહાર કરવા લાગ્યો.[૪૦]

એવી રીતે તે તપોનિધિએ ચાર હજાર વર્ષ સુધી તપ કર્યું. હે બ્રહ્મન્! તેના તપે કરીને ત્રૈલોકય કંપાયમાન થવા લાગ્યું.[૪૧] એ પ્રકારે ઉગ્ર તપ જોઇને ભગવાન્ ભક્તવત્સલ વિષ્ણુ તત્કાલ ગરુડારૂઢ થઇને ત્યાં પ્રકટ થયા.[૪૨] નૂતન મેઘતુલ્ય સ્યામસુંદર, જગતનું સંરક્ષણ કરવા વિષે સમર્થ, ચતુર્ભુજયુક્ત, પ્રસન્નમુખ, મુકુંદ મુરારિને જોઈ હર્ષે કરીને તેણે ભગવાનને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા.[૪૩]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'શ્રીનારાયણનારદસંવાદ' એ નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

## અધ્યાય ૧૫ મો
## સુદેવને મળેલું વરદાન

**श्रीनारायण उवाच ॥ ततस्तुष्टाव तं देवं श्रीकृष्णं भक्त-वत्सलम् ॥ बद्धांजलिपुटो भूत्वा सुदेवो गद्गदाक्षरम् ॥ १ ॥ नमस्ते देवदेवेश त्रैलोक्याभयद प्रभो ॥ सर्वेश्वर नमस्तेऽस्तु त्वामहं शरणं गतः ॥ २ ॥ पाहि मां परमेशान शरणागत-वत्सल ॥ जगद्वंद्य नमस्तेऽस्तु प्रपन्नभयभंजन ॥ ३ ॥ जयस्व-रूपं जयदं जयेशं जयकारणम् ॥ विश्वाधारं विश्वसंस्थं विश्व-कारणकारणम् ॥ ४ ॥ विश्वैकरक्षकं दिव्यं विश्वघ्नं विश्वपंज-रम् ॥ फलबीजं फलाधारं फलमूलं फलप्रदम् ॥ ५ ॥ तेजः-**

શ્રીનારાયણુ કહે છેઃ–તે પછી તે સુદેવબ્રાહ્મણુ હાથ જોડી ગદ્ગદિત વાણીએ ભક્તવત્સલ શ્રીકૃષ્ણુની સ્તુતિ કરવા લાગ્યો.[૧] હે દેવ! હે દેવેશ! હે પ્રભુ! આપ ત્રૈલોક્યને અભય આપનારા છો, આપને મારા નમસ્કાર હો. હે સર્વેશ્વર! આપને નમસ્કાર હો. હું આપને શરણે આવ્યો છું.[૨] હે પરમેશ્વર! હે જગદ્વંદ્ય! હે શરણાગતવત્સલ! હે શરણે થયેલાના ભયને નિવૃત્ત કરનારા! મારું રક્ષણુ કરો. હું આપને નમસ્કાર કરું છું.[૩] આપ પોતે જયસ્વરૂપ છતાં ભક્તને ભય આપનારા છો, જયનું નિયામક તથા જયનું કારણુ આપ જ છો; અને સંપૂર્ણ આધારભૂત છો વિશ્વને ઠેકાણે સ્થિર રહીને તથા વિશ્વોત્પત્તિનું કારણુ મહદાદિ તત્ત્વનું પણુ આપ કારણુ છો.[૪] તેમ આપ એક છતાં દિવ્યરૂપથી વિશ્વનું રક્ષણુ કરનારા થઈને જગતને પિંજરા પ્રમાણે પોતાના ઉદર વિષે ધારણુ કરો છે. તથા પ્રલયકાળે વિશ્વનો સંહાર કરનારા તમે જ છો, તેમ જ વિશ્વરૂપી ફળનું કારણુ બીજ, વિશ્વરૂપી ફળના

**स्वरूपं तेजोदं सर्वतेजस्विनां वरम् ॥ कृष्णं विष्णुं वासुदेवं वंदेऽहं दीनवत्सलम् ॥ ६ ॥ न त्वां ब्रह्मादयो देवाः स्तोतुं शक्ता जगत्प्रभो ॥ कथं मंदो मनुष्योऽहमल्पबुद्धिर्जनार्दन ॥ ७ ॥ अतिदुःखतरं दीनं त्वद्भक्तं मामुपेक्षसे ॥ तत्कथं लोकबंधुत्वं प्रभो लोके वृथागतम् ॥८॥ वाल्मीकिरुवाच ॥ इत्यभिष्टूय भूमानं द्विजस्तस्थौ हरेः पुरः ॥ तदाकर्ण्य हरिर्वाक्यमुवाच जलदस्वनः ॥ ९ ॥ श्रीहरिरुवाच ॥ सम्यक् संपादितं वत्स यत्त्वया चरितं तपः ॥ किमिच्छसि महाप्राज्ञ तपोधन वदस्व मे ॥१०॥ तत्तेहं वितरिष्यामि संतुष्टस्तपसा तव ॥ एतादृशं महत्कर्म न केनापि कृतं पुरा ॥११॥**

મૂળાધાર તથા અધિકારપરત્વે વિશ્વને ચતુર્વિધ પુરુષાર્થરૂપી ફળ આપનારા આપ છો.[५] અને વળી આપ પોતે તેજઃસ્વરૂપે ઇતર તેજસ્વીમાં શ્રેષ્ઠ છો. એવા આપ કૃષ્ણ, વિષ્ણુ, વાસુદેવ તથા દીનવત્સલને હું વંદન કરુ છું.[६] હે જગત્પ્રભુ! બ્રહ્માદિ દેવ પણ તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી. તો હે જનાર્દન! હું અલ્પબુદ્ધિનો સામાન્ય માણસ છું જેથી આપનું સ્તવન કેવી રીતે કરી શકું?[७] તોપણ હું આપનો ભક્ત છું, દીન તથા અત્યંત દુઃખી થયેલો છું; છતાં મારો આપ ત્યાગ કરશો તો હે પ્રભુ! તમે જે આ લોકમાં લોકબંધુ તરિકે પ્રખ્યાત છો તે વ્યર્થ થશે.[८] વાલ્મીકિ કહે છેઃ—એ પ્રકારે પરમાત્માની સ્તુતિ કરીને તે બ્રાહ્મણ શ્રીહરિના સમીપમાં ઉભો રહ્યો, અને સ્તુતિ સાંભળી શ્રીહરિ તેને કહેવા લાગ્યા.[९] હે વત્સ! તેં જે તપાચરણ કર્યું છે તેથી તારું ઘણું ઉત્તમ સાધન થયું. તે માટે હે જ્ઞાનસંપન્ન તપોધન! તારી શી ઇચ્છા છે તે બોલ.[१०] એટલે તે હું તને આપું. હું તારા તપથી સંતુષ્ટ થયો છું. આ રીતે તારા જેવું

**सुदेव उवाच ॥ यदि प्रीतोऽसि हेनाथ दीनबंधो दयानिधे ॥ सत्पुत्रं देहि मे विष्णो पुराणपुरुषोत्तम ॥१२॥ हरे पुत्रं विना शून्यं गार्हस्थ्यं मे न रोचते ॥ इति विप्रवचः श्रुत्वा जगाद हरिरीश्वरः ॥१३॥ श्रीहरिरुवाच ॥ अदेयमपि ते सर्वं दास्ये पुत्रं विना द्विज ॥ तव पुत्रसुखं वत्स विधात्रा नैव निर्मितम् ॥ १४ ॥ त्वदीयभालफलके वर्णाः सर्वे मयेक्षिताः ॥ तत्र नैवास्ति ते पुत्रसुखं सप्तसु जन्मसु ॥१५॥ इत्याकर्ण्य हरेर्वाक्यं वज्रनिर्घातनिष्ठुरम् ॥ स पपात महीपृष्ठे छिन्नमूल इव द्रुमः ॥१६॥ पतिं पतितमालोक्य प्रमदाऽत्यंतदुःखिता ॥ पश्यंती स्वामिनं पुत्रस्पृहाशून्यमरूरुदत् ॥१७॥ पश्चाद्धैर्यं समालंब्य सा वोचत्पतितं पतिं ॥ गौतम्युवाच ॥ उत्तिष्ठोत्तिष्ठ**

મહત્કર્મ પૂર્વે કોઇએ કર્યું નથી.[૧૧] સુદેવ કહે છેઃ–હે દીનબંધુ! હે દયાનિધે! હે પુરુષોત્તમ! હે શ્રીવિષ્ણુ! આપ જ્યારે સંતુષ્ટ થયા ત્યારે મને સત્પુત્ર આપો.[૧૨] કારણ હે હરે! પુત્ર શિવાય આ શૂન્ય ગૃહસ્થાશ્રમ મને ગમતો નથી. એ પ્રકારે તે બ્રાહ્મણનું વાક્ય સાંભળીને જગદીશ્વર શ્રીહરિ કહે છે.[૧૩] હે દ્વિજ! પુત્ર શિવાય બીજું સર્વ તને આપીશ, કારણ હે વત્સ! બ્રહ્મદેવે તારા માટે પુત્રનું સુખ નિર્મેલું નથી.[૧૪] તારા કપાળે જે લખ્યું છે તે સર્વ મેં જોઈ લીધું. તેમાં તને સાત જન્મમાં પણ પુત્રનું સુખ લખ્યું નથી.[૧૫] એ રીતે વજ્રપાતતુલ્ય હરિનું નિષ્ઠુર વચન શ્રવણ કરતાં વેંત જ મૂળચ્છિન્ન થયેલા ઝાડની પેઠે તે બ્રાહ્મણ ભૂમિ ઉપર પડ્યો.[૧૬]

આ રીતે જોઇને તેની ભાર્યા અત્યંત દુઃખી થઈ ગઈ અને પતિની પુત્રકામના વ્યર્થ થયેલી જોઇને રુદન કરવા લાગી.[૧૭] તે પછી કિંચિત્

**हे नाथ किं न स्मरसि मे वचः ॥ १८ ॥ विधात्रा लिखितं भाले तल्लभेत सुखासुखम् ॥ किं करोति रमानाथः स्वकृतं भुञ्जते नरः ॥ १९ ॥ अभाग्यस्य कृतोद्योगो मुमूर्षोरिव भेषजम् ॥ तस्य सर्वं भवेद् व्यर्थं यस्य दैवमदक्षिणम् ॥ २० ॥ क्रतुदानतपःसत्यव्रतेभ्यो हरिसेवनम् ॥ श्रेष्ठं सर्वेषु वेदेषु ततो दैवबलं वरम् ॥ २१ ॥ तस्मात्सर्वत्र विश्वासं विहायोत्तिष्ठ भूसुर ॥ दैवमेवावलंब्याशु हरिणा किं प्रयोजनम् ॥ २२ ॥ इत्याकर्ण्य वचस्तस्यास्तीव्रशोकसमान्वितम् ॥ वैनतेयोऽवदद्विष्णुं क्षोभसंजातवेपथुः ॥ २३ ॥ गरुड उवाच ॥ शोकसागरसंमग्नां ब्राह्मणीं वीक्ष्य हे हरे ॥ तथैव ब्राह्मणं नेत्रगलद्बाष्प-**

ધૈર્યનું અવલંબન કરીને કહેવા લાગી કે, હે નાથ ! ઉઠો મારું વચન આપને યાદ છે કે નહિ,[૧૮] કેમકે બ્રહ્મદેવે જેવું કપાળમાં લખેલું હોય તેવુંજ સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે; આ બાબતમાં રમાનાથ શું કરશે, મનુષ્યમાત્ર કરેલાં કર્મનું ફળ ભોગવે છે.[૧૯] તે માટે જેમ ભાગ્યહીને કરેલો ઉદ્યોગ અને મરણોન્મુખ થયેલાને ઔષધ વ્યર્થ છે, તેમ જેનું દૈવ પ્રતિકૂલ હશે તેનાં સર્વ કૃત્ય વ્યર્થ થાય છે.[૨૦] તે કરતાં યજ્ઞ, દાન, તપ તથા સત્યવ્રતવડે શ્રીહરિનું સેવન કરવું, એ સર્વ વેદની અંદર શ્રેષ્ઠ કહેલું છે, પરંતુ તે કરતાં દૈવબલ અધિક છે તેમાં કાંઈજ સંશય નથી.[૨૧] તે માટે હે બ્રહ્મન્ ! ઉઠો અને સર્વ સાધનનો વિશ્વાસ મૂકીને કેવળ દૈવનું અવલંબન કરો, શ્રીહરિનું સેવન કર્યાંથી શો ઉપયોગ ?[૨૨] એ પ્રકારે તે ગૌતમીનાં તીવ્ર શોકયુક્ત વાક્ય શ્રવણ કરતાંજ ગરુડને મહાક્ષોભ ઉત્પન્ન થયો અને તેથી કંપાયમાન થઇને વિષ્ણુ પ્રત્યે તે કહેવા લાગ્યો.[૨૩] હે હરે ! આ બ્રાહ્મણની પત્ની શોકરૂપી સાગરની અંદર ડૂબેલી છે,

**कलाकुलम् ॥ २४ ॥ दीनबंधो दयासिंधो भक्तानामभयंकर ॥ भक्तदुःखासहिष्णोस्ते दयाऽद्य क्व गता प्रभो ॥ २५ ॥ अहो ब्रह्मण्यदेवस्त्वं त्वद्धर्मः क्व गतोऽधुना ॥ त्वद्भक्तस्य चतुर्धाऽपि मुक्तिः करतले स्थिता ॥ २६ ॥ अहो तथापि नेच्छंति विहाय भक्तिमुत्तमाम् ॥ तदग्रे सिद्धयश्चाष्टौ किंकरीभूय संस्थिताः ॥ २७ ॥ त्वदाराधनमाहात्म्यमेवं सर्वत्र विश्रुतम् ॥ तर्हि विप्रस्य पुत्रेच्छापूरणे कः परिश्रमः ॥ २८ ॥ गजमर्पयतः पुंसो ह्यंकुशे कः परिश्रमः ॥ अतः परं न केनापि सेव्यते ते पदांबुजम् ॥ २९ ॥ यदहृष्टगतं पुंसस्तदेव भविता ध्रुवम् ॥ इति**

તે જુવો! તેજ પ્રમાણે આ બ્રાહ્મણના નેત્રમાંથી આંસુ નિકળે છે. આ પ્રકારે આ દુઃખવડે ઉભય વ્યાકુળ થયેલાં છે,[૨૪] તેથી હે પ્રભુ! આપ ભક્તનું દુઃખ સહન ન કરનારા તથા ભક્તને અભય દેનારા છો. આપ દીનબંધુ દયાના સાગર છો છતાં આપની દયા આજ કયાં ગઈ?[૨૫] તેમ જ આપનું બ્રહ્મણ્ય દેવત્વ તથા ભક્તવાત્સલ્યરૂપ સ્વધર્મ કયાં ગયો, તેમ જ આપની ચતુર્વિધ મુક્તિ ભક્તના હસ્તગત છે.[૨૬] તથાપિ ઉત્તમ ભક્તિનો ત્યાગ કરીને તે મુક્તિની ઇચ્છા કરતો નથી, તે માટે તેના અગ્ર ભાગે અષ્ટસિદ્ધિ દાસી થઈને ઉભી રહેલી હોય છે,[૨૭] એવું આપના આરાધનનું માહાત્મ્ય સર્વત્ર પ્રખ્યાત છે, તો પછી બ્રાહ્મણની પુત્રેચ્છા પૂર્ણ કરવામાં તો આપને શું શ્રમ પડશે?[૨૮] આ બાબત એક દૃષ્ટાંત છે કે, ગજદાન કરનાર પુરુષને અંકુશ આપતાં શું સંકટ પડે? એમ છતાં જ્યારે તમે આ બ્રાહ્મણનું કાર્ય ન કરો ત્યારે બીજું કોઈ આપના ચરણારવિંદનું સેવન કરનાર નથી.[૨૯] અને આ ઉપરથી એવું થશે કે, જે પુરુષના અદૃષ્ટમાં જે હશે તે નકી થવાનું છે તો પછી ઈશ્વરનું

**लोके प्रथा जाता त्वद्भक्तिर्विलयं गता ॥ ३० ॥ कर्तुमकर्तुं सामर्थ्यं तव सर्वत्र विश्रुतम् ॥ तदेवाद्य गतं नाथ न चेदस्मै सुतप्रदः ॥ ३१ ॥ अतस्त्वं सर्वथा देहि पुत्रमेकं द्विजन्मने ॥ सुदामा त्वां समाराध्य लेभे वैभवमुत्तमम् ॥ ३२ ॥ सांदीपिनिर्मृतं पुत्रमवाप कृपया तव ॥ इति ते शरणं प्राप्तौ दंपती पुत्रलालसौ ॥ ३३ ॥ श्रीनारायण उवाच ॥ इति गरुडवचो निशम्य विष्णुर्वचनमुवाच खगं सुधोपमानम् ॥ अयि खगवर-पुत्रमेकमस्मै वितर मनोगतमाशु पूरयस्व ॥ ३४ ॥ इति हरि-वचनं निजानुकूलं झटिति निशम्य खगोऽति हृष्टचेताः ॥ अददतिविषण्णमानसाय सुतमनुरूपमिलासुराय रम्यम् ॥ ३५ ॥**

આરાધન શા વાસ્તે કરવું? આ પ્રકારે લોકોમાં પ્રસિદ્ધિ થશે ને તમારી ભક્તિ ઘણું કરીને લય પામશે.[૩૦] હે નાથ! આપ જ્યારે આ બ્રાહ્મણને પુત્ર આપશો નહિ ત્યારે કાર્ય-અકાર્ય કરવા જે આપનું સામર્થ્ય છે તે પણ નષ્ટ થશે![૩૧] માટે આ બ્રાહ્મણને આપે કોઈ પણ પ્રકારે કરીને પુત્ર આપવો જોઈએ; કારણ સુદામા બ્રાહ્મણ આપનું આરાધન કરીને ઉત્તમ ઐશ્વર્યને પામ્યો,[૩૨] તેવી જ રીતે સાંદીપિનિ ઋષિને તમારી કૃપાવડે મૃતપુત્રનો લાભ થયો તો એમ જાણીને જ આ ઉભય દંપતી પુત્રની ઇચ્છાએ આપને શરણ આવેલાં છે.[૩૩] શ્રીનારાયણ કહે છે:-એવું ગરુડનું વચન સાંભળતાં જ વિષ્ણુ તે ગરુડના પ્રતિ અમૃત-તુલ્ય વાણીથી બોલવા લાગ્યા કે, હે પક્ષિશ્રેષ્ઠ! તું જ આ બ્રાહ્મણને એક પુત્ર આપીને તેના મનોરથને શીઘ્ર પૂર્ણ કર.[૩૪] એ પ્રકારે શ્રી-હરિનું વચન પોતાના અનુકૂળ પડતું સાંભળી પક્ષીએ મનના વિષે

**इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये दृढधन्वोपाख्याने श्रीनारायणनारदसंवादे सुदेववरप्रदानं नाम पंचदशोऽध्यायः ॥**

અત્યંત સંતુષ્ટ થઇને અતિશય ખિન્ન થયેલા બ્રાહ્મણને તદનુરૂપ ઉત્તમ પુત્ર આપ્યો.[૩૫]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાખ્યાનમાં 'સુદેવ વરપ્રદાન' એ નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત



## અધ્યાય ૧૬ મો

### સુદેવને 'શુક' નામે એક પુત્ર થયો

**श्रीनारायण उवाच ॥ शृणु नारद वक्ष्येऽहं यदुक्तं दृढधन्वने ॥ वाल्मीकिना महाप्राज्ञ चरितं परमाद्भुतम् ॥ १ ॥ वाल्मीकिरुवाच ॥ दृढधन्वन्महाराज शृणुष्व वचनं मम ॥ सुपर्णः केशवादेशादिदमाह द्विजेश्वरम् ॥ २ ॥ गरुड उवाच ॥ सप्तजन्मसु ते पुत्रसुखं नास्तीति यद्वचः ॥ हरिणोक्तं द्विजश्रेष्ठ त्तथैव तवाधुना ॥ ३ ॥ तथापि स्वामिनाऽज्ञप्तः कृपया दद्मि ते सुतं ॥ मदंशसंभवः पुत्रो भविता ते तपोधन ॥ ४ ॥**

શ્રીનારાયણ કહે છેઃ–હે મહાજ્ઞાનસંપન્ન નારદ! આમાં વાલ્મીકિએ દૃઢધન્વાને જે પરમાદ્ભુત ચરિત્ર કહ્યું તે હું તને કહું છું તે તું સાંભળ.[૧] વાલ્મીકિ કહે છેઃ–હે દૃઢધન્વન્! મારું વચન સાંભળ, તે ગરુડ કેશવના વચને કરીને તે બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો;[૨] હે દ્વિજશ્રેષ્ઠ! તને સાત જન્મપર્યંત પુત્રનું સુખ નથી એવું શ્રીહરિએ કહ્યું છે તે સત્ય છે.[૩] પરંતુ તારા હિતને માટે મેં સ્વામિની પ્રાર્થના કરી તથા

**येन त्वमाशिषः सत्या लप्स्यसे गौतमीयुतः ॥ परं तज्जनि-
तं दुःखं युवयोर्भविता ध्रुवम् ॥ ५ ॥ धन्योऽसि द्विजशार्दूल
यत्ते जाता हरौ मतिः ॥ सकामाप्यथ निष्कामा हरिभक्तिर्हरेः
प्रिया॥६॥ जलबुद्बुदवत्पुंसां शरीरं क्षणभंगुरम् ॥ तदाऽऽसाद्य
हरेः पादं धन्यश्चिंतयते हृदि ॥७॥ हरेरन्यो न संसारात्तारये-
द्बहुदुस्तरात् ॥ हरेरेव कृपालेशान्मया दत्तः सुतस्तव ॥८॥
मनसि श्रीहरिं धृत्वा विचरस्व यथासुखम् ॥ उदासीनतया
स्थित्वा भुंक्ष्व संसारजं सुखम् ॥ ९ ॥ वाल्मीकिरुवाच ॥
दंपत्योः पश्यतोः सद्यो दत्त्वा वरमनुत्तमम् ॥ खगद्वारा हरिः शीघ्रं
ययौ निजनिकेतनम् ॥१०॥ सुदेवोऽपि सपत्नीको वरं लब्ध्वा**

તેમણે કૃપા કરી મને આજ્ઞા આપી તેથી હું તને પુત્ર આપું છું. હે તપોધન! તને મારા અંશભૂત પુત્ર થશે.[૪] તેથી આ ગૌતમી સહિત તારા મનોરથ સત્ય થશે પરંતુ તેથી તમને બન્નેને નિશ્ચય દુઃખ થશે.[૫] હે દ્વિજશ્રેષ્ઠ! તમારી મતિ શ્રીહરિના શરણે પ્રવૃત્ત થઈ તેથી તમને ધન્ય છે કારણ કે હરિભક્તિ સકામ કે નિષ્કામ હો પરંતુ તે હરિને પ્રિય હોય છે.[૬] તે માટે પાણીના પરપોટામાફક આ શરીર પ્રાપ્ત થયું છે, છતાં જે હૃદયમાં શ્રીહરિના ચરણારવિંદનું ચિંતન રાખશે તેને જ ધન્ય છે.[૭]

આ દુસ્તર સંસારસાગરથી તારનાર હરિ વિના કોઈ નથી. શ્રી-હરિકૃપાથી મેં તને પુત્ર આપ્યો.[૮] માટે હવે તું મનમાં શ્રીહરિને ધારણ કરીને યથાસુખ સંચાર કર. તેમ જ ઉદાસીનવૃત્તિએ રહીને સંસાર સંબંધી સુખનો ઉપભોગ કર![૯] વાલ્મીકિ કહે છેઃ—એ પ્રકારે તે સુદેવ બ્રાહ્મણને ઉત્તમ વર આપીને તે દંપતીના દેખતાં ગરુડ ઉપર બેસીને શ્રીહરિ નિજ ધામમાં ગયા.[૧૦] પછી તે સુદેવ પણ પત્નીસહિત મન-

मनोगतम् ॥ आसाद्य स्वगृहं भेजे गार्हस्थ्यसुखमुत्तमम् ॥ ११ ॥ कियत्कालक्रमेणास्या दोहदः समपद्यत ॥ दशमे मासि संप्राप्ते पूर्णो गर्भो बभूव ह ॥ १२ ॥ प्रसूतिकाले संप्राप्ते साऽसूत सुतमुत्तमम् ॥ सुदेवस्त्वात्मजे जाते जाताऽह्लादो बभूव ह ॥ १३ ॥ आहूय जातकं कर्म चकार द्विजसत्तमान् ॥ बृहद्दानं ददौ तेभ्यः सुस्नातो द्विजसत्तमः ॥ १४ ॥ नाम चास्याकरोद्धीमान् ब्राह्मणैः स्वजनैर्वृतः ॥ अयं सुतः सुपर्णेन दत्तः प्रेम्णा कृपालुना ॥ १५ ॥ शारदेंदुरिव प्रोद्यत्तेजस्वी शुकसन्निभः ॥ शुकदेवेति नामाऽयं पुत्रोस्तु मम वल्लभः ॥ १६ ॥ अवर्धत सुतः शीघ्रं शुक्लपक्ष इवोडुपः ॥ पितुर्मनोरथैः सार्कं

માનતો વર સંપાદન કરીને પોતાને ઘેર ગયો અને ગૃહસ્થાશ્રમ સંબંધી ઉત્કૃષ્ટ સુખનો ઉપભોગ કરવા લાગ્યો.[૧૧] એ રીતે કેટલોક કાળ ગયા પછી તે ગૌતમી ગર્ભવતી થઈ. ને દશમો મહિનો પ્રાપ્ત થયો કે તે ગર્ભ પૂર્ણ થયો.[૧૨] અને પ્રસૂતિકાળ થતાં તેણે ઉત્તમ પ્રકારના પુત્રને જન્મ આપ્યો. એ સાંભળીને સુદેવને આનંદ થયો.[૧૩] પછી ઉત્તમ બ્રાહ્મણોને બોલાવીને તેમના હાથે જાતકર્મ કરાવ્યું અને સ્નાન કરીને ઘણું દાન આપ્યું.[૧૪] પછી તે બુદ્ધિમાન્ સુદેવ ઘણા સ્વજનસહવર્તમાન તે પુત્રનું નામ પાડવાનો વિચાર કરવા લાગ્યો કે, આ પુત્ર ગરુડજીએ કૃપા કરીને મહાપ્રેમપૂર્વક આપ્યો છે.[૧૫]

માટે આ ઉદય પામેલા શરદ્ ઋતુના ચંદ્ર જેવો તેજસ્વી, અને શુક સમાન છે તેથી આ પુત્ર 'શુકદેવ' નામથી પ્રસિદ્ધ થશે. એ મને અત્યંત પ્રિય છે એમ કહીને તેનું 'શુકદેવ' નામ પાડ્યું.[૧૬] પછી તે પુત્ર શુક્લપક્ષના ચંદ્રની પેઠે વધવા માંડ્યો, તેમ તેમ પિતાના મનોરથ

**मातृमानसनंदनः ॥ १७ ॥ उपनीय सुतं तातः सावित्रीं दत्त-वान् मुदा ॥ संस्कारं वैदिकं प्राप्य ब्रह्मचर्यव्रते स्थितः ॥१८॥ तत्तेजसाऽन्वितो रेजे साक्षात्सूर्य इवापरः ॥ वेदाध्यनमारेभे कुमारो बुद्धिसागरः ॥ १९ ॥ सद्बुद्ध्या नंदयामास स्वगुरुं गुरुवत्सलः ॥ सकृन्निगदमात्रेण विद्यां सर्वामुपेयिवान् ॥२०॥ वाल्मीकिरुवाच ॥ एकदा देवलोऽभ्यागात्कोटिसूर्यसमप्रभः ॥ तमालोक्य सुदेवोऽसौ ननाम दंडवन्मुदा ॥ २१ ॥ पूजया-मास विधिवदर्घ्यपाद्यादिभिर्मुनिम् ॥ आसनं कल्पयामास देवलाय महात्मने ॥ २२ ॥ तत्रोपविष्टो भगवान् देवलो देव-दर्शनः ॥ चरणे पतितं दृष्ट्वा कुमारं देवलोऽब्रवीत् ॥ २३ ॥**

સહવર્તમાન માતુશ્રીના અંતઃકરણમાં આનંદ આપવા લાગ્યો.[૧૭] તે પછી તેના પિતાએ તેનું ઉપનયન કરીને તેને ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો. આવી રીતે તેને વેદોક્ત સંસ્કાર પ્રાપ્ત થયા પછી તેણે બ્રહ્મચર્ય વ્રતનો આરંભ કર્યો.[૧૮] ને બ્રહ્મચર્યના તેજવડે તે સાક્ષાત્ દ્વિતીય સૂર્ય જ હોયની ? તેવો શોભવા લાગ્યો. તે પછી બુદ્ધિમાં સાગર સમાન તે કુમારે ગુરુપાસે વેદાધ્યયનનો આરંભ કર્યો.[૧૯] તેનો ગુરુ ઉપર અત્યંત પ્રેમ હોવાથી તે પોતાના ગુરુને પોતાની બુદ્ધિથી આનંદ આપવા લાગ્યો. ગુરુમુખથી એકવાર સાંભળતાંજ તેને પાઠ આવડી જાતો હતો. તેણે સર્વ વિદ્યા સંપાદન કર્યા પછી.[૨૦] એક દિવસે તેમને ઘેર કોટિ સૂર્ય સમાન તેજસ્વી દેવલ ઋષિ આવ્યા. તેમને જોઇનેજ સુદેવે સાષ્ટાંગ નમસ્કાર કર્યા.[૨૧]

અને તે મુનિની વિધિ પ્રમાણે અર્ઘ્યપાદ્યાદિકવડે પૂજા કરીને બેસવાને આસન આપ્યું,[૨૨] તેના ઉપર દેવતુલ્ય દેખાવવાળા ભગવાન્ દેવલ

**देवल उवाच ॥ भो भो सुदेव धन्योऽसि तुष्टस्ते भगवान् हरिः ॥ यतस्त्वं प्राप्तवान्पुत्रं दुर्लभं सुंदरं वरम् ॥ २४ ॥ एतादृशः सुतः क्कापि कस्याप्यनवलोकितः ॥ विनीतो बुद्धिमान्वाग्मी वेदाध्ययनशीलवान् ॥ २५ ॥ एहि पुत्र किमेतत्ते करे पश्यामि कौतुकम् ॥ सच्छत्रं चामरयुगं कमलं यवसंयुतम् ॥ २६ ॥ आजानुलंबिनौ हस्तौ हस्तिहस्तसमौ तव ॥ आकर्णांतविशाले च चक्षुषी मधुपिंगले ॥ २७ ॥ वपुर्वर्तुलकं मध्यं वलित्रयविभूषितम् ॥ एवमुक्त्वा सुतं दृष्ट्वा पुनराहोत्सुकं द्विजम् ॥ २८ ॥ अहो सुदेव तनयस्तवायं गुणसागरः ॥ गूढजत्रुः कंबु-**

એઠા, તે પછી તેમના ચરણારવિંદને નમસ્કાર કરીને દેવલ તે પુત્ર વિશે બોલવા લાગ્યા.[૨૩] હે સુદેવ! તારા ઉપર ભગવાન્ શ્રીહરિ સંતુષ્ટ થયા તેથી તને ધન્ય છે કે તેં પરમ દુર્લભ, સુંદર, શ્રેષ્ઠ પુત્રરૂપ વર સંપાદન કર્યો.[૨૪] આવો બુદ્ધિમાન્, વેદાધ્યયનશીલ, ભાષણ કરવામાં ચતુર, વિદ્વાન્, અત્યંત વિનીત, કોઇનો કહિં પણ પુત્ર જોયો નથી.[૨૫] એ પ્રકારે બોલીને તેમણે તે બાલકને પાસે બોલાવ્યો કે, હે પુત્ર! આ તરફ આવ. તારા હાથમાં કૌતુકકારક શું ચિહ્ન છે તે હું જોઉં? એવું કહેતાં તેણે હાથ બતાવ્યો. તો છત્રસહિત બે ચામર. કમળ અને યવયુક્ત રેખા જોવામાં આવી.[૨૬] તેમ જ તેના બે હાથ ગજશુંડ સરખા ઢીંચણ પર્યંત લાંબા અને તેનાં નેત્ર કર્ણપર્યંત વિશાળ છતાં મધુપિંગટવર્ણાં[૨૭] તે પ્રમાણે શરીર વર્તુલાકાર તથા ઉદર ત્રિવલિથી ભૂષિત હતું. આવા પુત્રને જોઇને દેવલ ઋષિએ લક્ષણનાં વર્ણન કર્યાં. તે કહી રહ્યા પછી ફરીને સાંભળવાને તે સુદેવ ઉત્સુક થયો, તે જોઇને ફરી દેવલ કહેવા લાગ્યા.[૨૮] હે સુદેવ! આ પુત્ર કેવળ ગુણનો સમુદ્ર છે; કેમકે, તેના કંઠના નીચેના બે મણુકા

**कंठः स्निग्धकुंचितमूर्द्धजः ॥ २९ ॥ तुंगवक्षाः पृथुग्रीवः समकर्णो वृषांसकः ॥ सर्वलक्षणसंपूर्णः पुत्रो भाग्यनिधिर्महान् ॥३०॥ एक एव महान्दोषो येन सर्वं वृथा कृतम् ॥ इत्युक्त्वा मौलिमाधुन्वन्विनिःश्वस्याब्रुवन्मुनिः ॥३१॥ पूर्वमायुः परीक्षेत पश्चाल्लक्षणमादिशेत् ॥ निरायुषः कुमारस्य लक्षणैः किं प्रयोजनम् ॥ ३२ ॥ सुदेव तनयोऽयं ते द्वादशे हायने जले ॥ मृत्युमेष्यति तस्मात्त्वं शोकं मा कुरु मानसे ॥ ३३ ॥ अवश्यं भाविनो भावा भवंत्येव न संशयः ॥ तत्र प्रतिविधिर्नास्ति मुमूर्षोरिव भेषजम् ॥ ३४॥ वाल्मीकिरुवाच ॥ इत्युदीर्य गतो ब्रह्मलोकं देवलको मुनिः ॥ सुदेवः सह गौतम्या पपात धर-**

માંસથી ગુપ્ત છે, તેનો કંઠ શંખ સમાન રેખાયુક્ત, મસ્તકના કેશ સ્નિગ્ધ તથા સંકુચિત છે.[૨૯] અને વક્ષઃસ્થળ ઉંચું તથા વિશાળ તથા ગર્દન સ્થૂલ, સમાન કર્ણ તથા વૃષભતુલ્ય સ્કંધ છે. એ પ્રકારે સર્વલક્ષણસંપન્ન તમારો પુત્ર મહાન્ ભાગ્યનિધિ છે.[૩૦] પરંતુ એક મહાન્ દોષ છે તેથી આ સર્વ લક્ષણ વ્યર્થ થયાં છે એવું કહીને તે મુનિ માથું ધુણાવીને મોટો નિઃશ્વાસ મૂકીને બોલવા લાગ્યા[૩૧] કે, પ્રથમ આયુષ્યની પરીક્ષા કરીને પછી લક્ષણનું વર્ણન કરવું. કારણ કે જેનું આયુષ્ય અલ્પ હોય તેનાં ઉત્તમ લક્ષણનું વર્ણન કરવાનું પ્રયોજન શું.[૩૨] હે સુદેવ! આ તમારો પુત્ર બારમે વર્ષે જળમાં બુડીને મરણ પામશે, તે માટે તમે મનમાં શોક કરશો નહિ.[૩૩] કારણ કે જે થવા કાળ હોય છે તે અવશ્ય થાય છે તેમાં કંઈ સંશય નથી. જેવી રીતે મરણોન્મુખને ઔષધ લાગુ થતું નથી તેવી જ રીતે તેનો પરિહાર થવો અશક્ય છે.[૩૪] વાલ્મીકિ કહે છેઃ—એવું કહીને તે દેવલ ઋષિ બ્રહ્મલોકમાં ગયા, પછી તે સુદેવ

**णीतले ॥३५॥ विललाप चिरं भूमौ देवलोक्तं वचः स्मरन् ॥ अथ सा गौतमी पुत्रं स्वांकमारोप्य धैर्यतः ॥ ३६ ॥ चुचुंब वदनं प्रेम्णा पश्चात्पतिमुवाच सा ॥ गौतम्युवाच ॥ द्विजराज न कर्तव्या भीतिर्भाव्येषु वस्तुषु ॥ ३७ ॥ नाभाव्यं भविता कुत्र भाव्यमेव भविष्यति ॥ किं नु नो दुःखमापन्ना नलराम-युधिष्ठिराः ॥ ३८ ॥ बंधनं बलिराजापि प्राप्तवान् यदवः क्षयम् ॥ हिरण्याक्षो वधं घोरो वृत्रोऽपि निधनं गतः ॥ ३९ ॥ कार्त्तवीर्यः शिरश्छेदं रावणोऽपि तथाऽप्तवान् ॥ विरहं रघु-नाथोऽपि जानक्याः प्राप्तवान्मुने ॥ ४० ॥ परीक्षिदपि राज-र्षिर्ब्राह्मणान्मृत्युमाप्तवान् ॥ एवं ये भाविनो भावा भवंत्येव**

ગૌતમી સહિત ધરણી ઉપર મૂર્ચ્છિત થઈને પડ્યો.[૩૫] પછી કિંચિત્ સાવધ થઈને દેવલ ઋષિના વાક્યને સંભારીને પૃથ્વી ઉપર પડ્યો પડ્યો ઘણી વાર સુધી વિલાપ કરવા લાગ્યો. તે વખતે ગૌતમી પુત્રને ખોળામાં લઈને ધૈર્યયુક્ત,[૩૬] તથા પ્રેમપૂર્વક મુખચુમ્બન કરીને પછી પતિ પ્રત્યે કહેવા લાગી કે, અહો દ્વિજરાજ! ભાવિ વસ્તુ વિષે આપે ભય રાખવો નહિ.[૩૭] કારણ જે ન થવાનું તે થતું નથી ને જે થવાનું છે તે મટતું નથી. તે જો અન્યથા થાય તો પૂર્વે નળ રાજા, રામ રાજા અને ધર્મ રાજા શું દુઃખ પામ્યા નથી?[૩૮] તેવી જ રીતે બળી રાજા બંધનમાં પડ્યો હતો. યાદવોનો ક્ષય થયો હતો. હિરણ્યાક્ષનો વધ થયો હતો, તથા મહા ભયંકર વૃત્રાસુર પણ નાશ પામ્યો.[૩૯] તેવી જ રીતે કાર્ત-વીર્ય તથા રાવણ પણ શિરચ્છેદ પામ્યા, તે જ પ્રમાણે હે મુને! રઘુનાથને જાનકીનો વિયોગ થયો હતો.[૪૦] અને પરીક્ષિત રાજર્ષિ પણ બ્રાહ્મણના શાપ વડે મરણ પામ્યા હતા. હે મુનીશ્વર! જે ભાવિ હોય છે તે

मुनीश्वर ॥४१॥ अत उत्तिष्ठ हे नाथ हरिं भज सनातनम् ॥ शरण्यं सर्वजीवानां निर्वाणपददायकम् ॥ ४२ ॥ वाल्मीकिरुवाच ॥ इतिनिजवनितावचो निशम्य प्रकृतिमुपागतवान्सुदेवशर्मा ॥ हृदि हरिचरणांबुजं निधाय झटिति जहौ शुचमात्मजाद्भवित्रीं ॥ ४३ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्याने सुदेवप्रतिबोधो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

અવશ્ય થાય છે.[૪૧] એથી હે નાથ! ઉઠો અને સનાતન શ્રીહરિને ભજો. તે સર્વ જીવને આશ્રયપ્રદ અને મોક્ષ આપનાર છે.[૪૨] વાલ્મીકિ કહે છે:—એ પ્રકારે પોતાની પત્નીનું વાક્ય શ્રવણ કરીને તે સુદેવે શાંત થઇને હૃદયમાં શ્રીહરિનાં ચરણારવિંદ ધારણ કરીને તત્કાળ પુત્ર સંબંધી શોકનો તેણે ત્યાગ કર્યો.[૪૩]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાખ્યાનમાં 'સુદેવ પ્રતિ બોધ' એ નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત

---

## અધ્યાય ૧૭ મો

### પુત્રના મરણથી સુદેવનો વિલાપ

नारद उवाच ॥ ततः किमभवत्तस्य प्रबुद्धस्य तपोनिधेः ॥ तन्मे वद कृपासिंधो शृण्वतां पापनाशनम् ॥ १ ॥ श्रीनारायण उवाच ॥ स्वकीयं चरितं श्रुत्वा प्राक्तनं चकिताननम् ॥ राजानं

નારદ કહે છે:—હે કૃપાસિંધો! તે તપોનિધિ સુદેવ સાવધ થયો તે પછી શું થયું? તે શ્રવણ કરનારનું પાપનાશક ચરિત્ર મને કહો.[૧] શ્રી-

**पुनरेवाह वाल्मीकिः श्रवणोत्सुकम् ।।२।। वाल्मीकिरुवाच ।। इति ताः शीतला वाचः समाकर्ण्य प्रियामुखात् ।। सुदेवो धैर्यमालंब्य हरौ चित्तमधारयत् ।।३।। निःश्वस्य दीनवदनो यद्भाव्यं तद्भविष्यति ।। इति निश्चित्य मनसा पुष्पाद्यर्थं वनं ययौ ।।४।। एवं कृतवतस्तस्य कियान् कालो गतः क्रमात् ।। समित्कुशफलाद्यर्थं कदाचित्काननं ययौ ।। ५ ।। सुदेवो मनसा ध्यायन् हरेः पादसरोरुहम् ।। तस्मिन्नेव दिनेऽगच्छद्वापीं सूनुः सुहृद्वृतः ।।६।। प्रविश्य वापीं चिक्रीडे वयस्यैः सह वारिणि ।। जलयंत्रैः क्षिपन्वारि बालकेषु स्मयन्मुहुः ।।७।। जले क्रीडां मुहुः कुर्वन् ग्रीष्मे मोदमुपाययौ ।। एवं सर्वेषु बालेषु क्रीडत्सु प्रेम-**

નારાયણ કહે છે:–એ રીતે પોતાનું પુરાતન ચરિત્ર સાંભળતાં જ દૃઢધન્વા રાજા ચકિત થઈને પુનરપિ શ્રવણ કરવા માટે ઉત્કંઠિત થયો. ત્યારે વાલ્મીકિ કહેવા લાગ્યા કે,[૨] એવી રીતે પૂર્વોક્ત ગૌતમીના મુખની શીતળ વાણી શ્રવણ કરીને સુદેવ ધૈર્ય રાખીને હરિમાં ચિત્ત ધારણ કરવા લાગ્યો.[૩] અને દીર્ઘ શ્વાસ મૂકી દીનવદન થઈ જે થવાનું હશે તે થશે એવો નિશ્ચય કરીને પુષ્પાદિક લેવા અરણ્યમાં ગયો.[૪] એ પ્રકારે પ્રતિદિવસ વનમાં જતાં કેટલાક દિવસ ગયા પછી નિત્ય પ્રમાણે એક દિવસે સમિધ, દર્ભ, તથા ફલાદિક લાવવા માટે તે વનમાં ગયો.[૫] ત્યાં પણ સુદેવ શ્રીહરિનાં ચરણારવિંદનું જ ધ્યાન કરતો હતો. આ તરફ એમ થયું કે, તે જ દિવસે તેનો પુત્ર શુકદેવ પોતાના મિત્રગણ સહિત વાવ તરફ ગયો.[૬] અને ત્યાં પ્રવેશ કરીને સર્વ બાળક સહવર્તમાન પાણીમાં ક્રીડા કરવા લાગ્યો. અને પિચકારીથી વારંવાર હસતાં છોકરાઓ ઉપર પાણી ઉછાળવા લાગ્યો.[૭] પાણીમાં ક્રીડા કરતાં ગ્રીષ્મ ઋતુનો તાપ શાંત

निर्भरम् ॥ ८ ॥ अगाधसलिले तिष्ठन्बालकैरुपमर्दितः ॥ सपलायनमन्विच्छन् सुहृद्वर्गभयाद्द्रुतम् ॥ ९ ॥ विधिना नोदितस्तत्र नियम्य श्वासमात्मनः ॥ ममज्जागाधतोयेऽसौ वंचयन्नात्मनः सखीन् ॥ १० ॥ तत्रापि व्याकुली भूय ततो निर्गंतुमुन्मनाः ॥ सहसा मृतिमापन्नः कुमारोऽगाधवारिणि ॥११॥ जलादनिर्गतं वीक्ष्य सर्वे चकितमानसाः ॥ समानवयसः सर्वे हा हा कृत्वा प्रधाविताः ॥१२॥ गौतम्यै कथयामासुर्बृहच्छोकपरायणाः ॥ वज्रपातसमां वाचं बालानामतिविप्रियम् ॥ १३ ॥ श्रुत्वा भूमौ पपताशु गौतमी पुत्रवत्सला ॥ एतस्मिन्नेव समये वनाद्द्विपः समाययौ ॥१४॥ निशम्य पुत्रमरणं यष्टीव न्यपतद्भुवि ॥

થવાથી તે સંતોષ માનવા લાગ્યો. એ પ્રકારે સર્વ બાળક પ્રેમપૂર્વક ક્રીડા કરતા હતા.[૮] સર્વ બાળકોની એકત્ર ભીડ થવાથી તેઓને છોડીને તે અગાધ જળમાં જવા લાગ્યો ને સર્વ મિત્રવર્ગ મારી તરફ આવશે એવા ભયથી, શીઘ્ર સંતાઈ જવાની ઇચ્છાથી,[૯] દૈવની પ્રેરણાથી ત્યાં પોતાના શ્વાસનું રોધન કરી શુકદેવે અગાધ જલમાં ડુબકી મારી.[૧૦] પરન્તુ તેમાંથી ઉપર આવવા માટે તેનાથી ઉપર કુદકો મરાયો નહિ તેથી તે કુમાર જલમાં અત્યંત વ્યાકુલ થઈને મરણ પામ્યો.[૧૧] તે જલની બહાર આવ્યો નહિ એવું જોઇને સર્વ સમવયસ્ક બાળકો અત્યંત ભયભીત થઇને હા હા કરી દોડ્યા.[૧૨] મહા શોકયુક્ત થઇને તેમણે ગૌતમીને તે દુર્વાર્તા કહી. તે બાળકોની અત્યંત વજ્રપાત તુલ્ય ને અત્યંત અપ્રિય વાત[૧૩] શ્રવણ કરતાં જ તે પુત્રવત્સલા ગૌતમી તત્કાલ ભૂમિ ઉપર પડી. એટલામાં તે બ્રાહ્મણ વનમાંથી ઘેર આવ્યો,[૧૪] તો પુત્રનું મરણ સાંભળતાં જ તે દંડવત્ ભૂમિ ઉપર પડ્યો. પછી ક્ષણમાત્રમાં

**तत उत्थाय तौ विप्रदंपती वापिकां गतौ ॥ १५ ॥ मृतपुत्रं समालिंग्य स्वांके कृत्वा कलेवरम् ॥ सुदेवः पुत्रवदनं चुचुम्ब च मुहुर्मुहुः ॥१६॥ ततःस्वांके स्थितं पुत्रं मृतं वीक्ष्यन्मुहुर्मुहुः ॥ स रुदन्विलपन्नेवं गद्गदाक्षरमूचिवान् ॥ १७ ॥ सुदेव उवाच ॥ वद पुत्र शुभां वाणीं मम शोकविनाशिनीं ॥ शीतलां ललितां वत्स मनसो मोदमावह ॥ १८ ॥ विहाय पितरौ वृद्धौ न त्वं गंतुमिहार्हसि ॥ वत्साह्वयति सन्मित्रं वेदाध्ययनहेतवे ॥१९॥ मुदाऽह्वयत्युपाध्यायस्त्वामध्यापनहेतवे ॥ तूर्णमुत्तिष्ठ हे पुत्र कथं सुप्तोऽसि सांप्रतम् ॥ २० ॥ त्वां विहाय न गच्छामि गृहे किं मे प्रयोजनम् ॥ शून्यारण्यमिवाद्यैव त्वदृते सदनं मम ॥ २१ ॥ वनेऽपि नैव गच्छामि गमने किं प्रयोजनम् ॥ फल-**

ઉઠીને ઉભય દંપતી વાવતરફ ગયાં.[૧૫] ત્યાં તો તે મૃત્યુ પામીને ઉપર આવ્યો હતો. તે મૃત પુત્રના કલેવરને સુદેવે આલિંગન કરી ખોળામાં મૂક્યું ને વારંવાર પુત્રના મુખપર તે ચુમ્બન કરવા લાગ્યો.[૧૬] અને અંક ઉપર લીધેલા મૃત પુત્રને વારંવાર જોઇને સુદેવ રુદન કરતાં કરતાં વિલાપયુક્ત ગદ્ગદિત વાણી બોલવા લાગ્યો.[૧૭] હે પુત્ર! મારો શોક નાશ કરવાને શીતલ તથા મધુર એવી શુભ વાણીથી બોલીને મારા મનને આનંદ આપ.[૧૮] હે વત્સ! અમે વૃદ્ધ માતપિતાને અહીં મૂકીને તને પરલોકમાં જવું યોગ્ય નથી. હે વત્સ! તને તારા મિત્રો વેદાધ્યયન કરવા માટે બોલાવે છે.[૧૯] તેમ જ આ ઉપાધ્યાય તને અધ્યાપન માટે સંતોષપૂર્વક બોલાવે છે. હે પુત્ર! સત્વર ઉઠ, આ વખતે નિદ્રાવશ કેમ થયો છે ઉઠ.[૨૦] તને મૂકીને હું કદી ઘેર જવાનો નથી, હવે મારે જવાનું શું પ્રયોજન છે. કારણ કે તારા શિવાય મારું ઘર આજ શૂન્ય

मूलप्रिय त्वं चेन्नोत्तिष्ठसि ममाग्रतः ॥ २२ ॥ न मया चरितं
गर्ह्यं ब्रह्महत्याऽपि नो कृता ॥ केन कर्मविपाकेन पुत्रो मे
निधनं गतः ॥ २३ ॥ अहो धातः किमेतावत्फलं लब्धं त्वया
महत् ॥ लोचनं मम दीनस्य वृद्धस्याकृष्य निर्दय ॥ २४ ॥
निर्धनस्य धनं बालो दंपत्योरवलंबनम् ॥ हरतस्ते कथं लज्जा
जायते नहि कुत्रचित् ॥ २५ ॥ सर्वत्र सदयस्त्वं वै मयि
निर्दयतां गतः ॥ कथमित्यन्यथा भावो मम भाग्यवशादहो
॥ २६ ॥ कुत्राहं शोधयाम्यद्य पुत्रं प्रकृतिसुंदरम् ॥ द्रक्ष्ये
तवाननं कुत्र पुत्र चारुसुलोचनम् ॥२७॥ पर्जन्यः स्रवते वारि
सूते धान्यं वसुंधरा ॥ गिरयो रत्नजातानि मुक्तासारं पयो-

અરણ્ય તુલ્ય થશે.[૨૧] તેમ જ હું વનમાં પણ જવાનો નથી કારણ કે વનનાં ફળ મૂળ તને પ્રિય હોવાથી તું જ્યાં સૂધી ઉઠીને મારી પાછળ આવીશ નહિ ત્યાં સૂધી મારે વનમાં જવાનું શું પ્રયોજન છે.[૨૨] અહો !! મેં જન્મથી કાંઈ નિંદ્ય કર્મ આચરણ કર્યું નથી તથા બ્રહ્મહત્યા પણ કરી નથી, છતાં કયા કર્મવિપાકથી મારો પુત્ર મરણ પામ્યો.[૨૩] અહો બ્રહ્મદેવ ! આ વૃદ્ધપણામાં હું દીનનાં આ પુત્રરૂપી નેત્રને હરણ કરવામાં તને શું મહા ફળ પ્રાપ્ત થયું? એવો કેવો તું નિર્દય થયો.[૨૪] નિર્ધન પુરુષને એક જ બાલક જ્યારે ઉત્તમ હોય છે ત્યારે તે જ તેનું ધન હોય છે. અમે ઉભય દંપતીને અવલંબન કરનાર આ બાળકને હરણ કરવામાં તને કંઈ પણ લજ્જા ઉત્પન્ન થઈ નહિ. તારા જેવો નિર્લજ્જ મેં કહિ નથી જોયો.[૨૫] અરે દેવ ! તું સર્વત્ર સદય છતાં મારી બાબતમાં કેમ નિર્દય થયો. અહો ! મારા ભાગ્યે કરીને તારી આમ કેમ વિપરીત બુદ્ધિ થઇ.[૨૬] હું આવા સ્વાભાવિક સુંદર પુત્રને ક્યાં શોધું? હે પુત્ર ! તારું

**निधिः ॥ २८ ॥ न तं देशं मपश्यामि यत्र पुत्रं मृतं लभेत् ॥ यद्गात्रं तु समालिंग्य हृद्गतं तापमुत्सृजे ॥ २९ ॥ हे वत्स त्वं सकृद्वाचं श्रावयाशु दयां कुरु ॥ विलपत्यति ते माता कुररीव गतत्रपा ॥ ३० ॥ तां दृष्ट्वा तु कथं पुत्र दया नोत्पद्यते तव ॥ अननुज्ञाप्य पितरौ न कदाऽपि भवान्गतः ॥ ३१ ॥ आवामपृष्ट्वा किंदीर्घं मार्गं यातोऽसि पुत्रक ॥ वेदाध्ययनसद्वाणीं कस्य श्रोष्यामि सांप्रतम् ॥ ३२ ॥ त्वामनुस्मरतो वत्स कलवाक्यं मनोहरम् ॥ शतधा दीर्यते नोऽद्य ह्यायसं हृदयं मम ॥ ३३ ॥ मन्ये सुधन्यं किल कोशलेंद्रं यः काननं दाशरथौ प्रयाते ॥**

વિશાળ નેત્રયુક્ત મુખડું ક્યાં જોઉં ?[૨૭] પર્જન્યથી ઉદકની વૃષ્ટિ થાય છે અને પૃથ્વીથી ધાન્ય થાય છે, પર્વતથી અનેક પ્રકારનાં રત્ન થાય છે, તથા સમુદ્રથી ઉત્તમ પ્રકારનાં મોતી ઉત્પન્ન થાય છે.[૨૮] પરંતુ તેવો દેશ મને માલુમ પડતો નથી કે જે દેશમાં મૃત્યુ પામેલો પુત્ર ફરી પ્રાપ્ત થાય. તે એવી રીતે જેના અંગને આલિંગન કર્યાં છતાં હૃદ્ગત સર્વ તાપ નિવારણ થાય.[૨૯] હે વત્સ ! તું એકવાર પણ દયા કરીને મને મંજુલ વાક્ય સંભળાવ. અરે તારી માતા પણ નિર્લજ્જ થઇને ટીટોડીની પેઠે વિલાપ કરે છે.[૩૦] હે પુત્ર ! તેને જોતાં તને કાંઈ પણ દયા ઉત્પન્ન થતી નથી, અને અમો ઉભય માતપિતાને પૂછ્યા શિવાય તું આજ પર્યંત કંઈ પણ ગયો નથી.[૩૧] હે બાળક ! આજ કેમ અમને પૂછ્યા વિના દીર્ઘ માર્ગે ચાલ્યો ગયો. હવે અમે વેદાધ્યયનની ઉત્તમ વાણી કોની સાંભળીશું.[૩૨] હે વત્સ ! તારા મનોહર મધુર વાક્યનું વારંવાર સ્મરણ કરતાં મારું હૃદય શતધા ફાટી જાતું નથી, માટે આ મારું હૃદય લોહમય છે એમાં કંઈ સંશય નથી.[૩૩] મને એમ લાગે છે કૌશલેંદ્ર

दधार नोऽसून्सुततापदग्धो धिङ्मां सुतस्य प्रलयेऽप्यनष्टम्
॥ ३४ ॥ गोविंद विष्णो यदुनाथनाथ श्रीरुक्मिणीप्राणपते
मुरारे ॥ दीनानुकंपिन् भगवन्दयालो मां पाहि पुत्रानलताप-
तप्तम् ॥३५॥ देवाधिदेवाखिललोकनाथ गोपाल गोपीश रथांग-
पाणे ॥ कलिंगकन्याविषदोषहारिन्मां पाहि पुत्रानलतापतप्तम्
॥३६॥ वैकुंठ विष्णो नरकासुरारे चराचराधार भवाब्धिपोत ॥
ब्रह्मादिदे[illegible]पादपीठ मां पाहि पुत्रानलतापतप्तम् ॥ ३७ ॥
शठो मदन्यो भविता न कोऽपि यो देवकीसूनुवचो विलंघ्य ॥
पुत्रे दुराशां कृतवानभाग्यो लभेत कोऽदृष्टविनष्टवस्तु ॥ ३८ ॥

દશરથ રાજાને ધન્ય છે, જેના બન્ને રામ લક્ષ્મણ પુત્ર અરણ્યમાં જતાં જ તેણે પુત્રવિયોગના તાપથી દગ્ધ થઈ પ્રાણનો ત્યાગ કર્યો અને હું, પુત્ર મરણ પામ્યો તો પણ મૃત્યુ પામ્યો નહિ તેથી મને ધિક્કાર છે.[૩૪] હે ગોવિંદ ! હે વિષ્ણો ! હે યદુનાથ ! હે અનાથના નાથ ! હે રુકિમણી-પ્રાણવલ્લભ ! હે મુરારે ! હે દીનવત્સલ ! હે ભગવન્ ! હે દયાળુ ! હું પુત્ર વિરહાગ્નિએ કરીને તપ્ત થયો છું, મારું રક્ષણ કરો.[૩૫] હે દેવાધિદેવ ! હે સંપૂર્ણ લોકનાથ ! હે ગોપાલ ! હે ગોપીનાથ ! હે ચક્રપાણિ ! આપે કલિંગ રાજકન્યાના વિષદોષને હરણ કર્યો તેવી રીતે આ પુત્ર વિરહાગ્નિ-તપ્ત થયેલાનું રક્ષણ કરો.[૩૬] હે વૈકુંઠ વિષ્ણુ ! હે નરકાસુરારે ! આપ સંસારસમુદ્રથી તારવામાં નૌકારૂપ છો, સંપૂર્ણ ચરાચર વિશ્વના આધાર-ભૂત છો માટે બ્રહ્માદિ દેવ પણ તમારા ચરણનું વંદન કરે છે. હે ભગ-વન્ ! પુત્ર વિયોગાગ્નિના તાપથી મારું રક્ષણ કરો.[૩૭] હે ભગવન્ ! મારા જેવો વંચક અન્ય કોઈ થવાનો નથી, કેમકે મેં દેવકીનંદન શ્રીકૃષ્ણના

**इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायण-नारदसंवादे दृढधन्वोपाख्याने सुदेवविलापो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥**

વાક્યનું ઉલ્લંઘન કરીને પુત્ર વિષે દુરાશા કરી. એવા મારા જેવા કયા અભાગી પુરુષને દૈવગતિથી નષ્ટ થયેલી વસ્તુ મળે.[૩૮]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાખ્યાનમાં 'સુદેવ વિલાપ' એ નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત

---

## અધ્યાય ૧૮ મો

### સુદેવનો પુત્ર જીવતો થયો

**नारद उवाच ॥ दृढधन्वमहीपालं किमुवाच ततः परम् ॥ वाल्मीकिर्भगवान्साक्षात्तद्ब्रूस्व तपोनिधे ॥ १ ॥ श्रीनारायण उवाच ॥ दृढधन्वा स राजर्षिः श्रुत्वा प्राक्तनमात्मनः ॥ सविस्मयः समापृच्छद्वाल्मीकिं मुनिसत्तमम् ॥ २ ॥ दृढधन्वोवाच ॥ ब्रह्मंस्तव वचो रम्यं सुधाकल्पं नवं नवम् ॥ पीत्वा पीत्वा न तृप्तोऽस्मि भूयो वद ततः परम् ॥ ३ ॥ वाल्मीकिरुवाच ॥**

નારદ કહે છેઃ—હે તપોનિધે! તે પછી સાક્ષાત્ ભગવાન્ વાલ્મીકિ દૃઢધન્વા રાજા પ્રત્યે શું બોલ્યા? તે મને કહો.[૧] શ્રીનારાયણ કહે છેઃ— તે દૃઢધન્વા રાજર્ષિ એ પ્રકારે પોતાની પૂર્વજન્મકથા શ્રવણ કરીને આશ્ચર્યયુક્ત થઈ ફરી ઋષિશ્રેષ્ઠ વાલ્મીકિ પ્રત્યે પ્રશ્ન કરવા લાગ્યો.[૨] હે બ્રહ્મન્! તમારું અમૃતતુલ્ય રમણીય વાક્ય વારંવાર પ્રાશન કરતાં પણ મને તૃપ્તિ થતી નથી. માટે તે પછી શું થયું તે મને કહો.[૩]

**एवं विलपतस्तस्य विप्रस्य जगतीपते ॥ अकालजलदोऽभ्यागाद्गर्जयंश्च दिशो दश ॥ ४ ॥ ववौ वायुः खरस्पर्शः कंपयन्निव पर्वतान् ॥ बृहल्लसन्महाविद्युत्स्वनेनापूरयन् दिशः ॥ ५ ॥ यावन्मासं ववर्षैव मही पूर्णजलाऽभवत् ॥ नासौ विज्ञातवान् किंचित्पुत्रशोकाग्नितापितः ॥ ६ ॥ न पपौ बुभुजे नैव पुत्र पुत्र इति ब्रुवन् ॥ एवं विलपतस्तस्य मासो यो विगतस्तदा ॥७॥ श्रीकृष्णवल्लभो मासः सोऽभवत्पुरुषोत्तमः ॥ अजानतोऽपि तस्यासीत्पुरुषोमसेवनम् ॥ ८ ॥ तेनात्यंतं प्रसन्नः सन् प्रादुरासीद्धरिः स्वयम् ॥ नवीनजलदश्यामो वनमालाविभूषितः ॥ ९ ॥ प्रादुर्भूते जगन्नाथे विलीना घनराजयः ॥ ततो ददर्श**

વાલ્મીકિ કહે છેઃ–હે પૃથ્વીપતિ! એમ તે સુદેવ બ્રાહ્મણ વિલાપ કરતો હતો તેવામાં અકસ્માત્ દશે દિશા ગર્જાયમાન થઈ, વર્ષાઋતુ નહિ છતાં આકાશમધ્યે મેઘ પ્રાપ્ત થયો,[૪] અને પર્વત કંપાયમાન થશે કે શું? એવો તીક્ષ્ણ સ્પર્શ કરનારો વાયુ વાવા માંડ્યો, વિજળી ચારે બાજુ ગર્જનાએ કરીને સર્વ દિશાને પૂર્ણ કરવા લાગી.[૫] એ રીતે એક માસ પર્યંત પર્જન્યવૃષ્ટિ થવાથી પૃથ્વી જળથી પૂર્ણ થઈ પરંતુ તે પુત્ર શોકાગ્નિએ તપ્ત થયેલા સુદેવને કંઈ ખબર જ નથી.[૬] તે જળપાન કે ભોજન કંઈજ નહિ કરતાં પુત્ર, પુત્ર, એમ લાંબા સ્વરે આક્રોશયુક્ત વિલાપ કરતાં તેનો એક માસ ગયો.[૭] એ શ્રીકૃષ્ણનો પ્રિય પુરુષોત્તમ માસ હતો. તે માસના ધર્મની તેને બિલકુલ ખબર ન હતી તથાપિ તેને પુરુષોત્તમ માસની સેવાનું ફળ મળ્યું.[૮] તેથી શ્રીહરિ પ્રસન્ન થઈને સ્વયમેવ પ્રકટ થયા. નૂતન મેઘતુલ્ય શ્યામવર્ણ તથા વનમાળાવિભૂષિત,[૯] એવા જગન્નાથ પ્રકટ થતાં જ મેઘમંડળ અદશ્ય થઈ ગયું

विप्रोऽसौ श्रीकृष्णं पुरुषोत्तमम् ॥ १० ॥ सहसांकगतं पुत्रदेहं भुवि निधाय च ॥ सपत्नीको नमश्चक्रे दंडवच्छ्रीहरिं मुदा ॥ ११ ॥ बद्धांजलिपुटो भूत्वा संस्थितः श्रीहरेः पुरः ॥ श्रीकृष्ण एव शरणं ममास्त्विवाति विचिंतयन् ॥ १२ ॥ भगवानपि तुष्टः सन्पुरुषोत्तमसेवनात् ॥ अवोचन्मधुरां वाणीं बृहत्पीयूषवर्षिणीम् ॥ १३ ॥ श्रीहरिरुवाच ॥ भो भो सुदेव धन्योऽसि भाग्यवान्सांप्रतं भवान् ॥ त्वद्भाग्यं वर्णितुं को वा समर्थो भुवनत्रये ॥ १४ ॥ शृणु वत्स प्रवक्ष्येऽहं यत्ते भावि तपोधन ॥ द्वादशाब्दसहस्रायुः पुत्रस्ते भविता द्विज ॥ १५ ॥ अतः परं न संदेहस्तव पुत्रोद्भवे सुखे ॥ मयाऽद्य ते सुतो दत्तः प्रसन्नेन द्विजोत्तम ॥ १६ ॥ तव पुत्रसुखं दृष्ट्वा देवगंधर्व-

તે વખતે તે બ્રાહ્મણે શ્રીકૃષ્ણ પુરુષોત્તમને અવલોકન કરીને,[૧૦] તત્કાળ ખોળા ઉપરથી પુત્રદેહને ભૂમિ ઉપર મૂકીને પત્ની સહિત સંતોષપૂર્વક શ્રીહરિને દંડવત્ નમસ્કાર કર્યા.[૧૧] અને હાથ જોડી શ્રીહરિના સન્મુખ ઉભો રહીને શ્રીકૃષ્ણ જ મને આશ્રય હો, એવું મનમાં ચિંતન કરવા લાગ્યો.[૧૨] તે વેળા ભગવાન્ પણ તેના ઉપર પુરુષોત્તમની સેવાને લીધે બહુ સંતુષ્ટ થઇને અમૃતવૃષ્ટિતુલ્ય મધુર વાણીથી બોલવા લાગ્યા.[૧૩] હે સુદેવ! તુંને ધન્ય છે. હમણાં તું મોટો ભાગ્યવાન્ છે. તારા ભાગ્યનું વર્ણન કરવા માટે આ ત્રૈલોક્યમાં કોણ સમર્થ છે?[૧૪] હે વત્સ તપોધન! તારું ભવિષ્ય હું કહું છું તે સાંભળ. હે દ્વિજ! આ તારા પુત્રને બાર હજાર વર્ષ પર્યંતનું આયુષ્ય પ્રાપ્ત થશે.[૧૫] અને આ પુત્રથી તને નિઃસંશય સુખ પ્રાપ્ત થશે. કારણ હે દ્વિજોત્તમ! મેં પ્રસન્ન

**मानवाः ॥ सस्पृहास्ते भविष्यंति प्रसादान्मे द्विजोत्तम ॥१७॥ अत्र ते कथयिष्यामि इतिहासं पुरातनम् ॥ मार्कंडेयेन मुनिना पुरा प्रोक्तं रघुं नृपम् ॥ १८ ॥ पुरा मुनीश्वरः कश्चिद्धनुर्नामा महात्मनाः ॥ पश्यन्पुत्राधिनिर्दग्धान् लोकान् दीनमना अभूत् ॥ १९ ॥ अमरं पुत्रमन्विच्छंस्तपस्तेपे सुदारुणम् ॥ सहस्राब्दे गते काले देवास्तमब्रुवन्मुनिम् ॥ २० ॥ वरं वरय भद्रं ते यस्ते मनसि वांछितः ॥ प्रसन्नाः स्मो वयं सर्वे तीव्रेण तपसा तव ॥२१॥ श्रीनारायण उवाच ॥ इति देववचः श्रुत्वा सुतृप्तोऽमृतसन्निभम् ॥ वव्रे तपोधनः पुत्रममरं बुद्धिशालिनम् ॥ २२ ॥ तमूचुर्निर्जराः सर्वे नैवं भूतोऽस्ति भूतले ॥ पुनराह मुनिर्देवान्निमित्तायुर्भवत्विति ॥२३॥ सुराः प्रोचुर्निमित्तं किं वद सोऽप्य-**

થઈને તને આ પુત્ર આપ્યો છે.[१६] મારા પ્રસાદવડે આ તારા પુત્રનું સુખ જોઈને દેવ, ગંધર્વ, અને માણસ પણ તેવા સુખની ઈચ્છા કરશે.[१७] આ વિષયમાં તને એક પુરાતન ઇતિહાસ કહું છું. જે પૂર્વે માર્કંડેયમુનિએ રઘુરાયને કહ્યો હતો.[१८] પૂર્વે કોઈ એક ઉદાર મનનો ધનુર્નામા મુનીશ્વર હતો, તે સર્વ લોકને પુત્રના વ્યાધિથી અત્યંત સંતપ્ત થયેલા જોઈને દુઃખી થયો.[१९] તેથી તે પોતાને અમર પુત્ર થવાની ઈચ્છાથી મહા તીવ્ર તપ કરવા લાગ્યો. તેને એક હજાર વર્ષ થયા પછી તે મુનિ પ્રત્યે દેવ કહેવા લાગ્યા કે.[२०] તારા મનમાં જે ઈચ્છા હોય તે વર માગ તારું કલ્યાણ થાઓ. તારા તીવ્ર તપથી અમે પ્રસન્ન થયા છીએ.[२१] એવું દેવનું અમૃતતુલ્ય વાક્ય શ્રવણ કરીને તે તપોધન અત્યંત પ્રસન્ન થઈને વર માગવા લાગ્યો કે, મને મહા બુદ્ધિમાન્ અમર પુત્ર જોઈએ.[२२]

वदन्मुनिः ॥ असौ महान् गिरिर्यावत्तावदायुर्विधीयताम् ॥२४॥ एवमस्त्वति संपाद्य सेंद्रा देवा दिवं ययुः ॥ धनुःशर्मा सुतं लेभे कालेनाल्पेन तादृशम् ॥ २५ ॥ स पुत्रो वद्धे तस्य तारापतिरिवांबरे ॥ प्राप्ते तु षोडशे वर्षे पुत्रं प्राह मुनीश्वरः ॥ २६ ॥ हे वत्स मुनयः सर्वे नावज्ञेयाः कदाचन ॥ शिक्षितोऽपि तथा पुत्रः सोद्वेगानकरोन्मुनीन् ॥२७॥ निमित्तायुर्बलोन्मत्तो ब्राह्मणानवमन्यते ॥ कदाचिन्महिषो नाम मुनिः परमकोपनः ॥ २८ ॥ पूजयामास विधिना शालग्रामशिलां शुभाम् ॥ तदानीं स समागत्य तामादाय त्वरान्वितः ॥२९॥

એ સાંભળી સર્વ દેવ તેને કહેવા લાગ્યા કે, એવો પુત્ર આ ભૂલોકમાં થવો યોગ્ય નથી. ત્યારે તે મુનિ કહેવા લાગ્યા કે,[૨૩] જ્યારે અમર નહિ થાય, ત્યારે નિમિત્તાયુઃ ઠરાવીને પણ પુત્ર હોવો જોઇએ. દેવે કહ્યું કે, નિમિત્ત કેવી રીતે તે કહો. ત્યારે મુનિએ કહ્યું કે, આ મોટો પર્વત જ્યાં સુધી રહે ત્યાં સુધી તેનું આયુષ્ય રહે એવો પુત્ર આપો.[૨૪] બહુ સારું, એવો પુત્ર થશે. એવો વર આપીને તે ઇંદ્રાદિ દેવ સ્વર્ગમાં ગયા પછી તે ધનુઃશર્માને થોડે દિવસે તેવો જ પુત્ર થયો.[૨૫] પછી જેમ ચંદ્ર આકાશમાં વૃદ્ધિ પામે છે તે પ્રકારે તેનો પુત્ર વધતાં સોળ વર્ષની ઉમરનો થયો ત્યારે તે પુત્રને મુનીશ્વરે કહ્યું કે,[૨૬] હે વત્સ! તું સર્વ મુનિની કોઈ દિવસ પણ અવજ્ઞા કરીશ નહિ. એ પ્રકારે તેને શિખામણ આપી તો પણ તે પુત્ર મુનિને બહુ ત્રાસ આપવા લાગ્યો.[૨૭] કારણ કે તે નિમિત્તાયુઃ થયાથી બળવડે ઉન્મત્ત થઇને બ્રાહ્મણોનું અપમાન કરવા લાગ્યો. હવે મહિષ નામના મહા કોપિષ્ટ મુનિ હતા.[૨૮] તે પોતાના આશ્રમમાં ઉત્તમ શાલિગ્રામની પૂજા કરતા હતા. ત્યાં તે

**चिक्षेप निजचांचल्यात्कूपे पूर्णजले हसन् ॥ ततः क्रोधसमाविष्टः कालरुद्र इवापरः ॥ ३० ॥ शशाप धनुषः पुत्रमद्यैव म्रियतामयम् ॥ न मृतं पुत्रमालक्ष्य दध्यौ मनसि कारणम् ॥ ३१ ॥ निमित्तायुरयं देवैः कृतोऽयं धनुषः सुतः ॥ इति चिंतापरेणाशु निःश्वासः मकलीकृतः ॥ ३२ ॥ महिषा कोटिशो जातास्तैर्गिरिः शकली कृतः ॥ तदानीं गतिमापन्नो मुनिपुत्रोऽतिदुर्मदः ॥ ३३ ॥ धनुःशर्माऽति दुःखेन विललाप मुहुर्मुहुः ॥ विलप्य बहुधा विप्रो गृह्य पुत्रकलेवरम् ॥ ३४ ॥ प्रविवेश चितावह्निं पुत्रदुःखातिपीडितः ॥ एवं हठाप्तपुत्रा ये न सुखं यांति कुत्रचित् ॥ ३५ ॥ वैनतेयेन यो दत्तस्तनयोऽयं तपोधन ॥**

મુનિપુત્ર ગયો ને તેમના શાલિગ્રામને લઈને,[૨૯] જળથી પરિપૂર્ણ ભરેલા કુવામાં ચપળતાથી તેણે નાખી દીધા. તે વેળા તે મહિષ મુનિ કેવળ બીજા કાળરુદ્ર જ કોપાવિષ્ટ થઈને,[૩૦] 'આજે આ ધનુષ મુનિનો પુત્ર મરણ પામો' આ પ્રકારે શાપ દીધો પણ તે મૃત્યુ પામ્યો નહિ. એવું જોતાં તેનું કારણ શું એ જાણવાને તેમણે મનમાં વિચાર કર્યો.[૩૧] તો ધનુષ પુત્રનું દેવે નિમિત્તાયુઃ કરાવ્યું છે. એવું સમજી તે મુનિ ચિંતાતુર થઈને દીર્ઘ શ્વાસ મૂકવા લાગ્યા.[૩૨] તેથી કોટ્યવધિ મહિષ ઉત્પન્ન થઈને તે મહિષોએ પર્વતના ચૂરેચૂરા કરી નાંખ્યા. તે વેળા તે અત્યંત દુર્મદ મુનિપુત્ર મરણ પામ્યો.[૩૩] તે વેળા તે ધનુઃશર્મા મુનિ દુઃખે કરીને વારંવાર વિલાપ કરવા લાગ્યો. એ પ્રકારે ઘણો વિલાપ કરી તે બ્રાહ્મણે પુત્રનાં કલેવરને લઈને,[૩૪] પુત્ર દુઃખથી પીડિત થયેલો તત્કાળ તે કલેવર સહિત તેણે ચિતાગ્નિમધ્યે પ્રવેશ કર્યો. આ રીતે જે હઠથી પુત્ર સંપાદન કરે છે તે કંઈ પણ સુખ પામતા નથી.[૩૫] એ કારણથી

**तेन त्वं पुत्रवान् लोके स्पृहणीयो भविष्यसि ॥ ३६ ॥ पुरुषो-त्तममाहात्म्यात्प्रसन्नेन मयाऽनघ ॥ सुचिरं स्थापितोऽयं हि तनयः सुखदोऽस्तु ते ॥३७॥ गार्हस्त्यमतुलं भुक्त्वा सह पुत्रेण सर्वदा ॥ ततस्त्वं ब्रह्मणो लोकं गत्वा तत्र महत्सुखम् ॥३८॥ दिव्याब्दवर्षसाहस्रं भुक्त्वाऽऽगंतासि भूतले ॥ ततो राजा चक्रवर्ती भविष्यसि द्विजोत्तम ॥ ३९ ॥ दृढधन्वेति विख्यातः समृद्धबलवाहनः ॥ संवत्सराणामयुतं राज्यं भोक्ष्यसि पार्थिवम् ॥ ४० ॥ अव्याहतबलैश्वर्यमाखंडलपदाधिकम् ॥ गौतमीयं तवांगार्धहारिणी महिषी तदा ॥ ४१ ॥ पतिसेवारता-नित्यं नाम्ना च गुणसुंदरी ॥ चत्वारस्ते सुता भाव्या राज-नीतिविशारदाः ॥ ४२ ॥ कन्यैका च महाभागा सुशीला**

હે તપોધન સુદેવ! તને ગરુડે જે આ પુત્ર આપ્યો તેથી જ તું આ લોકમાં સર્વને અપેક્ષા કરવાને યોગ્ય એવો પુત્રવાન્ થઇશ.[૩૬] વળી હે નિષ્પાપ મુને! આ પુરુષોત્તમ માહાત્મ્યથી મેં પ્રસન્ન થઇને એને જ દીર્ઘાયુઃ કર્યો એ જ તને સુખદાયક થાઓ.[૩૭] આ પુત્ર સહવર્તમાન તું સર્વદા અનુપમ ગૃહસ્થાશ્રમનાં સુખ ભોગવીને પછી બ્રહ્મલોકમાં જઈ ત્યાં દિવ્ય સહસ્ર વર્ષ પર્યંત મહાસુખ ભોગવીને પછી હે દ્વિજોત્તમ! તું ભૂલોકમાં આવીને ચક્રવર્તી રાજા થઇશ.[૩૮-૩૯] તે એવી રીતે કે, ચતુરંગ સૈન્ય તથા ગજ, અશ્વાદિક વાહનથી સંપન્ન એવો 'દૃઢધન્વા' નામથી પ્રખ્યાત થઇને દશ સહસ્ર વર્ષ સુધી પૃથ્વીના રાજ્યનો ઉપભોગ કરીશ.[૪૦] અને અક્ષય બળ, ઐશ્વર્ય તથા અખંડ રાજપદ એ સર્વ કરતાં તને અધિક પ્રાપ્ત થશે. તેવી જ રીતે તે વખતે આ ગૌતમી અર્ધાંગના પટ્ટાભિષેક

सुवरानना ॥ भुक्त्वा भोगान्महाभाग सुरासुरसुदुर्लभान् ॥४३॥ कृतार्थोऽहं धरा पीठे इत्यज्ञानविमोहितः ॥ अतिदुस्तरसंसारविषयाकृष्टमानसः ॥ ४४ ॥ यदा विस्मरसे विष्णुं संसारार्णवतारकम् ॥ अयं ते तनयो विप्रः शुको भूत्वा तदा वने ॥ ४५ ॥ वटवृक्षं समाश्रित्य त्वामेवं बोधयिष्यति ॥ वैराग्योत्पादकं पद्यं पठन्नेव मुहुर्मुहुः ॥४६॥ श्रुत्वा वाक्यं शुकप्रोक्तं दुर्मना गृहमेष्यसि ॥ अथ चिंतार्णवे मग्नं त्यक्त्वा विषयजं सुखम् ॥४७॥ वाल्मीकिस्त्वां समागत्य बोधयिष्यति भूसुर ॥ तद्वाक्यच्छिन्नसंदेहस्त्यक्त्वा लिंगं हरेः पदम् ॥४८॥ गमिष्यसि सपत्नीकः पुनरावृत्तिवर्जि-

પત્ની,[૪૧] નિરંતર પતિસેવામાં તત્પર 'ગુણ સુંદરી' નામથી પ્રખ્યાત થશે અને તને નીતિશાસ્ત્રપ્રવીણ ચાર પુત્ર થશે.[૪૨] તથા મહા ભાગ્યશાળી સુંદર મુખવાળી એક સુશીલા કન્યા થશે. એવી રીતે હે મહા ભાગ્યવાન્! તું આ લોકમાં સુરાસુરને દુર્લભ ભોગ ભોગવીને,[૪૩] 'હું જ આ પૃથ્વી ઉપર કૃતાર્થ છું' આ રીતે અજ્ઞાનથી તું મોહિત થઇને અત્યંત દુસ્તર સંસાર સંબંધી વિષયમાં તારું મન આસક્ત રહેશે.[૪૪] જ્યારે સંસારરૂપી સમુદ્રથી તારનાર વિષ્ણુને તું ભૂલી જઇશ તે વેળા આ તારો પુત્ર શુક પક્ષી થઇને વનમધ્યે,[૪૫] વટવૃક્ષ ઉપર બેસીને તને વૈરાગ્ય ઉત્પન્ન થવા માટે એક જ શ્લોક ભણીને વારંવાર બોધ કરશે.[૪૬] તે પછી તે શુકનું વાક્ય શ્રવણ કરીને તું મનમાં ખિન્ન થઇને પોતાને ઘેર જઇશ. ને ચિંતારૂપી સમુદ્રમાં નિમગ્ન થઇને વિષયજન્ય સુખનો ત્યાગ કરીશ.[૪૭] તે સમયે હે બ્રાહ્મણ! વાલ્મીકિ આવીને તને બોધ કરશે. તે પછી તેમના વાક્યથી તું સંશય રહિત થઇને વાસનાત્મક

**तम् ॥ वदत्येवं महाविष्णौ समुत्तस्थौ द्विजात्मजः ॥ ४९ ॥ दंपती तौ सुतं दृष्ट्वा महानंदौ बभूवतुः ॥ सुराः सर्वेऽपि संतुष्टा ववर्षुः कुसुमाकरान् ॥ ५० ॥ ननाम शुकदेवोऽपि श्रीहरिं पितरौ च तौ ॥ गरुडोऽप्यतिसंहृष्टस्तं दृष्ट्वा ससुतं द्विजम् ॥ ५१ ॥ ब्राह्मणश्चकितो भूत्वा ननाम श्रीहरिं तदा ॥ बद्धांजलिपुटो विप्रः प्रोवाच जगदीश्वरम् ॥ ५२ ॥ हृदिस्थं संशयं छेत्तुं हर्षगद्गदया गिरा ॥ ५३ ॥ चत्वार्यब्दसहस्रमेवमनिशं तप्तं तपो दुष्करं ॥ तत्रागत्य वचस्त्वया निगदितं यन्मां हरे कर्कशम् ॥ हे वत्साद्य विलोकितं तव सुतो नैवास्ति नैवास्ति हि तद्वाक्यं व्यतिलंघ्य मे मृतसुतोत्थाने च हेतुं वद ॥ ५४ ॥**

લિંગ શરીરનો ત્યાગ કરીને શ્રીહરિને શરણે જઇશ.[૪૮] ને તે પછી તું ફરીથી જન્મ થવાનો નહિ એવા વૈકુંઠ લોકમાં પત્ની સહિત જઇશ. એવી રીતે વિષ્ણુ બોલ્યા તેટલામાં દ્વિજપુત્ર ઉઠ્યો.[૪૯] તે જીવંત થયેલા પુત્રને અવલોકન કરતાં જ તે ઉભય દંપતી મહા આનંદયુક્ત થયાં. તે વખતે સર્વ દેવ સંતુષ્ટ થઇને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.[૫૦] તે પછી શુકદેવે શ્રીહરિને તથા માતા પિતાને નમસ્કાર કર્યા, અને ગરુડ પુત્ર સહવર્ત્તમાન બ્રાહ્મણને જોઇને અતિ સંતુષ્ટ થયો.[૫૧] અને તે સુદેવ બ્રાહ્મણ ચકિત થઈ શ્રીહરિને નમસ્કાર કરી હાથ જોડીને જગદીશ્વરને પોતાના હૃદયનો સંશય છેદન કરવા માટે હર્ષયુક્ત ગદ્ગદિત વાણીથી બોલવા લાગ્યો.[૫૨–૫૩] હે હરે! પૂર્વે મેં ચાલીસ હજાર વર્ષ સુધી દુષ્કર તપ કર્યું તે વેળા ત્યાં આવીને તમે જે મને કર્કશ વાકય કહ્યાં હતાં કે, હે વત્સ! મેં સર્વત્ર અવલોકન કર્યું પરંતુ તારા ભાગ્યમાં પુત્ર

**इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणसंवादे सुदेवपुत्रजीवनं नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥**

નથી, પુત્ર નથી. તે વાક્યનું ઉલ્લંઘન કરી આજ મારા મૃત પુત્રને આપે ઉઠાડ્યો તેનું કારણ શું? તે મને કહો.[૫૪]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'સુદેવના પુત્રનું પુનર્જીવન' એ નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત

—✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲—

## અધ્યાય ૧૯ મો

### સુદેવ દૃઢધન્વા રાજા થયો

**सूत उवाच ॥ इति ब्रूवाणं प्राचीनं मुनिमाह तपस्विनः ॥ प्रीणयन्निव तद्वाचा नारदो मुनिसत्तमः ॥ १ ॥ किमुवाचो-तरं ब्रह्मन्सुदेवं तपसां निधिम् ॥ प्रसन्नो भगवान्विष्णुस्तन्मे ब्रूहि तपोनिधे ॥ २ ॥ श्रीनारायण उवाच ॥ इत्थमावेदितो विष्णुः सुदेवेन महात्मना ॥ प्रत्याह प्रीणयन्वाचा भगवान्भ-क्तवत्सलः ॥ ३ ॥ हरिरुवाच ॥ द्विजराज कृतं यत्ते नैतदन्यः करिष्यति ॥ न तद्वेत्ति भवान्नूनं येनाहं तुष्टिमाप्तवान् ॥ ४ ॥**

સૂત કહે છેઃ—હે તપસ્વી ઋષિઓ! એ પ્રકારે પ્રાચીન મુનિ નારાયણનું વાક્ય શ્રવણ કરીને નારદ મુનિ અત્યંત પ્રીતિયુક્ત ઉત્તમ વાણીથી ફરી તેમને પ્રશ્ન કરે છે કે,[૧] હે તપોનિધે બ્રહ્મન્! શ્રીભગવાન્ વિષ્ણુએ પ્રસન્ન થઇને પછી સુદેવ બ્રાહ્મણને શું કહ્યું? તે આપ મને કહો.[૨] શ્રીનારાયણ કહે છેઃ—એવી રીતે તે સુદેવે પૂર્વોક્ત પ્રકારે વિષ્ણુ પ્રત્યે કહેતાં જ તે ભક્તવત્સલ ભગવાને પ્રીતિપૂર્વક તેને ઉત્તર

**अयं मम प्रियो मासः प्रयातः पुरुषोत्तमः ॥ तत्सेवा ते समजनि शोकमग्नस्य सस्त्रियः ॥ ५ ॥ एकमप्युपवासं यः करोत्यस्मिंस्तपोनिधे ॥ असावनंतपापानि भस्मीकृत्य द्विजोत्तम ॥ ६ ॥ सुरयानं समारुह्य वैकुंठं याति मानवः ॥ मासमात्रं निराहारो ह्यकालजलदागमात् ॥ ७ ॥ त्रिषु कालेषु ते स्नानं संजातं प्रतिवासरम् ॥ अभ्रस्नानं त्वया लब्धं मासमात्रं तपोधन ॥ ८ ॥ उपवासाश्च ते जातास्तावन्मात्रमखंडिताः ॥ शोकसागरमग्नस्य पुरुषोत्तमसेवनम् ॥ अजानतोऽपि संजातं चेतनारहितस्य ते ॥ ९ ॥ त्वदीयसाधनस्यास्य प्रमाणं कः करिष्यति ॥ एकतः साधनान्येव वेदोक्तानि च यानि वै ॥ १० ॥**

આપ્યો કે,[3] હે દ્વિજરાજ! તેં જે કર્યું તેવું અન્ય કોઈથી પણ થનાર નથી અને તેથી હું સંતુષ્ટ થયો તે પણ તું જાણી શક્યો નહિ.[4] તે જાણવાનું શું? તેમ જો તું કહીશ તો હું કહું છું કે, આ અત્યંત પ્રિય પુરુષોત્તમ માસ જ્યારથી પ્રાપ્ત થયો તે વેળા તું સ્ત્રીસહિત શોકસાગરમાં નિમગ્ન થયો હતો તેથી તેનું સેવન તેં કર્યું.[5] હે તપોનિધિ! આ માસમાં જો કદી એક જ ઉપોષણ કરે તો તેના યોગે કરીને તેનાં અનંત પાપ ભસ્મ થઈ જાય છે,[6] ને તે માણસ વિમાનમાં બેસીને વૈકુંઠમાં જાય છે. છતાં તેં જ્યારે સંપૂર્ણ માસ નિરાહાર કર્યો અને પર્જન્ય વૃષ્ટિ જેમ જેમ થતી હતી તેમાં તેં પ્રતિદિવસે ત્રિકાળ સ્નાન કર્યું.[7] હે તપોધન! એ પ્રકારે તેં અભ્રસ્નાન પણ સંપાદન કર્યું તેથી માસ પર્યંત અખંડ સ્નાન ફળ પણ મળ્યું.[8] આવી રીતે તું શોકસાગરમાં ડૂબ્યો છતાં જ્યારે તારું ચિત્ત તારા સ્વાધીનમાં ન હતું તથા ચિત્તને ખબર ન પડતાં પુરુષોત્તમ માસનું ફળ અનાયાસે મળ્યું.[9] તે માટે

**तानि सर्वाणि संगृह्य ह्येकतः पुरुषोत्तमे ॥ तोलयामास देवानां संनिधौ चतुराननः ॥ ११ ॥ लघून्यन्यानि जातानि गुरुश्च पुरुषोत्तमः ॥ तस्माद्भूमिस्थितैर्लोकैः पूज्यते पुरुषोत्तमः ॥१२॥ पुरुषोत्तममासस्तु सर्वत्रास्ति तपोधन ॥ तथापि पृथिवीलोके पूजितः सफलो भवेत् ॥ १३ ॥ तस्मात्सर्वात्मना वत्स भवान्धन्योऽस्ति सांप्रतम् ॥ यदस्मिंस्तप्तवानुग्रं तपः परमदारुणम् ॥ १४ ॥ मानुषं जन्म संप्राप्य मासे श्रीपुरुषोत्तमे ॥ स्नानदानादिरहिता दरिद्रा जन्मजन्मनि ॥१५॥ तस्मात्सर्वात्मना सेव्यो मत्प्रियः पुरुषोत्तमः ॥ स मे वल्लभतां याति धन्यो भाग्ययुतो नरः ॥ १६ ॥ श्रीनारायण उवाच ॥ एवमुक्त्वा**

એ પ્રકારે તારાથી સાધન થયું તેની ગણના કોણ કરી શકે? કારણ કે અન્ય જેટલાં વેદોક્ત સાધન છે,[૧૦] તેટલાં સંપૂર્ણ એક તરફ તથા પુરુષોત્તમ માસનું સાધન એક તરફ મૂકીને પૂર્વે બ્રહ્મદેવે સર્વે દેવની સમક્ષ તુલના કરી.[૧૧] તે વેળા આ તરફનાં સર્વ સાધનો લઘુ થયાં અને પુરુષોત્તમ માસ અધિક થયો. માટે જ આ ભૂમિ ઉપર સર્વ લોક પુરુષોત્તમની પૂજા કરે છે.[૧૨] હે તપોધન! આ પુરુષોત્તમ માસ જો કે સર્વ પૃથ્વી ઉપર છે તથાપિ આ લોકમાં જે તેનું પૂજન કરશે તેને જ માત્ર સફળ થશે.[૧૩] માટે હે વત્સ! હમણાં તને સર્વ પ્રકારે ધન્ય છે કારણ કે તેં આ પુણ્ય માસમાં ઉગ્ર તપ કર્યું છે.[૧૪] જે મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા છતાં આ પુરુષોત્તમ માસમાં સ્નાનદાનાદિ કરતો નથી તે પ્રતિજન્મ દરિદ્ર રહે છે,[૧૫] તેથી મને પ્રિય એવા પુરુષોત્તમ માસનું અવશ્ય સેવન કરવું. એટલે તે માણસ મને અત્યંત પ્રિય અને ધન્ય ભાગ્યવાન્ થાય છે.[૧૬] શ્રીનારાયણ કહે છેઃ—હે નારદમુને! આ પ્રકારે જગદીશ્વર

**हरिः शीघ्रं जगाम जगदीश्वरः ॥ वैनतेयं समारुह्य वैकुंठ-ममलं मुने ॥१७॥ सपत्नीकः सुदेवोऽपि मुमुदेऽहर्निशं भृशम् ॥ मृतोत्थितं शुकं दृष्ट्वा पुरुषोमसेवनात् ॥ १८ ॥ अजानतो ममवासीत्पुरुषोत्तमसेवनम् ॥ तदेव सफलं जातं येन पुत्रो मृतोत्थितः ॥१९॥ अहो एतादृशो मासो नैव दृष्टः कदाचन ॥ इत्येवं विस्मयाविष्टस्तं मासं समपूजयत् ॥२०॥ तेन पुत्रेण मुमुदे सपत्नीको द्विजोत्तमः ॥ पितरं नंदयामास शुकदेवोऽपि सत्कृतैः ॥ २१ ॥ स्तुवन्मासं च विष्णुं च पूजयामास साद-रम् ॥ कर्ममार्गस्पृहां त्यक्त्वा भक्तिमार्गैकसस्पृहः ॥ २२ ॥ सर्वदुःखापहं मासं वरिष्ठं पुरुषोत्तमम् ॥ जपहोमादिभिस्तस्मिन्न-**

શ્રીહરિ સુદેવપર અનુગ્રહ કરીને ગરુડ ઉપર આરુઢ થઈ નિષ્કલંક વૈકુંઠ તરફ ગયા.[૧૭] પછી તે સુદેવ બ્રાહ્મણ પત્નીસહિત અહોરાત્રિ અત્યંત આનંદયુક્ત રહેવા લાગ્યો. કારણ કે, પુરુષોત્તમની સેવાથી મૃત્યુ પામેલો શુકપુત્ર જીવતો થયો તેને જોઈને[૧૮] તે કહેવા લાગ્યો:—મને ખબર પડી નહિ છતાં મેં પુરુષોત્તમ માસનું ફળ મેળવ્યું છે તેનું જ આ ફળ છે જેથી મારો મરણ પામેલો પુત્ર જીવતો થયો છે.[૧૯] ઓહોહો! આવો માસ મેં ક્યાંઈ પણ જોયો નથી. આ પ્રકારે તે વિસ્મય પામીને પુરુષોત્તમનું યથા રીતે પૂજન કરવા લાગ્યો.[૨૦] તેથી તેને પુત્રનો સંયોગ થયો ને તે બ્રાહ્મણ પત્નીસહિત સંતુષ્ટ થયો. તેમ જ શુકદેવ પણ અનેક પ્રકારે સત્કારપૂર્વક આનંદ આપતો હવો.[૨૧] એ પ્રકારે સુદેવ સર્વદા આનંદયુક્ત છતાં પુરુ-ષોત્તમ માસ તથા વિષ્ણુનું આદરસહવર્તમાન પૂજન કરવા લાગ્યો ને કર્મ-માર્ગની આશા છોડીને કેવળ ભક્તિમાર્ગની ઇચ્છા કરવા લાગ્યો.[૨૨] કારણ કે સર્વ દુઃખનાશક એવો આ પુરુષોત્તમ માસ વરિષ્ઠ હોવાથી તે માસમાં તે

भजन्श्रीहरिं स्त्रिया ॥ २३ ॥ भुक्त्वाऽथ विषयान्सर्वान्सहस्राब्दमहर्निशम् ॥ जगाम परमं लोकं सपत्नीको द्विजोत्तमः ॥ २४ ॥ योगिनामपि दुष्प्रापं याजकानां तु तत्कुतः ॥ यत्र गत्वा न शोचंति वसंतो हरिसन्निधौ ॥ २५ ॥ तत्रत्यं सुखमासाद्य सपत्नीको भुवं गतः ॥ स एव दृढधन्वा त्वं प्रथितः पृथिवीपतिः ॥ २६ ॥ पुरुषोत्तममासस्य सेवनात्सकलर्द्धिभाक् ॥ महिषीयं पुरा राजन्गौतमी पतिदेवता ॥ २७ ॥ एतत्ते सर्वमाख्यातं पृष्टवानसि यन्मम ॥ शुकस्तु तव भूपाल पूर्वजन्मनि यः सुतः ॥ २८ ॥ शुकदेव इति ख्यातो हरिणायोऽनुजीवितः ॥ द्वादशाब्दसहस्रायुर्भुक्त्वा वैकुंठमेयिवान्

સ્ત્રીસહિત જપહોમાદિકવડે શ્રીહરિને ભજવા લાગ્યો.[૨૩] અને સહસ્રાવધિ વર્ષપર્યંત અનેક પ્રકારના સર્વ વિષયનો ઉપભોગ કરીને તે સુદેવ પત્ની સાથે વૈકુંઠ લોકમાં ગયો.[૨૪] જે લોક યોગી પુરુષને પણ મળવો અશક્ય છે તો યજ્ઞાદિ કર્મ કરનારાને ક્યાંથી પ્રાપ્ત થાય, કેમકે જે લોકમાં સાક્ષાત્ હરિનું સન્નિધાન (પાસનું સ્થાન) પ્રાપ્ત થાય છે છતાં ત્યાં જવાથી કોને શોક થવાનો છે?[૨૫] એવા ઉત્તમ લોકથી સુખ ભોગવીને પત્નીસહિત ફરી પૃથ્વી ઉપર આવ્યો. તે જ તું 'દૃઢધન્વા' નામનો પૃથ્વીપતિ પ્રખ્યાત થયો છું,[૨૬] અને હે રાજન્! આ સંપૂર્ણ ઐશ્વર્યસમૃદ્ધિ તને પ્રાપ્ત થઈ, તે પુરુષોત્તમના સેવનથી જ. તે જ પ્રકારે જે પૂર્વે 'ગૌતમી' નામે પતિવ્રતા સ્ત્રી હતી તે જ આ તારી પટ્ટાભિષેક સ્ત્રી થઈ છે.[૨૭] હે ભૂપાલ! તેં મને જે પૂછ્યું હતું તે સર્વ મેં તને કહ્યું અને આ શુક, કે જે તારો પૂર્વજન્મે પુત્ર હતો.[૨૮] તે જ આ જન્મમાં 'શુકદેવ' નામથી પ્રખ્યાત થઈને (હરિએ જીવતો કર્યો) તેથી આ બાર હજાર વર્ષપર્યંત આયુષ્ય

॥ २९ ॥ स एवारण्यसरसि वटवृक्षं सामश्रितः ॥ त्वामेवागतमालोक्य पितरं पूर्वजन्मनः ॥ ३० ॥ हितानामुपदेष्टारं प्रत्यक्षं दैवतं मम ॥ संसारसागरे मग्नं विषयव्यालदूषिते ॥ ३१ ॥ अत्यंतकृपयाविष्टश्चिंतयामास कीरजः ॥ न बोधयामि चेद्रूपं ममापि बंधनं भवेत् ॥ ३२ ॥ पुन्नाम्नो नरकाद्यस्तु त्रायते पितरं सुतः ॥ इति श्रुत्यर्थबोधोऽपि स्यादेवाद्यान्यथा मम ॥ ३३ ॥ तस्मादुपकरिष्यामि पितरं पूर्वजन्मनः ॥ अवधार्य वचश्चेत्थं कीरजोऽजीगदन्नृप ॥ ३४ ॥ इत्येतत्कथितं सर्वं यद्यत्पृष्टं त्वयाऽनघ ॥ अतः परं गमिष्यामि सरयूं पापनाशिनीम् ॥ ३५ ॥ श्रीनारायण उवाच ॥ इत्येवं प्रथमजनुश्चरित्रमुक्त्वा

ભોગવી પછી વૈકુંઠ લોકમાં જશે.[૨૯] અને વળી અરણ્યમાં સરોવરના તટે વટવૃક્ષ ઉપર હતો તે જ આ છે. તેણે તને આવેલો જોતાં જ આ મારો પૂર્વજન્મનો પિતા છે એમ તને ઓળખીને[૩૦] તેણે મનમાં વિચાર કર્યો કે, મને હિતોપદેશ કરનારા આ મારું પ્રત્યક્ષ દૈવત છતાં વિષયરૂપી સર્પથી દૂષિત થયેલા સંસાર સાગરમાં બુડેલા છે.[૩૧] એવું જાણીને કૃપાયુક્ત થઈ શુકપક્ષી થઇને વિચાર કરવા લાગ્યો કે, જો હું એને બોધ ન કરું તો મને પણ બંધન પ્રાપ્ત થશે.[૩૨] કારણ કે, જે પિતાને પુન્નામક નરકથી તારે છે તેનેજ પુત્ર કહેવો. એવો શ્રુતિબોધાર્થ છે તે આજે વ્યર્થ થશે.[૩૩] માટે આ મારો પૂર્વજન્મનો પિતા છે તેના ઉપર મારે ઉપકાર કરવો જોઇએ. એવો મનમાં નિશ્ચય કરીને હે રાજન્! તેણે શુકપક્ષીરૂપે તને ઉપદેશ કર્યો.[૩૪] હે નિર્દોષ રાજા! જે પ્રકારે જે જે તેં મને પ્રશ્ન પૂછ્યા છે તે સર્વ મેં તને કહ્યા હવે અહિંથી હું પાપને નાશ કરનારી સરયૂ નદી તરફ જાઉં છું.[૩૫] શ્રીનારાયણ કહે છે:-

**भूपस्य प्रथितयशस्विनश्चिराय ॥ गच्छंतंमुनिमनुनीय राजराजः प्रावोचात्किमपि नमन्नगण्यपुण्यः ॥ ३६ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे वाल्मीकिनोक्तदृढधन्वोपाख्याने पुरुषोत्तममाहात्म्यकथनं नामैकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥**

આ પ્રકારે પ્રખ્યાત કીર્તિમાન્ દૃઢધન્વા રાજાનું પૂર્વજન્મના ચરિત્રનું વર્ણન કરીને બહુ દિવસે તે વાલ્મીકિ મુનિ જવા લાગ્યા, તે વેળા તે અગણિત પુણ્યસંપન્ન રાજાએ મુનિનો ઉત્તમ સત્કાર કરીને તેમને નમસ્કાર કર્યો. પરંતુ તેનાથી મુનિ પ્રત્યે કંઈ ભાષણ થઈ શક્યું નહિ એમ તે વખતે રાજા ગદ્ગદકંઠ થઈ ગયો.[૩૬]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાખ્યાનમાં 'પુરુષોત્તમ માહાત્મ્યકથન' એ નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત

## અધ્યાય ૨૦ મો

### દૃઢધન્વાએ પૂછેલો વ્રત-વિધિ

**सूत उवाच ॥ नारायणमुखाच्छ्रुत्वा प्राक्तनं दृढधन्वनः ॥ नातितृप्तमना विप्रा नारदः पृष्टवान् मुनिम् ॥ १ ॥ नारद उवाच ॥ किमुवाच महाराजो वाल्मीकिं मुनिसत्तम ॥ तन्मे वद विनीताय तपोधन सुविस्तरम् ॥ श्रीनारायण उवाच ॥**

સૂત કહે છે, હે ઋષિયો ! એમ પૂર્વોક્ત પ્રકારે દૃઢધન્વાનું ચરિત્ર સાંભળીને નારદ અત્યંત તૃપ્ત ન થતાં ફરી આદિમુનિને પ્રશ્ન કરવા લાગ્યા.[૧] હે તપોધન ! તે મહારાજા દૃઢધન્વા વાલ્મીકિમુનિ પ્રત્યે ફરી શું બોલ્યો ! તે મને નમ્રને સવિસ્તર કહી બતાવો.[૨] શ્રીનારાયણ કહે છે.

શૃણુ નારદ વક્ષ્યેऽहं યदुक्तं दृढधन्वना ॥ अनुनीय महाप्राज्ञं वाल्मीकिं मुनिसत्तमम् ॥ ३ ॥ दृढधन्वोवाच ॥ पुरुषोत्तम-मासोऽयं कथं कार्यो मुमुक्षुभिः ॥ कीदृशी कस्य पूजा च किं दानं को विधिर्मुने ॥ ४ ॥ एतत्सर्वं ममाचक्ष्व सर्वलोकहिताय मे ॥ सर्वलोकहितार्थाय चरंति हि भवादृशाः ॥ ५ ॥ असौ मासः स्वयं साक्षाद्भगवान्पुरुषोत्तमः ॥ तस्मिन्कृते महत्पुण्यं त्वन्मुखात्संश्रुतं मया ॥६॥ पूर्वजन्मन्यहं भूत्वा सुदेवो ब्राह्म-णोत्तमः ॥ विधिना कृतवान् मासं दृष्ट्वा पुत्रं मृतोत्थितम् ॥७॥ अजानतोऽपि मे ब्रह्मन्पुत्रशोकादचेतसः ॥ निराहारस्य सततं गतश्च पुरुषोत्तमः ॥ ८ ॥ तस्याप्येतत्फलं जातं शुकदेवो

હે નારદ! તે દૃઢધન્વાએ જે ભાષણ કર્યું તે હું કહું છું તે તું સાંભળ. તે દૃઢધન્વાએ નમ્ર થઇને તે મહાજ્ઞાનસંપન્ન વાલ્મીકિ મુનિને એવો પ્રશ્ન કર્યો કે,[૩] હે મુને! મોક્ષની ઇચ્છાવાળા પુરુષે આ પુરુષોત્તમમાસનું વ્રત કેવી રીતે કરવું અથવા આ માસમાં કયા દેવની પૂજા કરવી તથા કયા પ્રકારનું દાન કરવું તથા તે પણ કયા પ્રકારના વિધિથી કરવું.[૪] એ સર્વ લોકહિતાર્થે સંકલ્પપૂર્વક મને કહો. કારણ કે આપના સરખા સત્પુરુષ સર્વદા સર્વ લોકના હિતને માટે જ સંચાર કરે છે.[૫] આ માસ, સાક્ષાત્ સ્વયમેવ ભગવાન્ પુરુષોત્તમરૂપ જ હોવાથી, તેમાં કિંચિત્ સાધન કરવાથી મહત્પુણ્ય પ્રાપ્ત થાય છે, એવું આપના મુખથી મેં સાંભળ્યું છે.[૬] હું પૂર્વજન્મમાં સુદેવ બ્રાહ્મણ છતાં મરણ પામેલા પુત્રને જીવતો થયેલો જોયો તો કયા વિધિવડે મેં તે માસનું વ્રત કર્યું.[૭] કારણ, હે બ્રહ્મન્, જે વેળા હું પુત્રશોકથી ભ્રાંત-ચિત્ત હતો, તે વેળા સતત નિરાહાર કરતાં અજાણપણામાં પુરુષોત્તમ માસ ગયો.[૮] તેનું જ આ ફળ મળ્યું કે, શુકદેવપુત્ર મરણ પામેલો છતાં

मृतोत्थितः ॥ अनुभूतमिमं मासं संसेवे हरिणोदितः ॥ ९ ॥ इह जन्मनि तत्सर्वं विस्मृतं मे तपोधन ॥ एतत्पूजाविधानं मे वद विस्तरतः पुनः ॥ १० ॥ वाल्मीकिरुवाच ॥ ब्राह्मे मुहूर्ते चोत्थाय परं ब्रह्म विचिंतयेत् ॥ ततो व्रजेन्नैर्ऋताशां बृहत्सोदकभाजनः ॥ ११ ॥ ग्रामाद् दूरतरं गच्छेत्पुरुषोत्तमसेवकः ॥ दिवा संध्यासु कर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः ॥ १२ ॥ अंतर्धाय तृणैर्भूमिं शिरः प्रावृत्य वाससा ॥ वस्त्रं नियम्य यत्नेन नो ष्ठीवेन्नोच्छ्वसेदपि ॥ १३ ॥ कुर्यान्मूत्रपुरीषं च रात्रौ चेद्दक्षिणामुखः ॥ गृहीताशिश्नश्चोत्थाय गृहीतशुचिमृत्तिकः ॥ १४ ॥ गंधलेपक्षयकरं कुर्याच्छौचमतंद्रितः ॥ एका लिंगे गुदे पंच

ફરી જીવતો થયો. પછી શ્રીહરિએ ઉપદેશ કર્યો, તેથી આ માસનો અનુભવ થયો.[९] પરંતુ હે તપોધન ! આ જન્મમાં તે હું ભૂલી ગયો છું, તેથી વિસ્તારપૂર્વક પૂજાનું વિધાન મને ફરીથી કહો.[१०] વાલ્મીકિ કહે છે:– બ્રાહ્મઘટિકામાં ઉઠી પરબ્રહ્મનું ચિંતન કરવું. પછી મોટું પાણીનું પાત્ર લઇને નૈર્ઋત્ય દિશાએ જવું.[११] આ પ્રમાણે પુરુષોત્તમના સેવકોએ ગામની બહાર દૂર જઈ દિવસે વા સાયંકાળે કાન ઉપર યજ્ઞોપવીત ધારણ કરી ઉત્તર દિશાએ મુખ કરી બેસવું.[१२] તે એવી રીતે કે, સુકાયેલું તૃણ પૃથ્વી ઉપર આચ્છાદન કરી, મસ્તક ઉપર વસ્ત્ર ઢાંકી, મુખ ઉપર આચ્છાદન કરી યત્નપૂર્વક મૌન ધારણ કરવું, થુકવું નહિ, તેમ શ્વાસ પણ ખેંચવો નહિ.[१३] એ પ્રકારે રાત્રે દક્ષિણાભિમુખે રહીને મળવિસર્જન કરવું. પછી શિશ્ન ગ્રહણ કરીને ઉઠીને શુદ્ધસ્થળની મૃત્તિકા ગ્રહણ કરવી.[१४] પછી તે મૃત્તિકાથી દુર્ગંધનો નાશ કરવા સારુ આળસ ન કરતાં શૌચ કરવું. તે એવી રીતે કે, શિશ્નને એકવાર, ગુદાને પાંચવાર, વામહાથે ત્રણ

**त्रिर्वामे दश चोभयोः ॥ १५ ॥ द्विसप्त पादयोश्चैव गार्हस्थ्यं शौचमुच्यते ॥ कृत्वा शौचं तु प्रक्षाल्य पादौ हस्तौ च मृज्जलैः ॥ १६ ॥ तीर्थे शौचं न कुर्वीत कुर्वीतोद्धृतवारिणा ॥ अरत्निद्वयसंचारि त्यक्त्वा कुर्यादनुद्धृते ॥१७॥ पश्चात्तच्छोधयेत्तीर्थमशुद्धमन्यथा हि तत्॥ एवं शौचं प्रकुर्वीत पुरुषोत्तमसद्व्रती॥१८॥ ततः षोडश गंडूषान्प्रकुर्याद्द्वादशैव वा ॥ मूत्रोत्सर्गे तु गंडूषानष्टौ वा चतुरो गृही ॥ १९ ॥ उत्थाय नेत्रे प्रक्षाल्य दंतकाष्ठं समाहरेत् ॥ इमं मंत्रं समुच्चार्य दंतधावनमाचरेत् ॥ २० ॥ आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च ॥ ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥२१॥ अपामार्गं बादरं वा द्वादशां-**

વખત, બે હાથે દસવાર.[૧૫] તથા બે પગે સાત સાત વાર, એ પ્રકારે મૃત્તિકા લઈને પ્રક્ષાલન કરવું. આ પ્રકારે શૌચવિધિ ગૃહસ્થને માટે છે. એ પ્રકારે શૌચ કરીને પાણીવડે ફરીથી હાથપગનું પ્રક્ષાલન કરવું.[૧૬] તીર્થોદકમાં ગુદપ્રક્ષાલન કરવું નહિ, પણ તેમાંથી પાત્રવડે પાણી લઈને અન્યસ્થળે શૌચ કરવું તથા જ્યાં પાણીનો બે હાથ પહોળાઈનો પ્રવાહ હોય તેનો પણ ત્યાગ કરવો. એથી ન્યૂનપ્રવાહથી ઉદક પ્રક્ષાલન કરવાને હરકત નથી.[૧૭] તથાપિ તે પ્રવાહનો શોધ કરીને જો કે તે તીર્થોદક હશે કિંવા સર્વથા અશુદ્ધ હશે તો તે વર્જ્ય કરી બીજા સાધારણ પાણીમાં પ્રક્ષાલન કરવું. આ પ્રકારે શૌચવિધિ કરવો. તેમાં પુરુષોત્તમ માસ પ્રયુક્ત ઉત્તમ વ્રત કરનારને તો તે વિધિ અવશ્ય કરવો જોઈએ.[૧૮] ત્યાર પછી સોળ કિંવા ચાર કોગળા કરવા. ગૃહસ્થે મૂત્રોત્સર્ગ કરીને આઠ કિંવા ચાર કોગળા કરવા.[૧૯] પછી નેત્રપ્રક્ષાલન કરીને ત્યાંથી ઉઠીને દંતધાવનાર્થે કાષ્ઠ લાવવું. પછી આ પ્રમાણે મંત્રો-

गुल्मव्रणम् ॥ कनिष्ठांगुलिवत्स्थूलं पूर्वार्द्धे कृतकूर्चकम् ॥२२॥
शुचिर्द्वादशगंडूषैर्निषिद्धं भानुवासरे ॥ आचम्य प्रयतः सम्यक्
प्रातःस्नानं समाचरेत् ॥२३॥ स्नानादनंतरं तावत्तर्पयेत्तीर्थ-
देवताः ॥ समुद्रगानदीस्नानमुत्तमं परिकीर्तितम् ॥२४॥
वापीकूपतडागेषु मध्यमं कथितं बुधैः ॥ गृहे स्नानं तु सामान्यं
गृहस्थस्य प्रकीर्तितम् ॥२५॥ ततश्च वाससी शुद्धे शुक्ले च
परिधाय च ॥ उत्तरीयं सदा धार्यं ब्राह्मणेन विजानता ॥२६॥
उपविश्य शुचौ देशे प्राङ्मुखो वा उदङ्मुखः ॥ भूत्वा बद्ध-
शिखः कुर्याद्दंतजानुभुजद्वयम् ॥२७॥ सपवित्रेण हस्तेन

ચ્ચાર કરીને દાતણ કરવું;[૨૦] કે હે વનસ્પતે! મને આયુષ્ય, બળ, તેજ, સંપત્તિ, પશુ, દ્રવ્ય, બ્રહ્મજ્ઞાન તથા સુબુદ્ધિ એ સર્વ તું આપ.[૨૧] દાતણનું કાષ્ઠ અઘાડાનું કિંવા બોરડીનું બાર આંગળ લાંબું છિદ્રરહિત કનિષ્ઠિકા આંગળી પ્રમાણે સ્થૂલ હોવું જોઇએ તથા તેના અર્ધ પર્વ ભાગનો કૂચો કરવો.[૨૨] એવા કાષ્ઠ (દાતણ)થી નિત્ય દંતધાવન કરવું. તેમાં રવિવારે કાષ્ઠથી દંતધાવન નિષિદ્ધ હોવાથી, તે દિવસે તન્નિમિત્ત કોગળા કરવા. પછી આચમન કરી પવિત્ર થઈ યથાવિધિ સ્નાન કરવું.[૨૩] સ્નાન થયા પછી સ્નાનાંગભૂત તીર્થ દેવતાનું તર્પણ કરવું. તેમાં સમુદ્ર-ગામિની નદીનું સ્નાન ઉત્તમ છે.[૨૪] વાપી, કૂપ, તથા તળાવમાં સ્નાન કરવું એ મધ્યમ છે, એમ જ્ઞાની પુરુષો કહે છે તથા ઘરમાં ગૃહસ્થ માણસે સ્નાન કરવું એ સામાન્ય છે.[૨૫] એ પ્રકારે સ્નાન થયા પછી એક શુદ્ધ ધોળું વસ્ત્ર પહેરવું તથા બીજું વસ્ત્ર અંગ ઉપર ધારણ કરવું. કારણ, વિશેષ ધર્મ જાણનારા બ્રાહ્મણે તો ઉત્તરીય વસ્ત્ર નિરંતર ધારણ કરવું.[૨૬] પછી શુદ્ધ જગ્યાએ પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે બેસી

**कुर्यादाचमनक्रियाम् ॥ नोच्छिष्टं तत्पवित्रं तु भुक्त्वोच्छिष्टं तु वर्जयेत् ॥ २८ ॥ आचम्य तिलकं कुर्याद्गोपीचंदनमृत्स्नया ॥ ऊर्ध्वपुंड्रं ऋजुं सौम्यं दंडाकारं प्रकल्पयेत् ॥ २९ ॥ ऊर्ध्वपुंड्रं त्रिपुंड्रं वा मध्ये छिद्रं प्रकल्पयेत् ॥ निवसत्यूर्ध्वपुंड्रे तु श्रिया सह हरिः स्वयम् ॥ ३० ॥ त्रिपुंड्रे धूर्जटिः साक्षादुमया सह सर्वदा ॥ विना छिद्रं तु तत्पुंड्रं शुनः पादसमं विदुः ॥ ३१ ॥ श्वेतं ज्ञानकरं प्रोक्तं रक्तं वश्यकरं नृणाम् ॥ पीतं सर्वर्द्धिदं प्रोक्तमन्यत्तु परिवर्जयेत् ॥ ३२ ॥ शंखचक्रादिकं धार्यं गोपीचंदनमृत्स्नया ॥ सर्वपापक्षयकरं पूजांगं परिकीर्तितम्**

શિખાબંધન કરવું. પછી બે હાથ ઢીંચણ મધ્યે રાખીને,[૨૭] દર્ભની પવિત્રીથી યુક્ત એવા પવિત્ર હાથથી આચમન કરવું. પવિત્રી રાખ્યાથી તે ઉચ્છિષ્ટ થતી નથી, માટે તે જ પ્રતિદિવસે ધારણ કરવી. કેવલ ભોજન કરવામાં તેનો ત્યાગ કરવો.[૨૮] એ પ્રકારે આચમન કરી ગોપીચંદન મૃત્તિકાવડે તિલક કરવું. તે એવી રીતે કે, સરલ, સૌમ્ય તથા દંડાકાર એવું ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવું.[૨૯] તેમાં ઉર્ધ્વપુંડ્ર હો કિંવા ત્રિપુંડ્ર હો, તેના મધ્યભાગે સરલ છિદ્ર કરવું. તે ઉર્ધ્વપુંડ્રમાં લક્ષ્મી સહિત શ્રીહરિ સ્વયમેવ વાસ કરે છે.[૩૦] અને ત્રિપુંડ્રમધ્યે પાર્વતી સહિત સાક્ષાત્ મહાદેવ સર્વદા વાસ કરે છે. પણ છિદ્રરહિત જે પુંડ્ર તેને શ્વાનપાદ સમાન જાણવું એમ ઋષિ કહે છે. માટે સચ્છિદ્ર પુંડ્ર હોવું જોઇએ.[૩૧] હવે ગોપીચંદનનું વર્ણપરત્વે ફલ કહું છું—શ્વેતવર્ણ જ્ઞાનકારક, રક્તવર્ણ માણસને વશ્યકારક અને પીતવર્ણ સમૃદ્ધિદાયક કહેવાય છે. તે શિવાય બીજી જાત હોય તેનો ત્યાગ કરવો.[૩૨] એ પ્રકારે તિલક થયા પછી તે ગોપીચંદનથી જ શંખચક્રાદિ ધારણ કરવાં. કારણ કે, એ મુદ્રા ધારણ કર-

**॥ ३३ ॥ शंखचक्रादिचिह्नानि दृश्यंते यस्य विग्रहे ॥ मर्त्यो मर्त्यो न विज्ञेयः स नित्यं भगवत्तनुः ॥ ३४ ॥ पापं सुकृतरूपं तु जायते तस्य देहिनः ॥ शंखचक्रादिचिह्नानि यो धारयति नित्यशः ॥ ३५ ॥ नारायणायुधैर्नित्यं चिह्नितो यस्य विग्रहः ॥ पापकोटियुतस्यापि तस्य किं कुरुते यमः ॥ ३६ ॥ प्राणायामं ततः कृत्वा संध्यावंदनमाचरेत् ॥ पूर्वसंध्यां सनक्षत्रामुपासीत यथाविधि ॥ ३७ ॥ गायत्रीमभ्यसेत्तावद्यावदादित्यदर्शनम् ॥ सावित्रैरनघैर्मन्त्रैरुपस्थाय कृतांजलिः ॥३८॥ आत्मपादौ तथा भूमौ संध्याकालेऽभिवादयेत् ॥ यस्य स्मृत्येति**

વાથી સર્વ પાપનો નાશ થાય છે અને તે પૂજાનું અંગ છે.[૩૩] માટે જેના શરીર ઉપર શંખચક્રાદિ ચિહ્ન દેખાય છે, તે મનુષ્ય નથી પણ તે સાક્ષાત્ ભગવાનનું શરીર જ છે, એમ જાણવું.[૩૪] માટે એવાં ચિહ્ન જે નિરંતર ધારણ કરે છે, તેના દેહમાં જે પાપ છે તે પુણ્યરૂપ થઈ જાય છે તો પછી પુણ્યનું ફલ શું કહેવું?[૩૫] માટે એવા શંખચક્રાદિ નારાયણના આયુધથી જેનું શરીર સર્વદા અલંકૃત છે, તે કોટિ પાપયુક્ત છતાં તેને યમ શું કરનાર છે?[૩૬] એ પ્રમાણે મુદ્રા થયા પછી પ્રાણાયામ કરી સંધ્યાવંદન કરવું. તેમાં પ્રાતઃસંધ્યા નક્ષત્ર [તારા] છતાં કરવી[૩૭] અને સૂર્યનું દર્શન થાય ત્યાં સુધી ગાયત્રી મંત્રજપ કરીને સૂર્યોદય થતાં જ હાથ જોડી નિર્દોષ સાવિત્રીમંત્રથી સૂર્યનું ઉપસ્થાન કરવું.[૩૮] અને સંધ્યાસમયે પરમાત્માનાં ચરણસ્થાનભૂત ભૂમિને નમસ્કાર કરીને 'यस्य स्मृत्या च नामोक्त्या' એટલે જેના સ્મરણથી, તથા નામોચ્ચારથી, તપ તથા સંધ્યાદિક કર્મમાં જે ન્યૂન થયું હશે, તે સર્વ પૂર્ણ થાય છે એમ જાણી તે અચ્યુતનું સ્મરણ તથા નામકીર્ત્તન કરીને સર્વ પૂર્ણ કરવું.[૩૯] જે બ્રાહ્મણ વિધિપૂર્વક

मन्त्रेण यदूनं परिपूरयेत् ॥ ३९ ॥ यस्तु संध्यामुपासीत श्रद्धया विधिवद्विजः ॥ न तस्य किंचिद् दुष्प्रापं त्रिषु लोकेषु विद्यते ॥ ४० ॥ दिवसस्यादिमे भागे कृत्यमेतदुदीरितम् ॥ एवं कृत्वा क्रियां नित्यां हरिपूजां समाचरेत् ॥ ४१ ॥ उपलिप्ते शुचौ देशे नियतो वाग्यतः शुचिः ॥ वृत्तं वा चतुरस्रं वा मंडलं गोमयेन तु ॥ ४२ ॥ विधायाष्टदलं कुर्यात्तंडुलैर्व्रतसिद्धये ॥ सौवर्णं राजतं ताम्रमृन्मयं सुदृढं नवम् ॥ ४३ ॥ अव्रणं कलशं शुद्धं स्थापयेन्मंडलोपरि ॥ तत्रोदकं समापूर्यशुद्धतीर्थाहृतं शिवम् ॥ ४४ ॥ कलशस्य मुखे विष्णुः कंठे रुद्रः समाश्रितः ॥ मूले तत्र स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः ॥ ४५ ॥ कुक्षौ तु सागराः सर्वे सप्तद्वीपा वसुंधरा ॥ ऋग्वेदोऽथ यजुर्वेदः साम-

સંધ્યોપાસના કરે છે, તેને ત્રૈલોક્યમાં કાંઈ પણ દુર્લભ નથી.[૪૦] આ પ્રકારે દિવસના પ્રથમ ભાગનાં કૃત્ય કહ્યાં. એ રીતે નિત્યકર્મ કરીને પછી હરિની પૂજાનો આરંભ કરવો.[૪૧] તે પૂજા એવી રીતે કે, શુચિ એટલે ગોમય [છાણ]થી લીપેલી શુદ્ધ જગોએ શુચિર્ભૂત થઈને, નિયમપૂર્વક મૌન ધારણ કરી ગોમયથી વર્તુલ અથવા ચતુષ્કોણ મંડળ[૪૨] કરીને, તેના ઉપર વ્રતસિદ્ધ્યર્થ તંદુલ [ચોખા]થી અષ્ટદલ કમલ કાઢવું અને તેના ઉપર સુવર્ણનો, રૂપાનો, તાંબાનો કિંવા મૃત્તિકાનો ઉત્તમ દૃઢ નૂતન,[૪૩] વ્રણ [કાંણું] રહિત શુદ્ધ કળશ તે મંડળ ઉપર સ્થાપન કરવો. પછી તે કલ્યાણકારક શુદ્ધ તીર્થોદકથી પૂર્ણ ભરવો.[૪૪] અને કળશના મુખ ઉપર વિષ્ણુ ને કંઠ મધ્યે રુદ્ર, મૂળની જગોએ બ્રહ્મદેવ, મધ્ય ભાગે ગણદેવતા,[૪૫] કુક્ષી મધ્યે સર્વ સમુદ્ર સહિત

वेदो ह्यथर्वणः ॥ ४६ ॥ अंगैश्च सहिताः सर्वे कलशं तु समा-
श्रिताः ॥ एवं संस्थाप्य कलशं तत्र तीर्थानि योजयेत् ॥४७॥
गंगा गोदावरी चैव कावेरी च सरस्वती ॥ आयांतु मम
शांत्यर्थं दुरितक्षयकारकाः ॥४८॥ ततः संपूज्य कलशमुपचारैः
समंत्रकैः ॥ गंधाक्षतैश्च नैवेद्यैः पुष्पैस्तत्कालसंभवैः ॥ ४९ ॥
तस्योपरि न्यसेत्पात्रं ताम्रं पीतांबरावृतम् ॥ तस्योपरि न्यसेद्धैमं
राधया सहितं हरिम् ॥ ५० ॥ राधया सहितः कार्यः सौवर्णः
पुरुषोत्तमः ॥ तस्य पूजा प्रकर्तव्या विधिना भक्तितत्परैः ॥५१॥
पुरुषोत्तममासस्य दैवतं पुरुषोत्तमः ॥ तस्य पूजा प्रकर्त्तव्या
संप्राप्ते पुरुषोत्तमे ॥ ५२ ॥ संसारसागरे मग्नमुत्तारयति यो
ध्रुवम् ॥ को न सेवेत तं लोके मर्त्यो मरणधर्मवान् ॥ ५३ ॥

સપ્તદ્વીપ પૃથ્વી છે અને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વણવેદ,[૪૬] અંગસહિત આ કળશનો આશ્રય કરેલો છે. એ પ્રમાણે કળશ સ્થાપન કરી તેમાં આ પ્રમાણે તીર્થ યોજવાં કે,[૪૭] ગંગા નદી, ગોદાવરી, કાવેરી, સરસ્વતી, આ નદીઓ મારાં પાપ કર્મને નાશ કરનારી હોવાથી, શાંત્યર્થ આ કળશમાં આવો.[૪૮] એવી રીતે કળશ મધ્યે દેવતાનું આવાહન કરીને પછી ગંધ, અક્ષત તથા તે સમયે થયેલાં પુષ્પ ને નૈવેદ્ય ઇત્યાદિ મંત્રના ઉચ્ચારવડે તે કલશની પૂજા કરવી.[૪૯] અને તેના ઉપર ત્રાંબાનું પાત્ર [તરભાણું] મૂકીને પીળા વસ્ત્રવડે ઢાંકવું. તેના ઉપર રાધા સહિત શ્રીહરિની સુવર્ણ પ્રતિમા કરીને મૂકવી[૫૦] અને તેનું ભક્તિપૂર્વક તત્પર થઇને પૂજન કરવું.[૫૧] કારણ કે પુરુષોત્તમ માસનું દૈવત જ પુરુષોત્તમ હોવાથી, પુરુષોત્તમ માસ પ્રાપ્ત થાય ત્યારે

**पुनर्ग्रामाः पुनर्वित्तं पुनः पुत्राः पुनर्गृहम् ॥ पुनः शुभाशुभं कर्म न शरीरं पुनः पुनः ॥५४॥ तद्रक्षितव्यं धर्मार्थे धर्मो ज्ञानार्थमेव हि ॥ ज्ञानेन सुलभो मोक्षस्तस्माद्धर्मं समाचरेत् ॥५५॥ देहरूपस्य वृक्षस्य फलं धर्मः सनातनः ॥ धर्महीनस्तु यो देही निष्फलो वंध्यवृक्षवत् ॥५६॥ न माता च सहायार्थे न कलत्रसुतादयः ॥ न पिता सोदरा वित्तं धर्मस्तिष्ठति केवलम् ॥५७॥ जरा व्याघ्रीव भयदा व्याधयः शत्रवो यथा ॥ आयुर्याति प्रतिदिनं भग्नभांडात्पयो यथा ॥५८॥ तरंगतरला लक्ष्मीर्यौवनं कुसुमोपमम् ॥ विषयाः**

તે પુરુષોત્તમનું પૂજન કરવું.[૫૨] કારણ કે સંસારસાગરમાં બૂડેલા પુરુષનો તે ખરેખર ઉદ્ધાર કરે છે. જેથી આ લોકમાં મનુષ્ય મરણ ધર્મવાળો છતાં કોણ તેનું સેવન ન કરે?[૫૩] કારણ કે, ગામ, દ્રવ્ય, પુત્ર, ગૃહ, તથા શુભાશુભ કર્મફળ એ સર્વ ફરી પ્રાપ્ત થાય છે; પરંતુ મનુષ્યશરીર ફરી પ્રાપ્ત થનાર નથી.[૫૪] માટે આ શરીરનું ધર્માચરણ માટે રક્ષણ કરવું, તથા ધર્મનું રક્ષણ જ્ઞાનને અર્થે કરવું. કારણ કે, જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ સુલભ રીતિથી છે. માટે આ મનુષ્યદેહથી ધર્માચરણ કર્યા જવું.[૫૫] કેમકે, તે અનાદિસિદ્ધ ધર્મ આ દેહરૂપી વૃક્ષનું ફળ છે. જે માણસ ધર્મહીન હોય છે, તે વંધ્યવૃક્ષ માફક નિષ્ફલ રહે છે.[૫૬] માતા, પિતા, ભ્રાતા, ભાર્યા, દ્રવ્ય તથા પુત્રાદિક એ કોઈ પણ આપણને સહાય કરનારાં નથી. પણ એક ધર્મ માત્ર કેવળ સર્વત્ર સહાય કરનાર છે.[૫૭] માટે શરીરથી બની શકે ત્યાં સુધી ધર્માચરણ કરવું. પછી જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તે વાઘણની માફક ભયપ્રદ થાય છે અને તેમાં જે વ્યાધિ ઉત્પન્ન થાય છે તે શત્રુ માફક પીડા કરનાર થઈ પડે છે. તેથીજ ફૂટેલા વાસણમાંથી પાણીની માફક આયુષ્ય પ્રતિ-

**स्वप्नविषया इव सर्वे निरर्थकाः ॥ ५९ ॥ चलं वित्तं चलं चित्तं चलं संसारजं सुखम् ॥ एवं ज्ञात्वा विरक्तः सन् धर्माभ्यासपरो भवेत् ॥ ६० ॥ अर्धग्रस्तोऽहिना भेको मक्षिकामत्तुमिच्छति ॥ कालग्रस्तस्तथा जीवः परपीडाधनादृतः ॥ ६१ ॥ मृत्युग्रस्तायुषः पुंसः किं सुखं हर्षयत्यहो ॥ आघातं नीयमानस्य वध्येस्येव निरर्थकम् ॥ ६२ ॥ धर्मार्थं च यदा चित्तं न वित्तं सुलभं तदा ॥ यदा वित्तं न च तदा चित्तं धर्मोन्मुखं भवेत् ॥ ६३ ॥ चित्तवित्ते यदा स्यातां सत्पात्रं न तदा लभेत्॥ एतत् त्रितयसंबंधो यदा काले तु संभवेत्॥६४॥**

દિવસે ક્ષીણ થતું જાય છે.[૫૮] તેમ પાણીના તરંગ જેવી ચંચલ લક્ષ્મી, પુષ્પ માફક મ્લાન થનારું તારુણ્ય તથા સ્વપ્નના વિષયો જેવા પ્રાપ્ત થયેલા પદાર્થો એ સર્વ નિરર્થક છે.[૫૯] માટે દ્રવ્ય ચંચળ છે, ચિત્ત ચંચળ છે તથા સંસારજન્ય સુખ પણ ચંચલ છે, એમ જાણીને તે વિષયથી વિરક્ત થતાં ધર્માભ્યાસ કરવા વિષે તત્પર થવું.[૬૦] જેવી રીતે સર્પે અડધો ગ્રાસ કરેલો મંડુક (દેડકો) મક્ષિકા ભક્ષણ કરવાને ઇચ્છા રાખે છે, તેવી રીતે આ જીવાત્મા કાળથી પકડાયેલો છે, છતાં બીજાઓને પીડા દઈને દ્રવ્ય સંપાદન કરવામાં તત્પર થાય છે.[૬૧] માટે જેનું આયુષ્ય મૃત્યુથી પકડાયું છે, તે પુરુષને ક્યા પ્રકારે સુખથી હર્ષ થશે? જેવી રીતે [વધાર્હ] મારી નાંખવા યોગ્ય એવા માણસને મૃત્યુ સ્થળે વધ કરવા માટે લીધો હોય અને તેને જેવી રીતે સર્વ સુખ નિરર્થક છે તેવી જ રીતે.[૬૨] જ્યારે ધર્મ તરફ ચિત્ત હોય છે ત્યારે દ્રવ્ય અનુકૂળ નથી હોતું તથા જ્યારે દ્રવ્યની પ્રાપ્તિ થાય છે ત્યારે ચિત્ત ધર્મ તરફ વિમુખ થાય છે.[૬૩] ચિત્ત અને દ્રવ્ય એ બન્ને જ્યારે અનુકૂલ હોય છે ત્યારે સત્પાત્રનો લાભ થતો નથી. તે માટે આ ત્રણેનો

**अविचार्य तदा धर्मं यः करोति स बुद्धिमान् ।। वित्तप्राचुर्यसंसाध्यधर्माः संति सहस्रशः ।। ६५ ।। पुरुषोत्तमे स्वल्पवित्तसाध्यो धर्मो महान् भवेत् ।। स्नानं दानं कथायां च विष्णोः स्मरणमेव च ।। ६६ ।। एतन्मात्रोऽपि सद्धर्मस्त्रायते महतो भयात् ।। ६७ ।। गंगैव तीर्थं स्मर एव धन्वी वित्तं तु विद्यैव गुणास्तु रूपम् ।। मासेषु सर्वेषु तथैव साक्षान्मासोत्तमोऽयं पुरुषोत्तमो हि ।। ६८ ।। यद्यप्यसौ निंद्यतमः पुरासीत्सर्वेषु कृत्येषु मखादिकेषु ।। तथापि साक्षाद्भगवत्प्रसादात्तन्नामनाम्ना भुवि विश्रुतोऽभूत् ।। ६९ ।। यथा हस्तिपदे लीनं सर्वप्राणिपदं भवेत् ।। धर्माः कालास्तथा सर्वे विलीनाः पुरुषोत्तमे ।।७०।। यथामरतरंगिण्या न समाः सकलापगाः ।। कल्पवृक्षेण न समा**

જ્યારે સંયોગ બને,[૬૪] ત્યારે કંઈ પણ વિચાર ન કરતાં જે ધર્મ કરે, તેને જ બુદ્ધિવાન્ સમજવો. કારણ, દ્રવ્ય જ્યારે ઘણું હોય છે ત્યારે હજાર વસા ધર્મ સાધન હોય.[૬૫] પરંતુ આ પુરુષોત્તમ માસમાં સ્વલ્પ દ્રવ્યથી જ મહાન્ ધર્મ સિદ્ધ થશે. તે એવું કે સ્નાન, દાન, વિષ્ણુની કથા (સાંભળવું) નામસ્મરણ કરવું.[૬૬] એટલો જ ધર્મ મોટા ભયથી રક્ષણ કરે છે, એ સત્ય સમજવું.[૬૭] માટે ગંગા એ જ તીર્થ, મદન એ જ ધનુર્ધારી ને વિદ્યા એ જ દ્રવ્ય તથા ઉત્તમ ગુણ એ જ રૂપ સમજવું. આવી રીતે સર્વ માસ મધ્યે આ સાક્ષાત્ પુરુષોત્તમ માસ જ ઉત્તમ છે.[૬૮] જો કે આ માસ, પૂર્વે સર્વ યજ્ઞાદિ કૃત્યોમાં અત્યંત બહિષ્કૃત (ત્યાગ કરેલો) હતો તથાપિ સાક્ષાત્ ભગવત્પ્રસાદથી જ પુરુષોત્તમ એ નામથી આ લોકમાં પ્રસિદ્ધ થયો.[૬૯] જેવી રીતે હાથીના પગલામાં બીજાં સર્વ પ્રાણી માત્રનાં પગલાં સમાય છે, તેવી રીતે સર્વ ધર્મ ને

**यथा सकलपादपाः ॥ ७१ ॥ चिंतारत्नेन रत्नानि न समानि यथा भुवि ॥ कामधेन्वा यथा गावो न राज्ञा पुरुषाः समाः ॥ ७२ ॥ न वेदैः सर्वशास्त्राणि पुण्यकालास्तथाखिलाः ॥ पुरुषोत्तममासेन समो मासो न कर्हिचित् ॥ ७३ ॥ पुरुषोत्तममासस्य दैवतं पुरुषोत्तमः ॥ तस्मात्संपूजयेद्भक्त्या श्रद्धया पुरुषोत्तमम् ॥ ७४ ॥ शास्त्रज्ञं निपुणं शुद्धं वैष्णवं सत्यवादिनम् ॥ विप्राचार्यमथाहूय पूजां तेन प्रकल्पयेत् ॥७५॥ संसारसागरमतीवगभीरवेगमंतःस्थमोहमदनादितिमिंगिलौघम् ॥ उल्लंघ्य गंतुमभिवांछति भारतेऽस्मिन्संपूजयेत्स पुरुषोत्तममादिदेवम् ॥ ७६ ॥ इति श्रीपुरुषो० विंशतितमोऽध्यायः ॥ २० ॥**

સર્વ કાળ આ પુરુષોત્તમવિશે અત્યંત લીન છે.[૭૦] જેવી રીતે દેવગંગાની સામ્યતા બીજી નદીઓ કરી શકતી નથી તથા કલ્પવૃક્ષની સામ્યતા અન્ય વૃક્ષ કરતાં નથી.[૭૧] અથવા ચિંતામણિ સમાન અન્ય રત્ન નથી તેમ જ કામધેનુ જેવી અન્ય ધેનુ નથી તથા રાજા સમાન અન્ય પુરુષ નથી.[૭૨] કિંવા વેદની તુલ્ય શાસ્ત્ર હોતાં નથી તે જ રીતે સર્વ પુણ્યકાળ તથા કોઈ પણ માસ પુરુષોત્તમ માસ બરાબર કદાપિ થનાર નથી.[૭૩] આ પુરુષોત્તમ માસનું દૈવત પુરુષોત્તમ જ છે. તે માટે પુરુષોત્તમનું ભક્તિ, અને શ્રદ્ધાવડે પૂજન કરવું.[૭૪] શાસ્ત્રજ્ઞ, નિપુણ (શાસ્ત્ર જાણવાવાળા) તથા સત્યવાદી એવા શુદ્ધ વૈષ્ણવને બોલાવીને તેના હાથથી પૂજન કરાવવું.[૭૫] કારણ, જેમાં મોહમદનાદિ તિમિંગલસંજ્ઞક મત્સ્ય સમુદાય છે, એવા અત્યંત ગંભીર વેદયુક્ત સંસારસાગરથી તરવાની જેની ઇચ્છા હશે, તેણે ભરતખંડમાં આદિદેવ પુરુષોત્તમનું પૂજન કરવું.[૭૬]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'દૃઢધન્વાએ પૂછેલો વ્રત-વિધિ' એ નામનો અધ્યાય ૨૦ મો સમાપ્ત

—**************—

## અધ્યાય ૨૧ મો

### શ્રી પુરુષોત્તમની ષોડશોપચાર પૂજા

**वाल्मीकिरुवाच ॥ अनलोत्तारणं कृत्वा प्रतिमायास्ततः परम् ॥ प्राणप्रतिष्ठां कुर्वीत ह्यन्यथा धातुरेव सा ॥१॥ प्रतिमायाः कपोलौ द्वौ स्पृष्ट्वा दक्षिणपाणिना ॥ प्राणप्रतिष्ठां कुर्वीत तस्यां देवस्य वै हरेः ॥ २ ॥ अकृतायां प्रतिष्ठायां प्राणानां प्रतिमासु च ॥ यथा पूर्वं तथा भावः स्वर्णादीनां न देवता ॥३॥ अन्येषामपि देवानां प्रतिमास्वपि पार्थिव ॥ प्राणप्रतिष्ठा कर्तव्या तस्यां देवत्वसिद्धये ॥ ४ ॥ पुरुषोत्तमबीजेन तद्विष्णोरित्यनेन च ॥ तथैव हृदयेंऽगुष्ठं दत्त्वा शश्वच्च मंत्रवित् ॥५॥ एभिर्मन्त्रैः प्रतिष्ठां तु हृदयेपि समाचरेत् ॥ अस्यां प्राणाः**

હવે વાલ્મીકિ કહે છે:–પ્રથમ જે ધાતુમય પ્રતિમા કરેલી છે, તેને અગ્ન્યુત્તારણ કરીને તે પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા કરવી. તે જો ન કરીએ તો તે ઠેકાણે દેવની સિદ્ધિ ન થતાં તે ધાતુરૂપ જ રહે છે.[1] માટે પ્રતિમાના બન્ને ગાલને જમણા હાથે સ્પર્શ કરી તે જગોએ શ્રીહરિનું સાન્નિધ્ય થવા માટે પ્રાણપ્રતિષ્ઠા કરવી.[2] એ પ્રકારે પ્રતિમામાં પ્રાણપ્રતિષ્ઠા ન કરવાથી જેવી રીતે પૂર્વે સુવર્ણાદિક સાધારણ હતું, તેવી રીતે તે રહે છે. માટે દેવતા સમીપ થતા નથી.[3] તેમ જ હે રાજન્! અન્ય કોઈ પણ દેવતાની પ્રતિમા હોય, તોપણ તે તે દેવતાની સિદ્ધિ થવા માટે તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરાવવી જોઈએ.[4] હવે જે પુરુષોત્તમની પ્રતિમા કરેલી હોય, તેના હૃદય ઉપર પુરુષોત્તમ બીજમંત્રવડે અને 'तद्विष्णो' એ મંત્રવડે અંગુઠો લગાડી[5] મંત્રવડે હૃદયમાં

**प्रतिष्ठंतु अस्यां प्राणाः क्षरंतु च ॥ ६ ॥ अस्यै देवत्वसंख्यायै स्वाहेति यजुरीरयन् ॥ मूलमन्त्रैरंगमन्त्रैर्वैदिकैरित्यनेन च ॥७॥ प्राणप्रतिष्ठां सर्वत्र प्रतिमासु समाचरेत् ॥ अथवा नाममन्त्रैश्च चतुर्थ्यंतैः प्रयत्नतः ॥८॥ स्वाहांतैश्च प्रकुर्वीत तत्तद्देवाननुस्मरन् ॥ एवं प्राणान्प्रतिष्ठाप्य ध्यायेच्छ्रीपुरुषोत्तमम् ॥९॥ श्रीवत्सवक्षसं शांतं नीलोत्पलदलच्छविम् ॥ त्रिभंगललितं ध्यायेत्सराधं पुरुषोत्तमम् ॥१०॥ देशकालौ समुल्लिख्य नियतो वाग्यतः शुचिः ॥ षोडशैरुपचारैश्च पूजयेत्पुरुषोत्तमम्॥११॥ आगच्छ देवदेवेश श्रीकृष्ण पुरुषोत्तम ॥ राधया सहितश्चात्र गृहाण पूजनं मम ॥१२॥ श्रीराधिकासहितपुरुषोत्तमाय नमः ॥**

પ્રતિષ્ઠા કરવી છે. આમાં પંચપ્રાણ પ્રતિષ્ઠિત થાઓ. તેમ જ આમાં પ્રાણનો સંચાર થાઓ.[૬] 'अस्यै देवत्व संख्यायै स्वाहा' ઇત્યાદિ વૈદિક મંત્રવડે, મૂળ મંત્રવડે ને અંગમંત્રવડે[૭] સર્વ પ્રતિમા વિશે પ્રાણપ્રતિષ્ઠા કરવી અથવા જે દેવતાની પ્રતિમા હોય, તે દેવતાના ચતુર્થ્યંત નામમંત્રવડે પ્રયત્નપૂર્વક પ્રાણપ્રતિષ્ઠા કરવી.[૮] તે એવી રીતે કે, તે તે દેવનું સ્મરણ કરી તે તે દેવના ચતુર્થ્યંત નામનો ઉચ્ચાર કરી અંતે સ્વાહા એમ કહેવું. એ પ્રકારે પ્રાણની પ્રતિષ્ઠાપના કરીને તે મૂર્તિને ઠેકાણે શ્રીપુરુષોત્તમનું ધ્યાન કરવું.[૯] તે એવી રીતે કે, જેના વક્ષઃસ્થળમાં શ્રીવત્સલાંછન છે, જે પરમ શાંત છે, જેની કાંતિ નીલકમળદળ પ્રમાણે છે અને જેનું પેટ ત્રિવલિયુક્ત સુશોભિત છે એવા રાધાસહિત પુરુષોત્તમનું ધ્યાન કરવું.[૧૦] પછી દેશકાળનો ઉચ્ચાર કરી, નિયમપૂર્વક મૌન ધારણ કરી, પવિત્ર થઈ ષોડશોપચારવડે શ્રી પુરુષોત્તમની નીચે પ્રમાણે પૂજા કરવી:–[૧૧] હે દેવદેવેશ! હે શ્રીકૃષ્ણ! હે પુરુષોત્તમ! આપ રાધાસહિત અત્રે

**आवाहनं समर्पयामि ॥ इत्यावाहनम् ॥ नानारत्नसमायुक्तं कार्तस्वरविभूषितम् ॥ आसनं देवदेवेश गृहाण पुरुषोत्तम ॥ १३ ॥ श्रीराधिका० आसनम् ॥ गंगादिसर्वतीर्थेभ्यो मया प्रार्थनया हृतम् ॥ तोयमेतत्सुखस्पर्शं पाद्यार्थं प्रतिगृह्यताम् ॥ १४ ॥ इति पाद्यम् ॥ नंदगोपगृहे जातो गोपिकानंदहेतवे ॥ गृहाणार्घ्यं मया दत्तं राधया सहितो हरे ॥ १५ ॥ इत्यर्घ्यम् ॥ गंगाजलं समानीतं सुवर्णकलशस्थितम् ॥ आचम्यतां हृषीकेश पुराणपुरुषोत्तम ॥ १६ ॥ इत्याचमनम् ॥ कार्यं मे सिद्धिमायातु पूजिते त्वयि धातरि ॥ पंचामृतैर्मयानीतैराधिकासहितो हरे ॥ १७ ॥ इति स्नानम् ॥ पयो दधि घृतं गव्यं माक्षिकं शर्करा तथा ॥ गृहाणेमानि द्रव्याणि राधिकानंददायक ॥ १८ ॥**

આવીને મારી પૂજા ગ્રહણ કરશો.[૧૨] શ્રીરાધિકા સહિત पुरुषोत्तमाय नमः आवाहनं समर्पयामि એ મંત્રથી પ્રત્યેક ઉપચાર સમર્પણ કરવા. હે દેવેશ! હે પુરુષોત્તમ! રત્નરચિત સુવર્ણભૂષિત એવા આ આસનને ગ્રહણ કરો.[૧૩] જેના સ્પર્શથી સુખ થાય છે, એવાં ગંગાદિ સર્વ તીર્થોમાંથી મેં પ્રાર્થના કરીને આણેલું જળ આપના પાદપ્રક્ષાલન માટે ગ્રહણ કરશો.[૧૪] ગોપીઓને આનંદ થવા માટે નંદના ઘેર અવતીર્ણ થયેલા હે હરે! આ મેં સમર્પણ કરેલા અર્ધ્યને આપ રાધાસહિત ગ્રહણ કરો.[૧૫] હે હૃષીકેશ પુરાણપુરુષોત્તમ! આ સુવર્ણ કળશમાં આણેલા ગંગાજળનું આપ આચમન કરો.[૧૬] હે હરે! સર્વનું પોષણ કરનાર રાધાસહિત તમારું હું આ પંચામૃતથી પૂજન કરું છું. તેથી મારું સર્વ કાર્ય સિદ્ધ થાઓ.[૧૭] હે રાધિકેશ! હે આનંદદાયક હરે! ગાયનું

इति पंचामृतस्नानम् ॥ योगेश्वराय देवाय गोवर्धनधराय च ॥ यज्ञानां पतये नाथ गोविंदाय नमो नमः ॥ १९ ॥ गंगाजल-समं शीतं नदीतीर्थसमुद्भवम् ॥ स्नानं दत्तं मया कृष्ण गृह्यतां नंदनंदन ॥ २० ॥ इति पुनः स्नानम् ॥ पीतांबरयुगं देव सर्वकामार्थसिद्धये ॥ मया निवेदितं भक्त्या गृहाण सुरसत्तम ॥ २१ ॥ इति वस्त्रम् ॥ आचमनम् ॥ दामोदर नमस्तेऽस्तु त्राहि मां भवसागरात् ॥ ब्रह्मसूत्रं सोत्तरीयं गृहाण पुरुषोत्तम ॥ २२ ॥ उपवीतम् ॥ आचमनम् ॥ श्रीखंडं चंदनं दिव्यं गंधाढ्यं सुमनोहरम् ॥ विलेपनं सुरश्रेष्ठ प्रीत्यर्थं प्रतिगृह्यताम् ॥ २३ ॥ चंदनम् ॥ अक्षतास्तु सुरश्रेष्ठ कुंकुमाक्ताः सुशोभिताः ॥ मया निवेदिता भक्त्या गृहाण पुरुषोत्तम ॥ २४ ॥

દૂધ, દહીં, ઘી, મધ તથા શર્કરા એ પંચામૃતને આપ સ્નાનાર્થે ગ્રહણ કરો ![૧૮] હે નાથ ! આપ સર્વ યોગના નિયામક છતાં ગોવર્દ્ધનધારી ને યજ્ઞના સ્વામી છો, તે તમે ગોવિંદને મારા નમસ્કાર હો.[૧૯] હે નંદનંદન શ્રીકૃષ્ણ ! ગંગાજળ સમાન શીતળ એવું નદીતીર્થનું જળ સ્નાન માટે અર્પણ કર્યું છે, તેનું આપે ગ્રહણ કરવું.[૨૦] હે સુરશ્રેષ્ઠ દેવ ! મેં સર્વ કામના સિધ્ધ્યર્થે પીતાંબર ભક્તિભાવથી નિવેદન કરેલું, તેને આપ લ્યો.[૨૧] હે દામોદર ! તમને નમસ્કાર હો. તમે સંસારસાગરથી મારું રક્ષણ કરો અને હે પુરુષોત્તમ ! ઉત્તરીય વસ્ત્રસહિત આ યજ્ઞોપવીત ગ્રહણ કરો.[૨૨] હે સુરશ્રેષ્ઠ ! ઉત્તમ સુગંધયુક્ત મનોહર એવું આ મલયાગિરિ ચંદન પ્રીતિપૂર્વક વિલેપનાર્થે ગ્રહણ કરો.[૨૩] હે દેવોત્તમ ! મેં ભક્તિપૂર્વક નિવેદન કરેલા કેસરથી રંગેલા એવા સુશોભિત અક્ષતોને આપ ગ્રહણ કરો.[૨૪]

इत्यक्षतान् ॥ माल्यादीनि सुगंधीनि मालत्यादीनि वै प्रभो ॥ मयाहृतानि पूजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥२५॥ इति पुष्पाणि ॥ ततोऽगपूजा ॥ नंदात्मजो यशोदायास्तनयः केशिसूदनः ॥ भूभारोत्तारकश्चैव ह्यनंतो विष्णुरूपधृक् ॥२६॥ प्रद्युम्नश्चानिरुद्धश्च श्रीकंठः सकलास्त्रधृक् ॥ वाचस्पतिः केशवश्च सर्वात्मेति च नामतः ॥ २७ ॥ पादौ गुल्फौ तथा जानु जघने च कटी तथा ॥ मेढ्रं नाभिं च हृदयं कंठं बाहुं मुखं तथा ॥ २८ ॥ नेत्रे शिरश्च सर्वांगं विश्वरूपिणमर्चयेत् ॥ पुष्पाण्यादाय क्रमशश्चतुर्थ्यंतैर्जगत्पतिम् ॥ २९ ॥ प्रत्यंगपूजां कृत्वा तु पुनश्च केशवादिभिः ॥ चतुर्विंशतिमंत्रैश्च चतुर्थ्यंतैश्च नामभिः ॥ ३० ॥ पुष्पमादाय प्रत्येकं पूजयेत्पुरुषोत्तमम् ॥३१॥ वन-

હે પ્રભુ! મેં સુગંધયુક્ત પુષ્પમાલાદિક તથા માલતી આદિ પુષ્પ પૂજાર્થે આણેલાં છે, તેનો આપ સ્વીકાર કરશો.[૨૫] એ પ્રકારે પુષ્પપર્યંત પૂજા કરી પછી અંગપૂજા કરવી. તે એવી રીતે કે नंदात्मजाय नमः पादौ पूजयामि, यशोदाया:तनयाय नमः गुल्फौ (ગોંટણ) पूजयामि, केशिसूदनाय नमः जानु (ઢાંચો) पूजयामि, भूभारोत्तारकाय नमः उरू पूजयामि, अनंताय नमः कटी पूजयामि, विष्णुरूपधारिणे नमः मेढ्रं (ગુહ્યેંદ્રિય) पूजयामि,[२६] प्रद्युम्नाय नमः नाभिं पूजयामि, अनिरुद्धाय नमः हृदयं पूजयामि, श्रीकंठाय नमः कंटं पूजयामि, सकलास्त्रधराय नमः बाहुं पूजयामि, वाचस्पतये नमः मुखं पूजयामि, केशवाय नमः नेत्रे पूजयामि, सर्वात्मने नमः शिरः पूजयामि, विश्वरूपिणे नमः सर्वांगं पूजयामि, એ પ્રકારે યથાક્રમ પ્રમાણે જગત્પતિની પુષ્પવડે પૂજા કરવી.[૨૭–૨૯] એ પ્રકારે પ્રત્યેક અંગની પૂજા કરી પછી केशवाय नमः

**स्पतिरसोद्भूतो गंधाढ्यो गंध उत्तमः ॥ आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् ॥ ३२ ॥ इति धूपम् ॥ त्वं ज्योतिः सर्वदेवानां तेजसां तेज उत्तमम् ॥ आत्मज्योतिः परं धाम दीपोऽयं प्रतिगृह्यताम् ॥ ३३ ॥ इति दीपम् ॥ नैवेद्यं गृह्यतां देव भक्तिं मे ह्यचलां कुरु ॥ ईप्सितं मे वरं देहि परत्र च परां गतिम् ॥ ३४ ॥ इति नैवेद्यम् ॥ मध्ये पानीयम् ॥ उत्तरापोशनम् ॥ गंगाजलं समानीतं सुवर्णकलशास्थितम् ॥ आचम्यतां हृषीकेश त्रैलोक्यव्याधिनाशन ॥३५॥ इत्याचमनम् ॥ इदं फलं मया देव स्थापितं पुरतस्तव ॥ तेन मे सुफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि ॥ ३६ ॥ इति श्रीफलम् ॥ गंधं कर्पूरसंयुक्तं कस्तूर्यादिसुवासितम् ॥ करोद्वर्तनकं देव गृहाण परमेश्वर ॥ ३७ ॥ इति करोद्वर्तनम् ॥**

ઇત્યાદિ ચતુર્વિંશતિ નામથી પ્રત્યેક નામે[૩૦] એકેક પુષ્પ સમર્પણપૂર્વક પુરુષોત્તમની પૂજા કરવી.[૩૧] સર્વ દેવને અવઘ્રાણ કરવા યોગ્ય વનસ્પતિ રસથી ઉત્પન્ન થયેલા અને ઉત્કૃષ્ટ સુગંધયુક્ત આ ધૂપને આપ ગ્રહણ કરો.[૩૨] હે ઉત્તમ તેજોરાશે! આપ સર્વ દેવના આત્મજ્યોતિરૂપ તથા સર્વ તેજનું ઉત્તમ તેજોરૂપ છતાં સ્વયંજ્યોતિ છો, આપ આ દીપને ગ્રહણ કરો.[૩૩] હે દેવ! આપ આ નૈવેદ્યને ગ્રહણ કરી મને નિશ્ચળ ભક્તિ આપો અને આ લોકમાં ઇચ્છિત વર તથા પરલોકમાં ઉત્તમ ગતિ આપો.[૩૪] હે ત્રૈલોક્યવ્યાધિનાશન હૃષીકેશ! આ સુવર્ણ કલશમાં આણેલા જળનું આપ આચમન કરો.[૩૫] હે દેવ! આ ફળ આપના અગ્રભાગે મેં સ્થાપન કરેલું છે, એથી જન્મોજન્મ ઉત્તમ ફળની પ્રાપ્તિ થવી જોઇએ.[૩૬] હે પરમેશ્વર દેવ! કર્પૂરયુક્ત અને કસ્તુરી આદિકથી સુવા-

पूगीफलसमायुक्तं सकर्पूरं मनोहरम् ।। भक्त्या दत्तं मया देव तांबूलं प्रतिगृह्यताम् ।।३८।। तांबूलम् ।। हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः ।। अनंतपुण्यफलदमतः शांतिं प्रयच्छ मे ।। ३९ ।। इति दक्षिणाम् ।। शारदेंदीवरश्यामं त्रिभंगललिताकृतिम् ।। नीराजयामि देवेशं राधया सहितं हरिम् ।। ४० ।। इति नीराजनम् ।। रक्ष रक्ष जगन्नाथ रक्ष त्रैलोक्य नायक ।। भक्तानुग्रहकर्ता त्वं प्रदक्षिणां गृहाण मे ।। ४१ ।। इति प्रदक्षिणाम् ।। यज्ञेश्वराय देवाय तथा यज्ञोद्भवाय च ।। यज्ञानां पतये नाथ गोविंदाय नमो नमः ।।४२।। इति मंत्रपुष्पम् ।। विश्वेश्वराय विश्वाय तथा विश्वोद्भवाय च ।। विश्वस्य पतये तुभ्यं गोविंदाय नमो नमः ।। ४३ ।। इति नमस्कारान् ।। मंत्रहीनेति

સિત ગંધને આપ કરોદ્વર્તનાર્થે ગ્રહણ કરશો.[૩૭] હે દેવ! પૂગીફળયુક્ત કર્પૂરસહિત મનોહર તાંબૂલ હું ભક્તિભાવે આપું છું, તેને સ્વીકારશો.[૩૮] હિરણ્યગર્ભ અર્થાત્ બ્રહ્મદેવના ગર્ભમાં રહેનાર આ અગ્નિનું વીર્યરૂપ સુવર્ણ અનંત પુણ્યફલ આપનાર હોવાથી હું આપને દક્ષિણાર્થે અર્પણ કરું છું; તેથી મારાં ત્રણે તાપની શાંતિ કરશો.[૩૯] જેની કાંતિ શરદ્ઋતુ સંબંધી નીલકમળતુલ્ય શ્યામવર્ણ છતાં જેની ત્રણ ઠેકાણે વાંકી આકૃતિ છે, એવા રાધાસહિત શ્રીહરિનું હું નીરાંજન કરું છું.[૪૦] હે જગન્નાથ! હે ત્રૈલોક્યનાથ! આપ ભક્ત ઉપર અનુગ્રહ કરનાર છો, તે માટે મારું વારંવાર રક્ષણ કરો અને હું પ્રદક્ષિણા કરું છું, તે આપ માની લેશો.[૪૧] હે નાથ! તમારાથી યજ્ઞની ઉત્પત્તિ છે. આપ યજ્ઞના નિયામક તથા યજ્ઞના પતિરૂપ છો. હે દેવ! હે ગોવિંદ! આપને વારંવાર હું નમસ્કાર કરું છું. એ રીતે પ્રાર્થના કરી મંત્ર પુષ્પાંજલિ અર્પણ કરવી.[૪૨] હે ભગવન્! આપ વિશ્વના

**मन्त्रेण क्षमाप्य पुरुषोत्तमम् ॥ स्वाहांतैर्नामभिश्च तिलहोमो दिने दिने ॥४४॥ दीपः कार्यस्त्वखंडश्च यावन्मासं च सर्पिषा ॥ पुरुषोत्तमस्य प्रीत्यर्थं सर्वार्थफलसिद्धये ॥ ४५ ॥ यस्य स्मृत्येतिमन्त्रेण नमस्कृत्य जनार्दनम् ॥ यदूनं तत्तु संपूर्णं विधाय वि[illegible]म् ॥ ४६ ॥ इत्थं श्रीपुरुषोत्तमं नवघनश्यामं सराधं मुदा संप्राप्ते पुरुषोत्तमे[illegible] लब्ध्वा जनुर्मानवम् ॥ भक्त्या यः परिपूजयेत्प्रतिदिनं कृत्वा गुरुं वैष्णवं भुक्त्वा ह्यत्र सुखं समस्तमतुलं पश्चात्स गच्छेत्परम् ॥ ४७ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्याने पुरुषोत्तमपूजनाविधिनामैकविंशोऽध्यायः ॥२१॥**

નિયામક, વિશ્વના ઉત્પાદક તથા વિશ્વના સ્વામી છો. આપ વિશ્વરૂપ છો. હે ગોવિંદ! આપને મારા નમસ્કાર છે.[૪૩] 'મંત્રહીનં ક્રિયાહીનં' ઇત્યાદિ મંત્રવડે પુરુષોત્તમપાસે સર્વ ન્યૂન કર્મની પૂર્ણતા માગવી. પછી (પુરુષોત્તમાય સ્વાહા) ઇત્યાદિ નામ મંત્રથી પ્રતિ દિવસ તિલહોમ કરવો.[૪૪] પછી પુરુષોત્તમ પ્રીત્યર્થે સ્વાર્થ ફલસિદ્ધિ થવા માટે સંપૂર્ણ માસપર્યંત ઘીનો અખંડ દીવો કરવો.[૪૫] 'યસ્ય સ્મૃત્યા' એ મંત્રથી જનાર્દનને નમસ્કાર કરી જે આ પૂજામાં અપૂર્ણતા રહી હોય, તેને પરિપૂર્ણ કરી વર્તવું.[૪૬] આ રીતે આ લોકમાં દુર્લભ એવા જે મનુષ્ય, જન્મમાં આવો પુરુષોત્તમ માસ પ્રાપ્ત થાય ત્યારે વૈષ્ણવ તથા બ્રાહ્મણથી મંત્રદીક્ષા ગ્રહણ કરી નૂતનમેઘશ્યામ સુંદર શ્રીપુરુષોત્તમનું પરમ સંતોષયુક્ત ભક્તિથી પ્રતિ દિવસ પૂજન કરશે, તે આ લોકમાં સમસ્ત અનુપમ સુખ ભોગવશે તથા પછી તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે.[૪૭]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાખ્યાનમાં 'શ્રી પુરુષોત્તમની ષોડશોપચાર પૂજા' એ નામનો અધ્યાય ૨૧ મો સમાપ્ત

---

## અધ્યાય ૨૨ મો

## વ્રતી મનુષ્યને પાળવાના નિયમો

**राजोवाच ॥ पुरुषोत्तमस्य नियमान् व्रतिनो वद विस्तरात् ॥ किं भोज्यं किमभोज्यं वा वर्ज्यावर्ज्यें तपोधन ॥ १ ॥ श्रीनारायण उवाच ॥ स एवं भगवान्पृष्टो भूभृता वाल्मीको-मुनिः ॥ पुसां निःश्रेयसार्थाय तमाह बहुमानयन् ॥ २ ॥ वाल्मीकिरुवाच ॥ पुरुषोत्तममासे ये नियमाः परिकीर्तिताः ॥ तान् शृणुष्व मया राजन् कथ्यमानान् समासतः ॥ ३ ॥ हविष्यान्नं च भुञ्जीत प्रयतः पुरुषोत्तमे ॥ गोधूमाः शालयः सर्वाः सिता-मुद्गा यवास्तिलाः ॥ ४ ॥ कलायकंगुनीरावास्तुकं हिलमो-चिकाः ॥ आर्द्रकं कालशाकं च मूलं कंदं च कर्कटीम् ॥५॥ रंभा-सैंधवसामुद्रे लवणे दधिसर्पिषी ॥ पयोऽनुद्धृतसारं च पनसाम्रे**

રાજા પૂછે છેઃ–હે તપોધન ઋષિ! આ પુરુષોત્તમ માસનું વ્રત કરનારે કયા પ્રકારનો નિયમ રાખવો? તેણે શું ભોજન કરવું? અને શું ન ખાવું? તેમ જ શાનો ત્યાગ કરવો, તે વિસ્તારપૂર્વક મને કહો.[૧] શ્રીનારાયણ કહે છેઃ–એ પ્રકારે તે રાજાએ વાલ્મીકિ મુનિને પૂછ્યું ત્યારે તેને બહુ માન આપી મનુષ્યના અત્યંત કલ્યાણાર્થે તેઓ નીચે પ્રમાણે કહેવા લાગ્યા;[૨] હે રાજન્! પુરુષોત્તમ માસનો જે નિયમ કહેવાયલો છે, તે હું સંક્ષેપથી કહું છું તેને તું શ્રવણ કર.[૩] પુરુષોત્તમ માસમાં પ્રયત્નપૂર્વક હવિષ્ય ભોજન કરવું. જેમ કે ઘઉં, ચોખા, શર્કરા, મગ, જવ તથા તલ,[૪] કલાપક (પદાર્થવિશેષ), દેવભાત, ચંદનબટુવા (શાકવિશેષ), ચાકવત શાક, આદુ, કાલશાક (ઉન્હાળી), રતાળુ

हरीतकी ॥ ६ ॥ पिप्पली जीरकं चैव नागरं चैव चिंचिणी ॥ क्रमुकं लवलीधात्रीफलान्यगुडमैक्षवम् ॥ ७ ॥ अत्तैलपक्कं मुनयो हविष्यं प्रवदंति च ॥ हविष्यभोजनं नृणामुपवाससमं विदुः ॥ ८ ॥ सर्वामिषाणि मांसं च क्षौद्रं सौवीरकं तथा ॥ राजमाषादिकं चैव राजिकामादकं तथा ॥ ९ ॥ द्विदलं तिलतैलं च तथाऽन्नं शल्यदूषितम् ॥ भावदुष्टं क्रियादुष्टं शब्ददुष्टं च वर्जयेत् ॥ १० ॥ परान्नं च परद्रोहं परदारागमं तथा ॥ तीर्थं विना प्रयाणं च परदेशं परित्यजेत् ॥ ११ ॥ देववेदद्विजानां च गुरुगोव्रतिनां तथा ॥ स्त्रीराजमहतां निंदां वर्जयेत्पुरुषोत्तमे ॥ १२ ॥ प्राण्यंगमामिषं चूर्णं फले जंबीरमामिषम् ॥ धान्ये मसूरिका

કંદ, કાકડી,[૫] કેળ, સૈંધવ, સમુદ્રથી થયેલું મીઠું, ગાયનું દહીં, ઘી, દૂધ, માખણ નહિ કાઢેલી છાશ, ફણસ, કેરી, હરડે,[૬] પીંપર, જીરું, સૂંઠ, આંમલી, સોપારી, આંબળા, ગોળ શિવાય શેરડીના રસનો પદાર્થ,[૭] તથા તેલ વગર પકવ થયેલો પદાર્થ તે સર્વને મુનિજન હવિષ્ય કહે છે. એવું હવિષ્ય ભોજન કરવું, એ ઉપોષણ સરખું છે.[૮] મદ, ભાતનું પેજ, અડદ, ચોળા, કાળી રાઈ તથા મધુપુષ્પથી થયેલું મદ્ય એ સર્વ આમિષ છે, માટે તેનો ત્યાગ કરવો.[૯] તેજ પ્રમાણે દ્વિદલ (જે ધાન્યના બે શકલ થાય છે તે, તથા તલનું તેલ, વિષારી પદાર્થથી દૂષિત થયેલું અન્ન, સ્વાભાવિક દુષ્ટ, કૃતિથી દુષ્ટ તથા શબ્દથી દુષ્ટ એવા જે પદાર્થ હોય, તે સર્વનો ત્યાગ કરવો.[૧૦] તેજ પ્રમાણે પરાન્ન, પરદ્રોહ, પરસ્ત્રીગમન ને તીર્થયાત્રા શિવાય પરદેશમાં પ્રયાણ તેનો પણ ત્યાગ કરવો.[૧૧] દેવ, બ્રાહ્મણ, ગુરુ, ધેનુ, સ્ત્રી, રાજા ને મહા સત્પુરુષની નિંદા કદાપિ કરવી નહિ. તેમાં પુરુષોત્તમમાસની અંદર નિંદાનો તો ત્યાગ જ

**प्रोक्ता अन्नं पर्युषितं तथा ॥ १३ ॥ अजागोमहिषीदुग्धादन्यदुग्धादिं चामिषम् ॥ द्विजक्रीता रसाः सर्वे लवणं भूमिजं तथा ॥१४॥ ताम्रपात्रस्थितं गव्यं जलं चर्मणि संस्थितम् ॥ आत्मार्थं पाचितं चान्नमामिषं तद्बुधैः स्मृतम् ॥ १५ ॥ ब्रह्मचर्यमधः शय्यां पत्रावल्यां च भोजनम् ॥ चतुर्थकाले भुक्तिं च प्रकुर्यात्पुरुषोत्तमे ॥ १६ ॥ रजस्वलांत्यजम्लेच्छपतितैर्व्रात्यकैः सह ॥ द्विजद्विड्वेदबाह्यैश्च न वदेत्पुरुषोत्तमे ॥१७॥ एभिर्दृष्टं च काकैश्च सूतकान्नं च यद्भवेत् ॥ द्विः पाचितं च दग्धान्नं नैवाद्यात्पुरुषोत्तमे ॥१८॥ पलांडुं लशुनं मुस्तां छत्राकं गृंजनं तथा ॥ नालिकं**

કરવો.[૧૨] પ્રાણિમાત્રના અંગ મેળવી ચૂર્ણ કરે છે તે આમિષ, ફળ મધ્યે ઇડનિંબુ, ધાન્ય મધ્યે મસૂર, અન્ન મધ્યે વાસી અનાજ,[૧૩] બકરી, ગાય તથા મહિષીના દૂધ શિવાય બીજા પ્રાણીનું દૂધ, જેનો બ્રાહ્મણ વિક્રય કરે છે તે સર્વ રસ, ભૂમિથી ઉત્પન્ન થયેલું લવણ,[૧૪] તાંબાના પાત્રમાં ગાયનું દૂધ તથા ચામડાના પાત્રમાંનું પાણી તથા કેવળ પોતાને માટે પક્વ કરેલું અન્ન, આ સઘળું આમિષ છે એમ જ્ઞાની કહે છે.[૧૫] પુરુષોત્તમ માસમાં બ્રહ્મચર્ય, ભૂમિ ઉપર શયન અને ખાખરાના પત્ર ઉપર અપરાહ્નકાળે ભોજન કરવું.[૧૬] તેમજ રજસ્વલા, અંત્યજ, મ્લેચ્છ, પતિત (મહાપાતકી), વ્રાત્ય (ગર્ભાધાનાદિક સંસ્કારરહિત બ્રાહ્મણ), બ્રાહ્મણદ્વેષી ને વેદબાહ્ય કર્મ કરનાર લોકો સાથે પુરુષોત્તમ માસમાં ભાષણ કરવું નહિ.[૧૭] વળી એમણે જોયેલું, કાગડાથી સ્પર્શ થયેલું, સૂતકીના ઘરમાં સીજેલું અને બે વખતે પક્વ થયેલું તથા બળી ગયેલું અન્ન સર્વ કાળ ત્યાગ કરવા યોગ્ય જો કે છે, પણ પુરૂષોત્તમ માસમાં અવશ્ય તેનો ત્યાગ કરવો.[૧૮] પલાંડુ (ડુંગળી), લશણ,

**मूलकं शिग्रुं वर्जयेत्पुरुषोत्तमे ॥ १९ ॥ एतानि वर्जयेन्नित्यं व्रती सर्वव्रतेष्वपि ॥ कृच्छ्राद्यं चापि कुर्वीत स्वशक्त्या विष्णुतुष्टये ॥ २० ॥ कूष्मांडं बृहती चैव तरुणी मूलकं तथा ॥ श्रीफलं च कलिंगं च फलं धात्रीफलं तथा ॥ २१ ॥ नारिकेलमलाबुं च पटोलं बदरीफलं ॥ चर्मवृंताजिकं वल्लीशाकं तु जलजं तथा ॥ २२ ॥ शाकान्येतानि वर्ज्याणि क्रमात्प्रतिपदादिषु ॥ धात्रीफलं रवौ तद्वद्वर्जयेत् सर्वदा गृही ॥ २३ ॥ यद्यद्यो वर्जयेत्किंचित्पुरुषोत्तमतुष्टये ॥ तत्पुनर्ब्राह्मणे दत्वा भक्षयेत्सर्वदैव हि ॥ २४ ॥ कुर्यादेतांश्च नियमान्व्रती कार्तिकमाघयोः ॥ नियमेन विना राजन् फलं नैवाप्नुयाद् व्रती**

નાગરમોથ, સવાની ભાજી, ગાજર, અળવીનાં પાનાં, મૂળા, શિગ્રુ (સરગવાની શીંગો), આ સર્વનો પુરુષોત્તમ માસમાં ત્યાગ કરવો.[૧૯] આવા પદાર્થ પુરુષે સર્વ વ્રતમધ્યે તથા સર્વદા ત્યાગ કરવા. જો શક્તિ હોય તો વિષ્ણુના સંતોષાર્થે કૃચ્છ્ર ચાંદ્રાયણ કરવાં.[૨૦] પડવાના દિવસે કુષ્માંડ (કોહોળું), બીજે ધોળાં રિંગણાં, ત્રીજને દિવસે પુષ્પશાક, ચોથે મૂળા, પાંચમે બિલીનું ફળ, છઠે કાલિંગડાં, સાતમે સર્વ ફલશાક, આઠમે આંબળાં, નોમે નારિયેળ, દસમે કોહોલું, અગીઆરસે પટોળાં, બારસે બોર, તેરસે વંત્પાક, ચૌદશે વલ્લીશાક (વેલને શાક આવે તે) તથા પૂનમે જળમાં ઉત્પન્ન થયેલાં શાક,[૨૧–૨૨] એમ ક્રમે કરીને શાકનો ત્યાગ કરવો. તે પ્રમાણે ગૃહસ્થાશ્રમવાળાએ રવિવારના દિવસે આંબળાં સર્વથા ત્યાગ કરવાં.[૨૩] એ રીતે જે જે પદાર્થ ત્યાગ કરવા કહ્યા હોય, તે તે પુરુષોત્તમપ્રીત્યર્થે બ્રાહ્મણને આપી ત્યાર પછી પોતે લેવા.[૨૪] એ રીતે નિયમ વ્રતીપુરુષે કાર્તિક તથા માઘ માસમાં પણ કરવા. કારણ

॥ २५ ॥ उपोषणेन कर्तव्यः शक्तिश्चेत्पुरुषोत्तमः ॥ अथवा घृतपानं च पयःपानमयाचितं ॥ २६ ॥ फलाहारादि वा कार्यं यथाशक्त्या व्रतार्थिना ॥ व्रतभंगो यथा न स्यात्तथा कार्यं विचक्षणैः ॥ २७ ॥ पुण्येऽह्नि प्रातरुत्थाय कृत्वा पौर्वाह्णिकीः क्रिया ॥ गृह्णीयान्नियमं भक्त्या श्रीकृष्णं च हृदि स्मरन् ॥ २८ ॥ उपवासस्य नक्तस्य चैकभुक्तस्य भूपते ॥ एवं च निश्चयं कृत्वा व्रतमेतत्समाचरेत् ॥ २९ ॥ श्रीमद्भागवतं भक्त्या श्रोतव्यं पुरुषोत्तमे ॥ तत्पुण्यं वचसा वक्तुं विधाताऽपि न शक्नुयात् ॥ ३० ॥ शालिग्रामार्चनं कार्यं मासे श्रीपुरुषोत्तमे ॥ तुलसीदललक्षेण तस्य पुण्यमनंतकं ॥ ३१ ॥ यथोक्तव्रतिनं दृष्ट्वा मासे श्रीपुरुषोत्तमे ॥ यमदूताः पलायंते सिंहं दृष्ट्वा यथा गजाः ॥ ३२ ॥

હે રાજન્! નિયમ શિવાય પુરુષને ફળની પ્રાપ્તિ થતી નથી.[25] જો શક્તિ હોય તો પુરુષોત્તમ માસમાં ઉપોષણ કરવું અથવા કેવળ ઘૃતપાન, દુગ્ધપાન, અયાચિત[26] કિંવા ફળાહાર ઇત્યાદિક યથાશક્તિ વ્રતાર્થી પુરુષે નિયમ કરવો. પરંતુ વ્રતભંગ ન થવો જોઇએ. માટે પ્રથમ વિચાર કરી પછી તે પ્રમાણે કરવું.[27] જે દિવસે વ્રતનો આરંભ કરવાનો હોય, તે પુણ્યદિવસે સવારમાં ઉઠી ઉપર કહ્યા પ્રમાણે પૂર્વાહ્ણિક કરી ભક્તિનો નિયમ ગ્રહણ કરવો.[28] હે ભૂપતે! ઉપવાસ, નક્ત કિંવા એક ભુક્ત ઇત્યાદિકમાંથી કોઈ પણ નિશ્ચય કરી વ્રતનું આચરણ કરવું.[29] પુરુષોત્તમ માસમાં નિત્ય ભક્તિપૂર્વક શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરવું. તેનું પુણ્ય વાણીવડે કહેવામાં બ્રહ્મદેવ પણ સમર્થ નથી.[30] પુરુષોત્તમ માસમાં શાલીગ્રામનું લક્ષ તુલસીદળથી પૂજન કરવું. તેથી અનંત પુણ્ય

**एतन्मासव्रतं राजन् श्रेष्ठं क्रतुशतादपि ॥ क्रतुं कृत्वाऽमुया-त्स्वर्गं गोलोकं पुरुषोत्तमे ॥ ३३ ॥ पृथिव्यां यानि तीर्थानि क्षेत्राणि सर्वदेवताः ॥ तद्देहे तानि तिष्ठंति यः कुर्यात्पुरुषोत्तमे ॥ ३४ ॥ दुःस्वप्नं चैवदारिद्र्यं दुष्कृतं त्रिविधं च यत् ॥ तत्सर्वं विलयं याति कृते श्रीपुरुषोत्तमे ॥ ३५ ॥ पुरुषोत्तमसेवायां निश्चलं हरिसेवकम् ॥ विघ्नाद्रक्षंति शक्राद्याः पुरुषोत्तमतुष्टये ॥ ३६ ॥ पुरुषोत्तमस्य व्रतिनो यत्र यत्र वसंति च ॥ भूतप्रेतपिशाचाद्या न तिष्ठंति तदग्रतः ॥ ३७ ॥ एवं यो विधिना राजन् कुर्या-च्छ्रीपुरुषोत्तमम् ॥ सहस्रवदनो नालं तत्फलं वक्तुमंजसा ॥ ३८ ॥ श्रीनाराण उवाच ॥ पुरुषोत्तमप्रियममुं परमादरेण**

થાય છે.[૩૧] આ પુરુષોત્તમ માસનું ઉપર કહ્યા પ્રમાણે વ્રત કરનારને જોતાં જેમ સિંહને જોઇને હાથી નાસે છે, તેમ યમદૂત પણ નાસી જાય છે.[૩૨] હે રાજન્! આ માસનું વ્રત શતાવધિ યજ્ઞ કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણ યજ્ઞ કરવાથી સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે અને પુરુષોત્તમવ્રતથી સાક્ષાત્ ગોલોકની પ્રાપ્તિ થાય છે.[૩૩] કારણ આ પૃથ્વી ઉપર જેટલાં તીર્થ, ક્ષેત્ર તથા દેવતા છે, તે પણ પુરુષોત્તમસંબંધી વ્રત કરનારના શરીરમાં છે.[૩૪] માટે પુરુષોત્તમવ્રતથી દુઃસ્વપ્ન, દારિદ્રય તથા કાયિક, વાચિક ને માનસિક એ ત્રણ પ્રકારના તાપ દૂર થાય છે.[૩૫] પુરુષોત્તમની સેવામાં જે નિશ્ચય હરિભક્ત હશે, તેનું ઇંદ્રાદિ દેવ અનેક પ્રકારના વિઘ્નથી રક્ષણ કરે છે.[૩૬] તે જ રીતે જે જે ઠેકાણે પુરુષોત્તમવ્રત કરનાર વાસ કરે છે, તે તે જગોએ તેના અગ્રભાગે ભૂત પ્રેત પિશાચ આદિક ક્ષણમાત્ર ટકી શકતા નથી.[૩૭]

હે રાજન્! આ રીતે જે શ્રીપુરુષોત્તમવ્રત કરશે, તેનું ફળવર્ણન

**कुर्यादनन्यमनसा पुरुषोत्तमो यः ॥ पुरुषोत्तमप्रियतमः पुरुषः स भूत्वा पुरुषोत्तमेन रमते रसिकेश्वरेण ॥ ३९ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारद-संवादे दृढधन्वोपाख्याने पुरुषोत्तमव्रतनियमकथनं नामद्वाविंशोऽध्यायः ॥ २२ ॥**

કરવામાં હજાર વદનવાળા શેષ પણ સમર્થ નથી.[૩૮] શ્રીનારાયણ કહે છે:– એ પ્રકારે પુરુષોત્તમનું વ્રત એકાગ્ર મનવડે પરમ આદરપૂર્વક જે કરે છે, તેજ પુરુષમધ્યે ઉત્તમ છે. કારણ તેને પુરુષોત્તમ અત્યંત પ્રિય હોવાથી તે પુરુષોત્તમ માસનો પ્રિય થઈ રસિકજનોના ઈશ પુરુષોત્તમ-સહવર્તમાન આનંદમાં રમે છે.[૩૯].

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'વ્રતી પુરુષે પાળવાના નિયમ' એ નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત

---

## અધ્યાય ૨૩ મો

### ચિત્રબાહુ રાજાની કથા

**राजोवाच ॥ किं फलं दीपदानस्य मासे श्रीपुरुषोत्तमे ॥ तन्मे वद मुनिश्रेष्ठ कृपया दीनवत्सल ॥ १ ॥ श्रीनारायण उवाच ॥ इत्थं विज्ञापितः प्राह वाल्मीकिर्मुनिसत्तमः ॥ प्रवृद्धहर्षो राजानं विनीतं प्रहसन्निव ॥ २ ॥ वाल्मीकिरुवाच ॥ शृणुष्व राजशार्दूल कथां**

રાજા પ્રશ્ન કરે છે:–હે દીનવત્સલ મુનિશ્રેષ્ઠ! આ પુરુષોત્તમ માસમાં દીપદાનનું ફળ શું છે? તે કૃપા કરી મને કહો.[૧] નારાયણ કહે છે:–એ રીતે રાજાએ પ્રાર્થના કરતાંજ તે મુનિશ્રેષ્ઠ વાલ્મીકિ

**पापप्रणाशिनीं ॥ यां श्रुत्वा याति विलयं पापं पंचविधं महत् ॥ ३ ॥ सौभाग्यनगरे राजा चित्रबाहुरिति श्रुतः ॥ सत्यसंधो महाप्राज्ञश्चासीच्छूरतरः परः ॥ ४ ॥ सहिष्णुः सर्वधर्मज्ञः शीलरूपदयान्वितः ॥ ब्रह्मण्यो भगवद्भक्तः कथाश्रवणतत्परः ॥ ५ ॥ स्वदारानिरतः शश्वत् पशुपुत्रसमन्वितः ॥ चतुरंगबलोपेतः समृद्धया धनदोपमः ॥ ६ ॥ तस्य भार्या चंद्रकला चतुःषष्टिकलाऽन्विता ॥ पतिव्रता माहाभागा भगवद्भक्तिसंयुता ॥ ७ ॥ तया सह महीपालो बुभुजे मेदिनीं युवा ॥ विना श्रीकृष्णदेवं स नैव जानाति दैवतम् ॥ ८ ॥ एकस्मि-**

આનંદયુક્ત થઈ મહા હર્ષવડે રાજાને કહેવા લાગ્યા.[૨] હે રાજશ્રેષ્ઠ! આ વિષે પાપનાશક કથા હું તને કહું છું, તે તું સાંભળ, જે કથાશ્રવણ કર્યાંથી શબ્દાદિ પંચવિષયજનિત પાંચ પ્રકારનાં પાપ નાશ પામે છે.[૩] 'સૌભાગ્ય' નામે નગરમધ્યે 'ચિત્રબાહુ' નામે એક પ્રખ્યાત રાજા હતો. તે સત્ય પ્રતિજ્ઞા પાળવાવાળો, મહાજ્ઞાનયુક્ત તથા ઉત્તમ શૂર હતો.[૪] તે પ્રમાણે તે સુખદુ:ખાદિકનો સહનશીલ, સર્વ ધર્મને જાણનારો, ઉત્તમ સ્વભાવવાળો, રૂપ તથા દયાયુક્ત હોવાથી બ્રાહ્મણ ઉપર દયા કરનાર તથા ભગવદ્ભક્ત હતો. સર્વ રીતે ભગવાનની કથા સાંભળવામાં તે તત્પર હતો.[૫] નિરંતર સ્વસ્ત્રીરત છતાં પશુ તથા પુત્રયુક્ત હતો ને તેની પાસે ગજ, અશ્વ, રથ તથા પદાતિ એવી ચતુરંગ સેના હતી અને દ્રવ્યસમૃદ્ધિમાં તે બીજા કુબેર જેવો હતો.[૬] તેની સ્ત્રી 'ચંદ્રકળા' નામે હતી. તે ચતુ:ષષ્ઠી કળાયુક્ત છતાં પતિવ્રતા, મહાભાગ્યવાળી તથા પતિમાં ભક્તિયુક્ત હતી.[૭] તેણીનો સ્વામી તારુણ્યમાં પૃથ્વીનું રાજ્ય કરતો સતો તે શ્રીકૃષ્ણ વિના બીજું કાંઈ દૈવત જાણતો

न्दिवसे राजा चित्रबाहुर्महीपतिः ॥ दृष्ट्वा समागतं दूरादगस्त्यं मुनिपुंगवम् ॥ ९ ॥ प्रणम्य दंडवद्भूमौ विधिना तमपूजयत् ॥ कल्पयित्वाऽसनं भक्त्या तस्थौ मुनिवराग्रतः ॥ १० ॥ विनयावनतो भूत्वा जगाद मुनिसत्तमम् ॥ राजोवाच ॥ अद्य मे सफलं जन्म ह्यद्य मे सफलं दिनम् ॥ ११ ॥ अद्य मे सफलं राज्यमद्य मे सफलं गृहम् ॥ यस्त्वं समागतो मेऽद्य गृहे श्रीकृष्णसेवकः ॥ १२ ॥ मुक्तोऽहं पापसंघाताद्यत्त्वयाहं निरीक्षितः ॥ तुभ्यं समर्पितं राज्यं गजाश्वरथसंयुतम् ॥ १३ ॥ वैष्णवोऽसि मुनिश्रेष्ठ नास्त्यदेयं मया तव ॥ मेरुतुल्यं भवेत्स्वल्पं वैष्णवाय समर्पितम् ॥ १४ ॥ कपर्दिकाप्रमाणं तु व्यंजनं वान्नमुत्तमम् ॥ न यच्छति दिने यस्तु वैष्णवाय द्विजन्मने ॥ १५ ॥ तद्दिनं

નહોતો.[૮] એમ છતાં એક દિવસે તેના ઘેર અકસ્માત્ અગસ્ત્ય મુનિ આવ્યા. તેમને વેગળેથી જોતાં તે ચિત્રબાહુ રાજા[૯] ભૂમિ ઉપર દંડવત્ નમસ્કાર કરી તેમને આસન આપી તેમની ભક્તિપૂર્વક પૂજા કરી, તે મુનિના અગ્રભાગે હાથ જોડી ઉભો રહ્યો.[૧૦] તે વિનયથી નમ્ર થઈ મુનીંદ્રને કહેવા લાગ્યો; આજ મારો જન્મ સફળ થયો. આજ દિવસ પણ સફળ થયો.[૧૧] મારું રાજ્ય તથા ઘર પણ સફળ થયાં. કારણ આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણના સેવક મારા ઘેર પધાર્યા.[૧૨] મારા ઉપર આપે કૃપા કરી, તેથી હું આજ સર્વ પાપથી મુક્ત થયો. ગજાશ્વરથથી યુક્ત સર્વ રાજ્ય મેં આપને અર્પણ કર્યું.[૧૩] કારણ હે મુનિશ્રેષ્ઠ! આપ જ્ઞાનવાળા છો. માટે આપને મારે કંઇપણ વસ્તુ ન આપવા જેવી નથી. "કેમ એમ" કહેશો તો તેનું કારણ એ

विफलं तस्य कथितं वेदपारगैः ॥ विष्णुभक्ताश्च ये केचित्सर्वे पूज्या द्विजातयः ॥१६॥ तेषां संभावना कार्या वाङ्मनःकायकर्मभिः ॥ कथितं मम गर्गेण गौतमेन सुमंतुना ॥ १७ ॥ तावत्प्रभा च ताराणां यावन्नोदयते रविः ॥ तावदन्ये द्विजन्मानो यावन्नायाति वैष्णवः ॥१८॥ अगस्त्य उवाच ॥ चित्रबाहो महाभाग धन्यस्त्वं सांप्रतं नृप ॥ इमा धन्याः प्रजाः सर्वा यस्त्वं रक्षसि वैष्णवः ॥ १९ ॥ तस्मिन् राष्ट्रे न वस्तव्यं यस्य राजा न वैष्णवः ॥ वरो वासो वने शून्ये न तु राष्ट्रे ह्यवैष्णवे ॥ २० ॥ चक्षुर्हीनो यथा देहः पतिहीना यथा प्रिया ॥ निरक्षरो यथा विप्रस्तथा राष्ट्रमवैष्णवम् ॥ २१ ॥ दंतहीनो यथा

કે, જ્ઞાનીને આપેલું અલ્પદાન પણ મેરુતુલ્ય થાય છે.[૧૪] એમ છતાં કોડી ભર શાક અથવા કિંચિત્ અન્ન જ્ઞાનયુક્ત બ્રાહ્મણને જે આપતો નથી.[૧૫] તેનો દિવસ નિષ્ફળ છે, એમ વેદવેત્તાએ કહેલું છે; માટે જે જ્ઞાની બ્રાહ્મણ હોય, તે સર્વ પ્રકારે પૂજ્ય છે.[૧૬] માટે વાણીવડે, મનવડે તથા કર્મવડે તેની સર્વદા સંભાવના કરવી. એ પ્રકારે ગર્ગાચાર્ય, ગૌતમ તથા સુમંતુએ કહેલું છે.[૧૭] જ્યાં સૂધી સૂર્યોદય થયો નથી ત્યાં સૂધી જેવી રીતે નક્ષત્રગણ પ્રકાશમાન રહે છે, તેવી જ રીતે જ્ઞાનયુક્ત નહિ આવે ત્યાં સૂધી બીજા બ્રાહ્મણો છે.[૧૮] અગસ્ત્ય કહે છે;—હે ચિત્રબાહુરાજા ! તું મહાભાગ્યવાન્ છે, ધન્ય છે અને તારી સર્વ પ્રજાને પણ ધન્ય છે કે જેનું તું વિષ્ણુભક્તરાજા રક્ષણ કરે છે.[૧૯] માટે રાજા જ્ઞાની ન હોય તે ભાગમાં વાસ કરવો નહિ. અભક્ત રાજ્યમાં વાસ કર્યા કરતાં શૂન્ય અરણ્યમાં વાસ કરવો સારો છે.[૨૦] તેથી નેત્ર વિના જેવો દેહ, પતિ વગરની જેવી ભાર્યા, વિદ્યા

**हस्ती पक्षहीनो यथा खगः ॥ द्वादशी दशविद्धा च तथा राष्ट्रमवैष्णवम् ॥ २२ ॥ दर्भहीना यथा संध्या तिलहीनं च तर्पणम् ॥ वृत्त्यर्थं देवसेवा च तथा राष्ट्रमवैष्णवम् ॥२३॥ सकेशा विधवा यद्वद् व्रतं स्नानविवर्जितम् ॥ शूद्रश्च ब्राह्मणीगामी तथा राष्ट्रमवैष्णवम् ॥ २४ ॥ स राजा प्रोच्यते सद्भिर्यः श्रीकृष्णपदाश्रयः ॥ तद्राष्ट्रं वर्द्धते नित्यं सुखी भवति तत्प्रजा ॥२५॥ दृष्टिर्मे सफला राजन् यन्मया त्वं निरीक्षितः ॥ अद्य मे सफला वाणी ह्युच्यते यत्त्वया सह ॥ २६ ॥ इदं राज्यं त्वया राजन् प्रकर्त्तव्यं ममाज्ञया ॥ प्रतिष्ठितो मया राज्ये गमिष्याम्यस्तु स्वस्ति ते ॥२७॥ श्रीनारायण उवाच ॥ इत्युक्त्वा**

વિનાનો જેવો બ્રાહ્મણ, તે જ પ્રમાણે અભક્ત રાજ્યને પણ જાણવું.[૨૧] દંત વગરનો જેવો હસ્તી, પાંખ વગરનો જેવો પક્ષી તથા દશમીવિદ્ધા જેવી એકાદશી, તે જ પ્રમાણે અભક્ત રાજ્ય જાણવું.[૨૨] દર્ભ વિના જેવી સંધ્યા, તિલ વગર જેવું તર્પણ તથા ઉપજીવન અર્થે જેવી દેવસેવા, તેવી રીતે અભક્ત રાજ્ય છે.[૨૩] વળી વિધવા જેમ કેશ ધારણ કરે, સ્નાન શિવાયનું વ્રત તથા બ્રાહ્મણ સ્ત્રી જોડે ગમન કરનારો શૂદ્ર હોય છે, તે જ પ્રમાણે અભક્ત રાજ્ય છે.[૨૪] માટે શ્રીકૃષ્ણનાં ચરણનો આશ્રય કરી જે રાજ્ય કરે છે, તેને જ સત્પુરુષ રાજા કહે છે. તેનું જ રાજ્ય સર્વદા વૃદ્ધિંગત થાય છે અને તેની પ્રજા સુખ પામે છે.[૨૫] માટે હે રાજન્! આ જ તને જોઈને મારી દૃષ્ટિ સફળ થઈ અને તારી સાથે ભાષણ કરવાથી મારી વાણી પણ સફળ થઈ.[૨૬] તે માટે હે રાજન્! તું આ રાજ્ય મને આપે છે તો તું જ મારી આજ્ઞાથી રાજ્ય કર. આ રાજ્ય ઉપર મેં તને સ્થાપન કર્યો. હવે હું જાઉં છું.

**गंतुकामं तमगस्त्यं मुनिपुंगवम् ॥ ननाम परया भक्त्या महीषी
सा पतिव्रता ॥ २८ ॥ अगस्त्य उवाच ॥ अवैधव्यं सदा
तेऽस्तु भक्त्या भज पतिं शुभे ॥ दृढा तेऽस्तु सदा भक्तिः श्री-
गोपीजनवल्लभे ॥ २९ ॥ इत्थमाशीर्ददानं तं भूयः प्राह मही-
पतिः ॥ बद्धांजलिपुटो भूत्वा विनयानतकंधरः ॥३०॥ चित्र-
बाहुरुवाच ॥ विपुला मे कथं लक्ष्मीः कथं राज्यमकंटकम् ॥
पतिव्रता कथं पत्नी किं कृतं सुकृतं मया ॥ ३१ ॥ एतन्मे
ब्रूहि विप्रेंद्र तवाहं शरणं गतः ॥ करस्थामलवत्सर्वं जानासि
त्वं मुनीश्वर ॥ ३२ ॥ श्रीनारायण उवाच ॥ इत्थमावेदितो
राज्ञा अगस्त्यो मुनिपुंगवः ॥ समाहितमना भूत्वा जगाद नृप-
सत्तमम् ॥ ३३ ॥ अगस्त्य उवाच ॥ मया विलोकितं सर्वं**

તારું કલ્યાણ હો.[૨૭] શ્રીનારાયણ કહે છે:—એ પ્રકારે બોલી તે અગસ્ત્ય મુનિ જવા લાગ્યા. તે વખતે તે રાજાની પતિવ્રતા રાજપત્નીએ તે મુનિને પરમભક્તિવડે નમસ્કાર કર્યો.[૨૮] અગસ્ત્ય ઋષિ તેણીને આશીર્વાદ દેવા લાગ્યા; હે કલ્યાણિ! તને નિરંતર સૌભાગ્ય હો. તું ભક્તિપૂર્વક પતિની સેવા કરજે, એટલે શ્રીકૃષ્ણનાં ચરણારવિંદે તારી દૃઢ ભક્તિ થશે.[૨૯] આ પ્રમાણે તેમણે આશીર્વાદ આપ્યા પછી ફરીથી તે રાજાએ હાથ જોડી વિનયપૂર્વક નમ્ર થઈ પ્રશ્ન કર્યો કે,[૩૦] આ અત્યંત સંપત્તિ, નિષ્કંટક રાજ્ય તથા પતિવ્રતા પત્ની આ સર્વ મને કયા કારણથી મળ્યું? એવું તે મેં પૂર્વે શું પુણ્ય કર્યું હતું,[૩૧] તે મને કહો. હે વિપ્રેંદ્ર! હું આપના શરણે આવ્યો છું. હે મુનીશ્વર! આપ સ્વચ્છ ઉદકતુલ્ય સર્વ જાણનારા છો.[૩૨] આ રીતે રાજાએ પ્રાર્થના કરતાં તે અગસ્ત્ય મુનિ ચિત્તસાવધાન કરી તે ઉત્તમ રાજાને કહેવા લાગ્યા[૩૩] કે,

प्राक्तनं चरितं तव ॥ तत्सर्वं कथयाम्यद्य सेतिहासं पुरातनम् ॥ ३४ ॥ चमत्कारपुरे रम्ये मणिग्रीवाभिधानभृत् ॥ त्वमभूः शूद्रजातीयो जीवहिंसापरायणः ॥३५॥ नास्तिको दुष्टचारित्रः परदारप्रधर्षकः ॥ कृतघ्नो दुर्विनीतश्च शिष्टाचारविवर्जितः ॥३६॥ या चेयं भवतो भार्या पूर्वजन्मनि सुंदरी ॥ कर्मणा मनसा वाचा पतिसेवापरायणा ॥ ३७ ॥ पतिव्रता महाभागा धर्मनिष्ठा मनस्विनी ॥ भावं न कुरुते दुष्टं तवोपरि कदाचन ॥३८॥ ज्ञातिभिस्त्वं परित्यक्तो बंधुभिः पापकर्मकृत् ॥ राज्ञा क्रुद्धेन ते सर्वं गृहीतं धनमुत्तमम् ॥ ३९ ॥ ततोऽवशिष्टं यत्किंचिद् गृहीतं ज्ञातिभिस्तदा ॥ गते द्रव्ये धनाकांक्षा तवासीद्विपुला तदा ॥४०॥

તારું પૂર્વ જન્મચરિત્ર મેં સર્વ જોઈ લીધું છે. તે પુરાતન ઇતિહાસ જે હું તને કહું છું તે તું સાંભળ.[૩૪] પૂર્વે 'ચમત્કાર' નામના રમણીય નગરમાં તું 'મણિગ્રીવ' નામનો શૂદ્રજાતિ છતાં જીવહિંસા કરનારો હતો.[૩૫] તેમ જ નાસ્તીક, દુરાચારી, પરસ્ત્રીનું હરણ કરનારો, કૃતઘ્ન, દુર્જનમાત્રને નમ્ર રહેનારો તથા શિષ્ટાચારરહિત હતો.[૩૬] આ તારી સ્ત્રી પૂર્વે કર્મ, મન અને વાણીવડે પતિસેવા કરવામાં તત્પર હતી.[૩૭] તે મહા ભાગ્યશાળી પતિવ્રતા હતી, તેથી તેની પ્રશસ્ત મનવડે ધર્મ ઉપર નિષ્ઠા હતી. જો કે તું દુષ્ટ હતો, તોપણ તેણે તારા ઉપર કદી પણ દોષબુદ્ધિ પ્રેરી નહિ.[૩૮] પરન્તુ તું પાપકર્મ કરનારો હોવાથી જ્ઞાતિએ તથા બંધુવર્ગે મળી તારો ત્યાગ કર્યો અને રાજાએ પણ તારા ઉપર ક્રોધ કરી તારું સર્વ દ્રવ્ય હરણ કર્યું.[૩૯] તેમાંથી જે કિંચિત્ દ્રવ્ય રહ્યું, તે જ્ઞાતિએ ગ્રહણ કર્યું. એ રીતે જ્યારે કંઈ પણ રહ્યું નહિ,

**क्षीयमाणे धने साध्वी नत्वा मत्यजदुन्मनाः ॥ एवं तिरस्कृतः सर्वैस्त्वं गतवान्निर्जनं वनम् ॥४१॥ हत्वा जीवाननेकांश्च त्वं चकर्थात्मपोषणम् ॥ एवं वसतस्तस्य पत्न्या सह महीपते ॥४२॥ एकदा धनुरुद्यम्य मणिग्रीवो वनं गतः ॥ बहुव्यालमृगाकीर्णं मृगमांसजिघृक्षया ॥ ४३ ॥ तस्मिन्निर्मानुषेऽरण्ये मध्ये मार्गं महामुनिः ॥ उग्रदेव इति ख्यातो दिङ्मूढो विह्वलोऽभवत् ॥४४॥ तृषा संपीडितोऽत्यर्थं मध्यंदिनगते रवौ ॥ तत्रैव पतितो राजन्मुमूर्षुरभवत्तदा ॥ ४५ ॥ तं दृष्ट्वा ते दया जाता दिग्भ्रष्टं दुःखितं द्विजम् ॥ उत्थाप्य तं द्विजन्मानं गृहीत्वा स्वाश्रमं गतः ॥ ४६ ॥ दंपतीभ्यां कृता सेवा दुःखितस्य द्विज-**

તે વેળા તને દ્રવ્યની અત્યંત ચિંતા થવા લાગી.[૪૦] આ રીતે જ્યારે દ્રવ્યનો ક્ષય થયો ત્યારે પણ આ સાધ્વીનું મન ઉદાર હોવાથી તેણે તારો ત્યાગ કર્યો નહિ, પણ ઇતર સર્વેએ તારો તિરસ્કાર કરવાથી તું નિર્જન વનપ્રતિ ગયો.[૪૧] પછી હે પૃથ્વીપતે! તે વનમાં તું અનેક જીવહિંસા કરી પોતાનું પોષણ કરવા લાગ્યો. એ રીતે તે અરણ્યમાં પત્નીસહિત રહ્યો છતાં[૪૨] એક દિવસે તું ધનુષ પકડીને ઘણાક વ્યાલ તથા મૃગવડે વ્યાપ્ત એવા વનમાં મૃગમાંસ ગ્રહણ કરવા માટે ગયો.[૪૩] તે વેળા તે નિર્મનુષ્ય માર્ગમધ્યે કોઈ એક 'ઉગ્રદેવ' નામે મહામુનિ દિશા ભૂલી જવાથી અત્યંત વ્યાકુલ થયા હતા.[૪૪] તે વખતે મધ્યાહ્ન સૂર્ય થયેલો, તેથી અતિશય તૃષાક્રાંત થઈ તે જ જગોએ કેવળ મરણોન્મુખ થઈ તેઓ બેશુદ્ધ પડેલા હતા.[૪૫] એ રીતે દિગ્ભ્રાંત થઇને દુઃખી થયેલા બ્રાહ્મણને જોઈ તને દયા ઉત્પન્ન થઈ અને તું તે બ્રાહ્મણને પોતાના આશ્રમ પ્રતિ લઈ આવ્યો.[૪૬] ત્યાર પછી તમે દંપતીએ તે દુઃખી

न्मनः ॥ उग्रदेवो महायोगी मुहूर्तानंतरं तदा ॥४७॥ अवाप्य चेतनां तत्र विस्मयं समजीगमत् ॥ तत्रस्थोऽहं कुतश्चात्र केनानीतो वनांतरम् ॥ ४८ ॥ श्रीनारायण उवाच ॥ मणिग्रीवो वदद्विप्रं रमणीयामिदं सरः ॥ अत्रास्ते शीतलं वारि पद्मिनीपुष्पवासितम् ॥ ४९ ॥ तत्र स्नात्वा जले शीते कृत्वा पूर्वाह्णिकीः क्रियाः ॥ कुरु ब्रह्मन्फलाहारं पिब वारि सुशीतलम् ॥ ५० ॥ सुखेन कुरु विश्रामं मया संरक्षितोऽधुना ॥ उत्तिष्ठ त्वं मुनिश्रेष्ठ प्रसादं कर्तुमर्हसि ॥ ५१ ॥ अगस्त्य उवाच ॥ लब्धसंज्ञस्तदा विप्र उग्रदेवो गतश्रमः ॥ मणिग्रीववचः श्रुत्वा समुत्तस्थौ तृषातुरः ॥ ५२ ॥ मणिग्रीवभुजालंबी जगाम सरसीतटम् ॥ उपविष्टश्चित्रबाहो तत्तटे वटशोभिते ॥ ५३ ॥

બ્રાહ્મણની ઉત્તમ પ્રકારે સેવા કરી. એ ઘડી પછી તે ઉગ્રદેવ[૪૭] સાવધ થઈને મહા આશ્ચર્ય પામવા લાગ્યા કે, હું નિર્જન વનમાં હતો, છતાં અહિંયાં શી રીતે આવ્યો ને આ વનમાં મને કોણે આણ્યો?[૪૮] એ રીતે તે વિસ્મય પામવા લાગ્યો ત્યારે મણિગ્રીવ કહેવા લાગ્યો; હે બ્રહ્મન્! અહિંયાં આ રમણીય સરોવર છે, તેનું પાણી કમળપુષ્પવડે સુગંધિત તથા શીતળ છે.[૪૯] તે શીતળ ઉદકમાં તમે સ્નાન કરી પૂર્વાહ્ણિક કર્મ કરો અને હે બ્રહ્મન્! ફળનો આહાર કરી આ શીતળ જળનું પ્રાશન કરો.[૫૦] પછી સુખે કરીને વિશ્રાંતિ કરો. હું આપનું રક્ષણ કરું છું. હે મુનિશ્રેષ્ઠ! મારા ઉપર કૃપા કરો.[૫૧] અગસ્ત્ય કહે છેઃ— એ પ્રકારે મણિગ્રીવનું વાક્ય સાંભળતાં જ તે ઉગ્રદેવ બ્રાહ્મણ સારી પેઠે સાવધ થઈ શ્રમરહિત થઈ તૃષાક્રાંત થયેલા તત્કાળ ઉઠ્યા[૫૨] અને

**विश्रम्य तत्क्षणं विप्रो वटच्छायामधिश्रितः ॥ स्नात्वा नित्यविधिं कृत्वा वासुदेवमपूजयत् ॥५४॥ देवान् पितॄंश्च संतर्प्य पपौ नीरं सुशीतलम् ॥ उग्रदेवस्ततः शीघ्रं वटमूलमुपाश्रितः ॥५५॥ मणिग्रीवः सपत्नीको ननाम मुनिसत्तमम् ॥ विनयेनावदद्वाचमातिथ्यं कर्तुमुन्मनाः ॥ ५६ ॥ मणिग्रीव उवाच ॥ अस्मत्संतारणायाद्य मदाश्रममुपागतः ॥ ब्रह्मंस्त्वद्दर्शनादेव पापं मे विलयं गतम् ॥५७॥ इत्युक्त्वा तं प्रियामाह मणिग्रीवो मुदान्वितः ॥ अयि सुंदरि पक्कानि स्वादूनि यानि यानि च ॥५८॥ तानि च्युतफलानि त्वं शीघ्रमानय मा चिरम् ॥ अन्यत्कंदादि यत्किंचित्तदानय शुभानने ॥५९॥**

મણિગ્રીવનો હાથ પકડી તે સરોવરની તીરે ગયા. હે ચિત્રબાહો! તે તટ, વટવૃક્ષથી સુશોભિત હતો. ત્યાં તેઓ બેઠા.[૫૩] તે વટવૃક્ષની છાયા નીચે ક્ષણમાત્ર વિશ્રાંતિ લઈ પછી સ્નાન કર્યું. પછી યથાવિધિ નિત્યકર્મ કરી શ્રીવાસુદેવની પૂજા કરી.[૫૪] ત્યાર પછી દેવ, ઋષિ તથા પિતરોનું તર્પણ કરી તે શીતળ જળનું પાન કર્યું. પછી ફરી તે ઉગ્રદેવ જલદીથી વટમૂળ પાસે આવ્યા.[૫૫] તે સમયે તે મણિગ્રીવ પત્નીસહિત તે મુનીશ્વરને નમસ્કાર કરી વિનયવડે તે મુનિનું આતિથ્ય કરવા માટે ઉત્કંઠાપૂર્વક નીચે પ્રમાણે કહેવા લાગ્યો:[૫૬] હે બ્રહ્મન્! આપ અમારો ઉદ્ધાર કરવા માટે અમારા આશ્રમે આવ્યા. આપનાં દર્શનથી મારું સર્વ પાપ નાશ પામ્યું છે.[૫૭] આ રીતે તેમની પ્રાર્થના કરી તે મણિગ્રીવ સંતોષપૂર્વક પોતાની ભાર્યાને કહેવા લાગ્યો, અરે સુંદરિ! આપણા ઘરમાં પકવ થયેલાં સારાં સ્વાદયુક્ત એવાં જે જે,[૫૮] આમ્રફળ હોય તે તથા અન્ય કંદમૂળ હોય, તે સત્વર તું અહીં લઈ આવ.

**निजनाथवचः श्रुत्वा फलान्यादाय सुंदरी ॥ कंदादिकं च विप्राग्रे स्थापयामास हर्षतः ॥ ६० ॥ मणिग्रीवः पुनर्वाक्यमुवाच मुनिसत्तमम् ॥ फलान्यंगीकुरु ब्रह्मन्कृतार्थीकुरु दंपती ॥ ६१ ॥ उग्रदेव उवाच ॥ त्वामहं नैव जानामि कस्त्वं भोः कथयस्व मे ॥ अज्ञातस्य न भोक्तव्यं ब्राह्मणेन विजानता ॥ ६२ ॥ मणिग्रीव उवाच ॥ शूद्रोऽहं द्विजशार्दूल मणिग्रीवाभिधानतः ॥ स्वजनैर्जातिवर्गैश्च परित्यक्तः स्वबांधवैः ॥६३॥ इत्थं शूद्रवचः श्रुत्वा फलाहारमचीकरत् ॥ उग्रदेवः प्रसन्नात्मा ततो नीरमपीपिबत् ॥ ६४ ॥ ततो विप्रं सुखासीनं मणिग्रीवोऽवदद्वचः ॥ लालयंस्तत्पदांभोजयुगं स्वांकगतं मुहुः ॥६५॥ मणिग्रीव उवाच ॥ क गंतव्यं मुनिश्रेष्ठ कुतस्त्वं चेह कानने ॥**

હે સુશોભને! વાર મા કરીશ.[૫૯] આ રીતે પતિનું વચન સાંભળી તે સુંદરીએ ફળ તથા કંદાદિક લઈ તે બ્રાહ્મણના મોઢા આગળ ધર્યાં.[૬૦] તે વેળા તે મણિગ્રીવ ફરીથી તે મુનિશ્રેષ્ઠપ્રત્યે કહેવા લાગ્યો, હે બ્રાહ્મણ! આ ફળનો સ્વીકાર કરી આપ અમોને કૃતાર્થ કરો.[૬૧] ઉગ્રદેવ કહે છે, અરે! તને હું જાણતો નથી. તું કોણ છે તે કહે. કારણ વિદ્વાન્ બ્રાહ્મણે અપરિચિત પુરુષ પાસેથી મળેલું ભોજન લેવું નહિ.[૬૨] મણિગ્રીવ કહે છે, હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હું 'મણિગ્રીવ' નામનો શૂદ્ર છું. મારા સ્વજનોએ, જાતિવર્ગે તથા ભાઈઓએ મારો ત્યાગ કર્યો છે.[૬૩] આ રીતનું શૂદ્રનું બોલવું સાંભળી ઉગ્રદેવે મન વિષે પ્રસન્ન થઈ ફળનો આહાર કર્યો. પછી જળનું પાન કર્યું.[૬૪] પછી તે સુખે કરીને બેઠા ત્યારે તેમનાં બન્ને ચરણારવિંદને પોતાના ખોળામાં લઈ તે બોલવા લાગ્યો;[૬૫] હે મુનિશ્રેષ્ઠ! આપ આવા હિંસક તથા દુષ્ટપ્રાણિયુક્ત મનુષ્યરહિત વનમાં કેવી રીતે આવ્યા અને

**निर्जने निर्जले दुष्टे हिंस्रजंतुसमाकुले ॥ ६६ ॥ उग्रदेव उवाच ॥ ब्राह्मणोऽहं महाभाग प्रयागं गंतुमुत्सहे ॥ अधुनाऽज्ञातमार्गेण संप्राप्तो दारुणे वने ॥ ६७ ॥ तत्र श्रांतस्तृषाक्रांतो मुमूर्षुरभवं क्षणात् ॥ जीवितं मे त्वया दत्तं ब्रूहि किं ते ददाम्यहम् ॥ ६८ ॥ अरण्यं केन दुःखेन दंपतीभ्यां समाश्रितम् ॥ त्वद्दुःखमपनेष्यामि मणिग्रीव वदस्व मे ॥६९॥ अगस्त्य उवाच ॥ इत्युग्रदेववचनं ललितं निशम्य पत्न्याः समक्षमनुनीय मुनीश्वरं तम् ॥ दारिद्र्यसागरतितीर्षुरसौ स्वकीयं वृत्तांतमाह निजकर्मविपाकमुग्रम् ॥ ७० ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्याने त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥**

અહિંથી આપને કઈ તરફ જવા વિચાર છે?[૬૬] ઉગ્રદેવ કહે છે, હે મહા ભાગ્યવાન્! હું પ્રયાગ જવા નિકળ્યો હતો, પણ અકસ્માત્ માર્ગ ચૂકવાથી આ ભયંકર અરણ્યમાં આવી ચઢ્યો છું.[૬૭] પછી અત્યંત શ્રમને લીધે તૃષાક્રાંત થઈ ક્ષણમાત્રમાં હું મરણોન્મુખ થયો હતો, પણ તેં મને જીવિતદાન આપ્યું, માટે હું તેનો બદલો તને કેવી રીતે આપું?[૬૮]

હે મણિગ્રીવ! તેં આ વનનો કયા દુઃખને લીધે આશ્રય કર્યો, તે મને કહે. હું તારા દુઃખનો પરિહાર કરીશ.[૬૯] અગસ્ત્ય કહે છે; આ રીતે ઉગ્રદેવનું વચન સાંભળી પત્ની સમક્ષ તે મુનીશ્વર પ્રત્યે નમ્ર થઈ, દારિદ્ર્યરૂપી સાગર તરવા માટે ઉત્કંઠિત થઈ પોતાના કર્મના પરિણામનું ઉગ્ર વૃત્તાંત મણિગ્રીવ નીચે પ્રમાણે કહેવા લાગ્યો.[૭૦]

**ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'ચિત્રબાહુ રાજાની કથા' એ નામનો અધ્યાય ૨૩ મો સમાપ્ત**



## અધ્યાય ૨૪ મો
## હિંગોરાના તેલદીપકનું માહાત્મ્ય

मणिग्रीव उवाच ॥ चमत्कारपुरे रम्ये विद्वज्जनसमाकुले ॥ मम वासोऽभवत्तत्र धर्मपत्न्या सह द्विज ॥ १ ॥ धनाढ्यस्य पवित्रस्य परोपकृतिशालिनः ॥ कदाचिद्दैवयोगेन दुर्बुद्धिः समपद्यत ॥ २ ॥ मया धर्मपरित्यागः कृतश्च दुष्टबुद्धिना ॥ परस्त्रीसेवनं नित्यमपेयं पीयते स्म ह ॥ ३ ॥ चौर्यहिंसापरश्चाहं परित्यक्तः स्वबंधुभिः ॥ बृहद्बलेन भूपेन मद्गृहं लुंठितं तदा ॥ ४ ॥ अवशिष्टं च यत्किंचिद् गृहीतं बंधुभिर्धनम् ॥ तिरस्कृतस्ततः सर्वैर्वनवासमचीकरम् ॥५॥ कृत्वा जीववधं नित्यं जीवेयं भार्यया सह ॥ एतस्मिन्विपिने घोरे वसतो मे दुरात्मनः ॥ ६ ॥ कुरु चानुग्रहं ब्रह्मन् पापयुक्तस्य सांप्रतम् ॥ प्राचीन

મણિગ્રીવ કહે છે, હે દ્વિજશ્રેષ્ઠ! રમણીય ચમત્કારપુરમાં પૂર્વે નિરંતર વિદ્વજ્જન સમાજમાં આ ધર્મપત્ની સાથે હું રહેતો હતો.[1] હું ધનાઢ્ય, પવિત્ર અને પરોપકાર કરવામાં તત્પર હતો. દૈવયોગે મને દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ.[2] મેં દુષ્ટબુદ્ધિવડે સ્વધર્મનો ત્યાગ કર્યો અને હું નિત્ય પરસ્ત્રીગમન તથા પ્રાશન કરવા અયોગ્ય વસ્તુનું પ્રાશન કરવા લાગ્યો.[3] વળી ચોરી તથા હિંસા કરવા તત્પર થયો. આથી બંધુવર્ગે મારો ત્યાગ કર્યો અને બૃહદ્બલરાજાએ મારું સર્વ ઘર લુંટી લીધું.[4] તેમાંથી જે કાંઈ ધન બચ્યું, તે ભાઈઓએ લઈ લીધું. આ રીતે જ્યારથી સર્વેએ મારો તિરસ્કાર કર્યો. ત્યારથી હું આ વનમાં વાસ કરી રહેવા લાગ્યો.[5] ત્યાં અનેક પ્રાણિમાત્રનો વધ કરી સ્ત્રીસહવર્તમાન, ઉપજીવિકા કરવા

**पुण्यपुंजेन संप्राप्तो गहने भवान् ॥ ७ ॥ त्वामहं शरणं यातः सपत्नीको महामुने ॥ उपदेशप्रसादेन कृतार्थीकर्तुमर्हसि ॥ ८ ॥ येन मे तीव्रदारिद्र्यं विलयं याति तत्क्षणात् ॥ अतुलं वैभवं लब्ध्वा विचरामि यथा सुखम् ॥ ९ ॥ उग्रदेव उवाच ॥ कृतार्थोऽसि महाभाग यदाऽतिथ्यं कृतं मम ॥ अतस्ते भावि कल्याणं सपत्नीकस्य सांप्रतम् ॥१०॥ विना व्रतैर्विना तीर्थैर्विना दानैरयत्नतः ॥ दारिद्र्यं ते लयं याति तथा निर्धारितं मया ॥ ११ ॥ अतः परं तृतीयोऽस्ति मासः श्रीपुरुषोत्तमः ॥ भवद्भ्यां तत्र विधिना दंपतीभ्यां प्रयत्नतः ॥ १२ ॥ कर्तव्यं दीपदानं च पुरुषोत्तमतुष्टये ॥ तेन ते तीव्रदारिद्र्यं समूलं नाशमेष्यति ॥१३॥ तिलतैलेन कर्तव्यः सर्पिषा विभवे**

લાગ્યો. એ રીતે આ ઘોર વન મધ્યે હું દુરાત્મા વાસ કરું છું.[૬] પાપી એવા મારાપર હે બ્રહ્મન! સાંપ્રતકાળે આપ અનુગ્રહ કરો. મારા પૂર્વપુણ્યવડે આપ આવા ગહન વનમાં આવી પહોંચ્યા.[૭] માટે હે મહામુનિ! હું પત્ની સહિત આપને શરણે આવ્યો છું. આપ મને ઉપદેશ કરી કૃતાર્થ કરવા યોગ્ય છો.[૮] જેથી મારુ તીવ્ર દારિદ્ર્ય તત્ક્ષણ નાશ પામે અને અતુલ ઐશ્વર્યને પ્રાપ્ત થઈ હું યથાસુખ વિહાર કરું.[૯] ઉગ્રદેવ કહે છે, હે મહાભાગ્યવાન્! તેં જ્યારથી મારું આતિથ્ય કર્યું, ત્યારથી જ તું કૃતાર્થ થયો છે. હવે પછી તારું પત્ની સહવર્તમાન કલ્યાણ થશે.[૧૦] વ્રત વિના, તીર્થયાત્રા કર્યા વિના, દાન કર્યા વિના તથા કેવળ યત્ન કર્યા વિના તારું દારિદ્ર્ય જશે નહિ, એવું મેં ધાર્યું છે.[૧૧] માટે તું એવું કર કે, આજથી ત્રીજો માસ 'પુરુષોત્તમ' આવશે,

**सति ॥ तयोर्मध्ये न किंचित्ते कानने वसतोऽधुना ॥ १४ ॥ इंगुदीजेन तैलेन दीपः कार्यस्त्वयाऽनघ ॥ यावन्मासं स नियमं मणिग्रीवः स्त्रिया सह ॥ १५ ॥ अस्मिन्सरोवरे स्नात्वा सह पत्न्या निरंतरम् ॥ एवमेव हि कर्तव्यं मासमात्रं त्वया वने ॥१६॥ अयमेवोपदेशस्तु सपत्नीकाय मे कृतः ॥ त्वदातिथ्य-प्रसन्नेन मया निगमनिश्चितम् ॥ १७ ॥ अन्यथा दीपदानं हि रमावृद्धिकरं नृणाम् ॥ विधिना क्रियमाणं चेत्किं पुनः पुरुषोत्तमे ॥ १८ ॥ वेदोक्तानि च कर्माणि दानानि विविधानि च ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ १९ ॥ तीर्थानि सकलान्येव शास्त्राणि सकलानि च ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ २० ॥ योगो ज्ञानं तथा सांख्यं**

તેમાં તમે ઉભય દંપતીએ પ્રયત્નવડે[૧૨] પુરુષોત્તમપ્રીત્યર્થં દીપદાન કરવું. એ પરથી તારું તીવ્ર દારિદ્રય દૂર થશે.[૧૩] તે દીવો તલના તેલનો અથવા સામર્થ્ય હોય તો ઘીનો કરવો. તેમ છતાં તું અરણ્યમાં વાસ કરે છે તો[૧૪] તારા પાસે કંઈ નહિ હોય તેથી તારે હિંગોરામાંથી નીકળેલા તેલનો દીવો કરવો. હે મણિગ્રીવ! તું સ્ત્રીસહિત એક માસ પર્યંત નિયમ ધારણ કર[૧૫] અને આ સરોવરમાં પત્નીસહિત નિત્ય પ્રાતઃસ્નાન કર. એ રીતે એક માસ પર્યંત તું વનમધ્યે રહી દીવો કર.[૧૬] તારી મનઃ-કામના પૂર્ણ થવા વેદમાં નિશ્ચય કરેલો ઉપદેશ મેં તને પ્રસન્ન થઈ કહ્યો.[૧૭] સામાન્ય દીપદાન મનુષ્યની સંપત્તિની વૃદ્ધિ કરનાર છે, તો પછી પુરુષોત્તમ માસમાં યથાવિધિ કર્યું હોય તો તેને ઐશ્વર્ય પ્રાપ્ત થાય, તેમાં તો શું જ કહેવું?[૧૮] માટે વેદોક્ત કર્મ તથા અનેક પ્રકારનાં દાન પુરુષોત્તમ માસમાં દીપના સોળમા હિસ્સાની બરોબરી કરવા સમર્થ

**तंत्राणि सकलान्यपि ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ २१ ॥ कृच्छ्रचांद्रायणादीनि व्रतानि निखिलानि च ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ २२ ॥ वेदाभ्यासो गयाश्राद्धं गोमतीतटसेवनम् ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥२३॥ उपरागसहस्राणि व्यतीपातशतानि च ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ २४ ॥ कुर्वादिक्षेत्रवर्याणि दंडकादिवनानि च ॥ पुरुषोत्तमदीपस्य कलां नार्हति षोडशीम् ॥ २५ ॥ एतद्गुह्यतमं वत्स नाख्येयं यस्य कस्यचित् ॥ धनधान्यपशुव्रातपुत्रपौत्रयशस्करम् ॥ २६ ॥ वंध्यावंध्यत्वशमनमवैधव्यकरं स्त्रियाः ॥ राज्यदं राज्यभ्रष्टस्य चिंतितार्थकरं नृणाम् ॥ २७ ॥ कन्या विंदेत भर्तारं गुणिनं चिरजी-**

નથી.[૧૯] તેમ જ સકળતીર્થ તથા સંપૂર્ણ શાસ્ત્ર પણ પુરુષોત્તમ માસના દીપના સોળમા હિસ્સાની બરોબરી કરી શકતાં નથી.[૨૦] તે જ પ્રમાણે યોગશાસ્ત્રીય જ્ઞાન [તત્વજ્ઞાન] તથા સર્વ તંત્ર પણ પુરુષોત્તમ માસના દીપના સોળમા હિસ્સાની બરોબર કરનાર નથી.[૨૧] કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ સંપૂર્ણ વ્રત પણ પુરુષોત્તમ માસના દીપના સોળમા હિસ્સાની બરોબર કરનાર નથી.[૨૨] વેદાભ્યાસ, ગયાશ્રાદ્ધ તથા ગોમતી નદીના તીરે વાસ પણ પુરુષોત્તમ માસના દીપની સોળમી કળાને યોગ્ય નથી.[૨૩] સહસ્રાવધિ ગ્રહણ તથા શતશઃવ્યતીપાત પણ દીપની સોળમી કળાને યોગ્ય નથી.[૨૪] કુરુક્ષેત્રાદિ ઉત્તમ ક્ષેત્ર તથા દંડકાદિ અરણ્ય પણ દીપની સોળમી કળાને યોગ્ય નથી.[૨૫] હે વત્સ! એ પ્રકારે દીપદાનરૂપ સાધન ધન, ધાન્ય, પશુસમૂહ, પુત્ર પૌત્રની વૃદ્ધિ કરનાર છે. આ વાત પરમ ગુહ્ય છે. ગમે તેવાને આવું ગુહ્ય વ્રત કહેવું નહિ.[૨૬] આ દીપદાનથી વંધ્યાસ્ત્રીનું વંધ્યત્વપણું દૂર

**विनम् ॥ कांतार्थी लभते कांतां सुशीलां च पतिव्रताम् ॥२८॥ विद्यार्थी लभते विद्यां सुसिद्धिं सिद्धिकामुकः ॥ कोशकामो लभेत्कोशं मोक्षार्थी मोक्षमाप्नुयात् ॥ २९ ॥ विना विधिं विना शास्त्रं यः कुर्यात्पुरुषोत्तमे ॥ दीपं तु यत्र कुत्रापि कामितं सर्वमाप्नुयात् ॥३०॥ किं पुनर्विधिना वत्स दीपं कुर्यात्प्रयत्नतः ॥ तस्माद्दीपः प्रकर्त्तव्यो मासे श्रीपुरुषोत्तमे ॥ ३१ ॥ एतदुक्तं मया तेद्य तीव्रदारिद्र्यनाशनम् ॥ स्वस्ति तेऽस्तु गमिष्यामि संतुष्टः सेवया तव ॥ ३२ ॥ अगस्त्य उवाच ॥ इत्युक्त्वा विप्रवर्योऽसौ प्रयागं संजगाम ह ॥ द्विभुजं मुरलीहस्तं मनसा श्रीहरिं स्मरन् ॥ ३३ ॥ अनुगत्वोग्रदेवं तं कियन्मात्रं निजा-**

થાય છે ને સ્ત્રિયોને વૈધવ્ય પ્રાપ્ત થતું નથી. રાજ્યભ્રષ્ટ થયેલો રાજ્યને પામે તથા મનુષ્યની સર્વ પ્રકારની શુભ ઇચ્છા પૂર્ણ થાય.[૨૭] કન્યાને ગુણવાન્ ચિરંજીવ પતિ પ્રાપ્ત થાય, પુરુષને સુશીલ પતિવ્રતા સ્ત્રી પ્રાપ્ત થાય.[૨૮] વિદ્યાર્થીને વિદ્યા, સિદ્ધિની ઇચ્છાવાળાને સિદ્ધિ, તેમ જ ભંડારની ઇચ્છાવાળાને ભંડારમાં દ્રવ્યસમૃદ્ધિ થશે. વળી મોક્ષાર્થીને મોક્ષ પ્રાપ્ત થશે.[૨૯] વિધિ શિવાય તથા શાસ્ત્ર શિવાય પણ પુરુષોત્તમના ઉદ્દેશવડે જે દીપસ્થાપન કરશે, તેના સર્વ મનોરથ પૂર્ણ થશે.[૩૦] જાતે યથાવિધિએ પ્રયત્નવડે દીપસ્થાપન કરશે તો તેની ઇચ્છા પરિપૂર્ણ થાય, એમાં શું જ કહેવું? તે માટે આ પુરુષોત્તમ માસમાં અવશ્ય દીપદાન તથા અખંડ દીપસ્થાપન કરવું.[૩૧] એ રીતે તીવ્ર દારિદ્ર્યનાશક સાધન મેં તને કહી સંભળાવ્યું. તારું કલ્યાણ થાઓ, તારી સેવાથી હું સંતુષ્ટ થયો છું. હવે હું જાઉં છું.[૩૨] અગસ્ત્ય કહે છે, આ રીતે ઉપદેશ કરી તે બ્રાહ્મણશ્રેષ્ટ પ્રયાગયાત્રા કરવા નિકળ્યો. તે

**श्रमात् ॥ पुनरावव्रतुर्नत्वा दंपती हृष्टमानसौ ॥ ३४ ॥ आसाद्य स्वाश्रमं भक्त्या पुरुषोत्तममानसौ ॥ निन्यतुर्मासयुगलं द्विजभक्तिपरायणौ ॥ ३५ ॥ गते मासद्वये श्रीमानागतः पुरुषोत्तमः ॥ तौ तस्मिंश्चक्रतुर्दीपं गुरुभक्तिपरायणौ ॥ ३६ ॥ इंगुदीजेन तैलेन वैभवार्थमतंद्रितौ ॥ एवं तयोः कृतवतोर्जगाम पुरुषोत्तमः ॥ ३७ ॥ उग्रदेवप्रसादेन विनिर्धूतमनोमलौ ॥ कालस्य वशमापन्नौ पुरंदरपुरीं गतौ ॥३८॥ तत्रत्यं भोगमासाद्य पृथिव्यां भारताजिरे ॥ उग्रदेवप्रसादेन वरं जनुरवापतुः ॥ ३९ ॥ वीरबाहुसुतस्त्वं च चित्रबाहुरिति श्रुतः ॥ पूर्वस्मिन्यो मणिग्रीवो मृगहिंसापरायणः ॥ ४० ॥ इयं चंद्रकला नाम्नी महिषी**

અંતઃકરણમાં દ્વિભુજ મુરલીધર શ્રીહરિનું ધ્યાન કરતો કરતો ચાલવા લાગ્યો.[૩૩] તે ઉગ્રદેવને પહોંચાડવા માટે ઉભય દંપતી પોતાના આશ્રમથી કિંચિત્ દૂર જઈ હર્ષયુક્ત અંતઃકરણપૂર્વક નમસ્કાર કરી પાછા વળ્યાં.[૩૪] તે બન્ને પોતાના આશ્રમમાં આવી ભક્તિપૂર્વક પુરુષોત્તમમાં પોતાનું અંતઃકરણ રાખી બ્રાહ્મણભક્તિમાં તત્પર થયાં. એમ બે મહિના ગયા.[૩૫] આ રીતે બે માસ ગયા પછી શ્રીમાન્ પુરુષોત્તમ માસ આવ્યો. તે વખત તે બન્ને દંપતીએ ગુરુ ભક્તિમાં તત્પર રહી દીપસ્થાપન કર્યું.[૩૬] ઐશ્વર્ય પ્રાપ્ત થવાને માટે તેણે હિંગોરાના તેલનો દીવો પ્રજ્વલિત કર્યો. આ પ્રમાણે દીપારાધન કરતાં પુરુષોત્તમ માસ ગયો.[૩૭] પછી ઉગ્રદેવના પ્રસાદવડે તે બંને દંપતી નિષ્પાપ થઈ કાળને વશ થઈ ઇંદ્રપુરીમાં ગયાં.[૩૮] અને ત્યારથી દિવ્ય ભોગ ભોગવવા માટે પુનઃ પૃથ્વી ઉપર ભરતખંડમાં ઉગ્રદેવના પ્રસાદથી ઉત્તમ પ્રકારનો જન્મ પામ્યાં.[૩૯] જે પૂર્વે મૃગહિંસા કરનાર મણિગ્રીવ હતો,

याऽधुना तव ॥ सुंदरीति समाख्याता पुनर्जनुषि तेंऽगना ॥४१॥ पातिव्रत्येन धर्मेण तवार्धांगार्धहारिणी ॥ पतिव्रता हि या नारी पतिपुण्यार्धभागिनी ॥४२॥ कृतेन दीपदानेन मासे श्रीपुरुषोत्तमे ॥ इंगुदीजेन तैलेन तव राज्यमकंटकम् ॥ ४३ ॥ किं पुनः सर्पिषा दीपं तिलतैलेन वा पुनः ॥ यः करोति ह्यखंडं वै मासे श्रीपुरुषोत्तमे ॥ ४४ ॥ पुरुषोत्तमदीपस्य फलमेतन्न संशयः ॥ किं पुनश्चोपवासाद्यैश्चरतः पुरुषोत्तमम् ॥ ४५ ॥ वाल्मीकिरुवाच ॥ चित्रबाहुचरितं पुरातनं सन्निरूप्य कलशोद्भवो मुनिः ॥ सत्कृतिं समधिगम्य तत्कृतामक्षयाशिषमुदीर्य निर्ययौ ॥ ४६ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषो-

તેજ તું વીરબાહુનો પુત્ર 'ચિત્રબાહુ' નામનો પ્રખ્યાત થયો.[૪૦] તેમ જ પૂર્વે 'ચંદ્રકળા' નામે જે તારી પત્ની હતી, તેજ સુંદરી નામે પ્રખ્યાત એવી પુનર્જન્મ લઇને તારી ભાર્યા થઈ.[૪૧] તે પતિવ્રતાના ધર્મથી હાલ તારી અર્ધાંગ ધારણ કરનારી થઈ. પતિવ્રતા નારી પતિના પુણ્યમાં અર્ધ વિભાગી થાય છે.[૪૨] અને શ્રીપુરુષોત્તમ માસમાં હિંગોરાના તેલથી દીપ પ્રજ્વલિત કરી અખંડ રાખ્યાથી આ નિષ્કંટક રાજ્ય તને પ્રાપ્ત થયું છે.[૪૩]

આમ છે તો પછી ઘૃતથી કિંવા તલના તેલથી જે શ્રીપુરુષોત્તમ માસમાં અખંડ દીવાની સ્થાપના કરે તો પછી તેનું પુણ્ય શું કહેવું?[૪૪] એ પ્રકારે પુરુષોત્તમ માસમાં દીપનું ફળ છે. હવે પુરુષોત્તમ માસમાં ઉપવાસાદિ વ્રતાચરણ કર્યું હોય તો તેના ફળનું વર્ણન શું કહું?[૪૫] વાલ્મીકિ કહે છે;—એ પ્રકારે અગસ્ત્ય મુનિએ પુરાતન ચિત્રબાહુ ચરિત્ર

**त्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्याने दीप-**
**माहात्म्यकथनं नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**

નિરૂપણ કરી પછી તે રાજાથી સત્કાર ગ્રહણ કરી, તેને અક્ષય આશીર્વાદ દઈ, તે મુનિ જવા લાગ્યા.[૪૬]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'હિંગોરાના તેલદીપકનું માહાત્મ્ય' એ નામનો અધ્યાય ૨૪ મો સમાપ્ત

---

## અધ્યાય ૨૫ મો

## પુરુષોત્તમ વ્રતોદ્યાપન વિધિ

**दृढधन्वोवाच ॥ अथ सम्यग्वद ब्रह्मन्नुद्यापनविधिं मुने ॥ पुरुषोत्तममासीय व्रतिनां कृपया नृणाम् ॥१॥ वाल्मीकिरुवाच ॥ समासतः प्रवक्ष्यामि मासे श्रीपुरुषोत्तमे ॥ उद्यापनविधिं सम्य-ग्व्रतसंपूर्तिहेतवे ॥ २ ॥ कृष्णपक्षे चतुर्दश्यां नवम्यां पुरुषोत्तमे ॥ अष्टम्यां वाऽथ कर्तव्यमुद्यापनमुदीरितम् ॥ ३ ॥ यथालब्धोप-हारेण मासे श्रीपुरुषोत्तमे ॥ पुण्येऽस्मिन्प्रातरुत्थाय कृत्वा पौर्वा-ह्निकीः क्रियाः ॥४॥ समाहितमना भूत्वा त्रिंशद्विप्रान्निमंत्रयेत् ॥**

દૃઢધન્વા પ્રશ્ન કરે છે, હે મહામુનિ! હવે પુરુષોત્તમ માસ સંબંધી વ્રત ધારણ કરનાર માણસે ઉદ્યાપન કેવી રીતે કરવું? તેનો ઉત્તમ પ્રકારનો વિધિ મને કહો.[૧] વાલ્મીકિ કહે છે;—પુરુષોત્તમ માસમાં વ્રત સંપૂર્ણ થવા માટે જે ઉદ્યાપન કરવામાં આવે છે, તેનો ઉત્તમ વિધિ સંક્ષેપે કહું છું.[૨] પુરુષોત્તમ માસમાં કૃષ્ણપક્ષમાં ચૌદશ અથવા આઠમે શાસ્ત્રોક્ત રીતિપૂર્વક ઉદ્યાપન કરવું.[૩]

**सपत्नीकान सदाचारान्विष्णुभक्तिपरायणान् ॥५॥ यथाशक्त्याऽथवा सप्त पंचवित्तानुसारतः ॥ ततो मध्याह्नसमये द्रोणमानेन भूपते ॥६॥ तदर्धेन तदर्धेन निजशक्त्यनुसारतः ॥ पंचधान्येन कुर्वीत सर्वतोभद्रमुत्तमम् ॥७॥ चत्वारः कलशाः स्थाप्या हैमा वा राजताः शुभाः ॥ ताम्रा वा मृन्मयाः शुद्धा अव्रणा मंडलोपरि ॥८॥ चतुर्दिक्षु चतुर्व्यूह प्रीतये श्रीफलान्विताः ॥ सद्वस्त्रवेष्टिता नागवल्लीदलसमन्विताः ॥९॥ वासुदेवं हलधरं प्रद्युम्नं देवमुत्तमम् ॥ अनिरुद्धं चतुर्ष्वेव स्थापयेत्कलशेषु च ॥१०॥ पुरुषोत्तमव्रतारंभे स्थापितं पुरुषोत्तमम् ॥ सराधं देवदेवेशं कलशेन समन्वितम् ॥११॥ तत आनीय तन्मध्ये**

આ પુણ્યકારક માસમાં યથોક્ત પ્રકારે સાહિત્ય સંપાદન કરી પ્રાતઃકાળે ઉઠી પૂર્વાહ્ણિક કર્મ કરવું.[૪] પ્રશસ્ત મનવડે પત્ની સહિત બ્રાહ્મણને આમંત્રણ કરવું. તે બ્રાહ્મણ સદાચરણ સંપન્ન અને વિષ્ણુભક્તિવાળો હોવો જોઇએ.[૫] જો દ્રવ્ય અનુકૂળ હોય તો શક્તિ પ્રમાણે સાત કિંવા પાંચ બ્રાહ્મણનું પત્નીસહ આમંત્રણ કરવું. આ રીતે તેમને આમંત્રણ દઈ પછી મધ્યાહ્નકાળે દ્રોણ [અર્ધોમણ][૬] અથવા શક્તિ પ્રમાણે તેનું અર્ધ અથવા અર્ધનું અર્ધ, એ પ્રમાણે પ્રત્યેક ધાન્ય જોઇએ. એમાં પાંચ ધાન્યવડે પવિત્ર ભૂમિ ઉપર સર્વતોભદ્ર પૂરવું.[૭] પછી સર્વતોભદ્ર મંડળ ઉપર સુવર્ણના, રૂપાના, તાંબાના અથવા શુદ્ધ મૃત્તિકાના કોઇ પણ જાતના ઉત્તમ કલશ સ્થાપન કરવા.[૮] તે ચાર દિશાએ મૂકી તેમાં નાગવલ્લીનાં પાન મૂકી ચતુર્વ્યૂહ મૂર્તિ કલશપર પ્રીતિપૂર્વક સ્થાપન કરવી. ઉત્તમ વસ્ત્રથી વેષ્ટિત કરી તે ઉપર નાળીએર સ્થાપન કરવું.[૯] પછી વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ એમ ચતુર્વ્યૂહ સુવર્ણની

**मंडलोपरि विन्यसेत् ॥ आचार्यं वैष्णवं कृत्वा वेदवेदांगपारगम् ॥ १२ ॥ विप्राश्चत्वार एवात्र वरणीया जपार्थिना ॥ द्वे द्वे वस्त्रे च दातव्ये हस्तमुद्रादिसंयुते ॥ १३ ॥ आचार्यं समलंकृत्य वस्त्रभूषादिभिर्मुदा ॥ ततो देहविशुद्धयर्थं प्रायश्चित्तं समाचरेत् ॥ १४ ॥ ततः पूर्वोक्तविधिना पूजा कार्या सह स्त्रिया ॥ चतुर्व्यूहजपः कार्यो वृतैर्विप्रैश्चतुर्विधः ॥ १५ ॥ चतुर्दिक्षु प्रकर्तव्या दीपाश्चत्वार उद्धृताः ॥ अर्घ्यदानं ततः कार्यं नारिकेलादिभिः क्रमात् ॥ १६ ॥ पंचरत्नसमायुक्तैर्जानुभ्यां सक्तभूतलः ॥ स्वपाणिपुटमध्यस्थैर्यथालब्धैः फलैः शुभैः ॥ १७ ॥ श्रद्धाभक्तिसमायुक्तः सपत्नीको मुदान्वितः ॥ अर्घ्यं**

પ્રતિમા પૂર્વાદિક્રમે ચાર દિશાએ ચાર કળશ ઉપર સ્થાપન કરવી.[૧૦] અને પુરુષોત્તમ માસ સંબંધી વ્રતારંભમાં જે પુરુષોત્તમની પ્રતિમા સ્થાપન કરેલી હોય, તે પણ રાધા સહિત દેવદેવની પ્રતિમા કલશયુક્ત[૧૧] આણી મંડળ ઉપર વચોવચ સ્થાપન કરવી. પછી વેદવેદાંગવેત્તા બ્રાહ્મણને આચાર્ય કરી,[૧૨] તથા જપ કરવા સારુ ચાર બ્રાહ્મણનું વરણ કરવું અને તે પ્રત્યેક બ્રાહ્મણના હાથમાં બબ્બે વસ્ત્ર તથા સુવર્ણની પવિત્રી આપવી.[૧૩] આચાર્યને સંતોષપૂર્વક વસ્ત્ર અલંકારાદિ આપવું. પછી દેહશુદ્ધિ કરવા માટે પ્રાયશ્ચિત્ત કરવું.[૧૪] પૂર્વોક્ત વિધિ પૂર્વક સ્ત્રી સહિત વાસુદેવાદિ ચાર વ્યૂહમૂર્તિ સહિત પુરુષોત્તમ ભગવાનની પૂજા કરવી. પછી ચાર બ્રાહ્મણોથી ચાર વ્યૂહમૂર્તિના ચાર પ્રકારે જપ કરાવવા.[૧૫] પછી ચારે દિશાએ ચાર દીવાની સ્થાપના કરી નાળીએર આદિકનું અર્ધ્યદાન કરવું.[૧૬] ભૂમિ ઉપર ઘુટણ મૂકી હસ્તદળમાં આંજલિ મધ્યે પંચ રત્ન સહિત જે શુભ ફળ મળતાં હોય તે લઈ,[૧૭]

**दद्यात्प्रहृष्टेन मनसा श्रीहरिं स्मरन् ॥१८॥ अर्घ्यमंत्रः ॥ देवदेव नमस्तुभ्यं पुराणपुरुषोत्तम ॥ गृहाणार्घ्यं मया दत्तं राधया सहितो हरे ॥१९॥ वंदे नवघनश्यामं द्विभुजं मुरलीधरम् ॥ पीतांबरधरं देवं सराधं पुरुषोत्तमम् ॥२०॥ एवं भक्त्या हरिं नत्वा सराधं पुरुषोत्तमम् ॥ चतुर्थ्यंतैर्नाममन्त्रैस्तिलहोमं च कारयेत् ॥२१॥ ततस्तदंते तन्मन्त्रैः कार्ये तर्पणमार्जने ॥ नीराजयेत्ततो देवं सराधं पुरुषोत्तमम् ॥२२॥ अथ नीराजनमंत्रः ॥ नीराजयामि देवेशमिंदीवरदलच्छविम् ॥ राधिकारमणं प्रेम्णा कोटिकंदर्पसुंदरम् ॥२३॥ अथ ध्यानम् ॥ अंतर्ज्योतिरनंतरत्नरचिते सिंहासने संस्थितं वंशीनादविमोहित-**

પત્ની સહિત શ્રદ્ધાભક્તિયુક્ત થઈ તથા પરમ સંતુષ્ટ અંતઃકરણવડે શ્રીહરિનું સ્મરણ કરી અર્ઘ્ય લેવું.[૧૮] અને કહેવું કે, હે દેવ! હે પુરાણ પુરુષોત્તમ! શ્રીહરિ! મેં આપેલા આ અર્ઘ્યને આપ રાધા સહિત ગ્રહણ કરશો, આપને મારા નમસ્કાર છે.[૧૯] એ પ્રકારે મંત્રથી અર્ઘ્ય આપી, પછી નૂતન મેઘતુલ્ય દ્વિભુજ મુરલીધર પીતાંબરધારી રાધા સહિત પુરુષોત્તમ દેવને હું વંદન કરું છું.[૨૦] એ પ્રકારે ભક્તિપૂર્વક રાધા સહિત પુરુષોત્તમ શ્રીહરિને નમસ્કાર કરી પછી 'વાસુદેવાય સ્વાહા' એવી રીતે ચતુર્થ્યંત નામ મંત્રવડે તલનો હોમ કરવો.[૨૧] ત્યાર પછી તેજ નામ મંત્રવડે તર્પણ તથા માર્જન કરવું. પછી રાધિકા સહિત પુરુષોત્તમ દેવનું નીરાજન કરવું.[૨૨] તથા કહેવું કે નીલકમળદળતુલ્ય કાંતિવાળા અને કોટિમદન કરતાં અત્યંત સુંદર રાધારમણ દેવેશને હું પ્રેમપૂર્વક આરતિ કરું છું.[૨૩] ત્યાર પછી ધ્યાન કરવું કે, જે હૃદયાંતર્ગત જ્યોતિર્મય, અનંત રત્નરચિત સિંહાસન ઉપર સ્થિત, વૃંદાવન વિષે જેના વેણુનાદવડે વ્રજાંગના અત્યંત મોહ પામે

**व्रजवधूर्वृंदावने सुंदरम् ॥ ध्यायेद्राधिकया सकौस्तुभमणिप्रद्यो- तितोरःस्थलं राजद्रत्नकिरीटकुंडलधरं प्रत्यग्रपीतांबरम् ॥२४॥ ततः पुष्पांजलिं दत्त्वा राधिकासहिते हरौ ॥ नमस्कारं प्रकुर्वीत साष्टांगं गृहिणीयुतः ॥२५॥ नौमि नवघनश्यामं पीतवास- समच्युतम् ॥ श्रीवत्सभासितोरस्कं राधिकासहितं हरिम् ॥२६॥ पूर्णपात्रं ततो दद्याद्ब्राह्मणे सहिरण्यकम् ॥ आचा- र्याय ततो दद्याद्दक्षिणां विपुलां मुदा ॥२७॥ आचार्यं तोष- येद्भक्त्या वस्त्रैराभरणैरपि ॥ सपत्नीकं ततो दद्यादृत्विग्भ्यो दक्षिणां पराम् ॥२८॥ धेनुरेका प्रदातव्या सुशीला च पय- स्विनी ॥ सचैला च सवत्सा च घंटाऽऽभरणभूषिता ॥२९॥ ताम्रपृष्ठी हेमशृंगी सरौप्यखुरभूषिता ॥ घृतपात्रं ततो दद्या-**

છે, જેના વક્ષઃસ્થળમાં કૌસ્તુભમણિ પ્રકાશમાન છે, જેણે રત્નકિરીટ, તથા કુંડળ ધારણ કરેલાં છે અને જેણે દેદીપ્યમાન પીતાંબર પહેરેલું છે એવા રાધા સહિત શ્રી પુરુષોત્તમનું હું ધ્યાન કરું છું.[૨૪]

પછી રાધા સહિત શ્રીહરિને પુષ્પાંજળિ સમર્પણ કરી, પત્ની સહિત તેમને સાષ્ટાંગ નમસ્કાર કરવા.[૨૫] નૂતન ઘનશ્યામ, પીતાંબર ધારણ કરનારા, અચ્યુત, જેના વક્ષઃસ્થળમાં શ્રીવત્સલાંચ્છન પ્રકાશમાન છે એવા, રાધિકા સહિત શ્રીહરિને હું નમસ્કાર કરું છું.[૨૬] ત્યાર પછી બ્રાહ્મણને સુવર્ણ સહિત પૂર્ણપાત્ર આપવું. પછી આચાર્યને સંતોષ- પૂર્વક દક્ષિણા આપવી.[૨૭] આચાર્યને ભક્તિપૂર્વક વસ્ત્ર અલંકારાદિવડે સંતુષ્ટ રાખવા તથા પત્ની સહિત ઋત્વિજોને ઉત્તમ દક્ષિણા આપવી.[૨૮] ઘણું દૂધ આપનારી, સુશીલા અને સવત્સા એક ગાય બ્રાહ્મણને આપવી.

**त्तिलपात्रं तथैव च ॥ ३० ॥ उमामहेश्वरं दद्याद्दंपत्योः परिधायकम् ॥ पदमष्टविधं दद्यादुपानद्युगलं तथा ॥ ३१ ॥ श्रीमद्भागवतं दद्याद्वैष्णवाय द्विजन्मने ॥ शक्तिश्चेन्न विलंबेत चलमायुर्विचारन् ॥ ३२ ॥ श्रीमद्भागवतं साक्षाद्भगवद्रूपमद्भुतम् ॥ यो दद्याद्वैष्णवायैव पंडिताय द्विजन्मने ॥३३॥ स कोटिकुलमुद्धृत्य ह्यप्सरोगणसेवितः ॥ विमानमधिरुह्यैति गोलोकं योगिदुर्लभम् ॥ ३४ ॥ कन्यादानसहस्राणि वाजपेयशतानि च ॥ सधान्यक्षेत्रदानानि तुलादानानि यानि च ॥३५॥ महादानानि यान्यष्टौ छंदोदानानि यानि च ॥ श्रीभागवतदानस्य कलां नार्हति षोडशीम् ॥ ३६ ॥ तस्माद्यत्नेन तद्देयं वैष्णवाय**

તે ગાય ગંટા તથા અલંકારથી ભૂષિત વસ્ત્ર સહિત આપવી.[૨૯] આ રીતે પીઠ તાંબાવડે અને શિંગડાં સુવર્ણવડે તથા રૂપાની ખરીઓથી ભૂષિત એમ રૂપાળી કરી ગાય આપવી. ત્યાર પછી ઘૃતપાત્ર તથા તિલપાત્ર બ્રાહ્મણને આપવું.[૩૦] પછી દંપતીને પહેરવા વસ્ત્ર આપી ઉમામહેશ્વરની પ્રતિમા આપવી. આઠ પ્રકારનાં પદ તથા ઉપાનહનું પણ દાન કરવું.[૩૧] શક્તિ હોય તો શ્રીમદ્ભાગવતનું પુસ્તક બ્રાહ્મણને આપવું. આમાં જરા વિલંબ કરવી નહિ. કારણ આયુષ્ય ચંચળ છે, એમ જાણવું.[૩૨] શ્રીમદ્ભાગવત સાક્ષાત્ અદ્ભુત ભગવત્સ્વરૂપ છે, એમ જાણી બ્રાહ્મણને દાન કરવું.[૩૩] આ પ્રમાણે કરનારો કોટિકુલનો ઉદ્ધાર કરી અપ્સરાગણનું સુખ મળતાં વિમાનમાં બેસી યોગીપુરુષને પણ દુર્લભ એવા ગોલોકમાં જશે.[૩૪] તે માટે અનેક સહસ્ર કન્યાદાન, શતાવધિ વાજપેય યજ્ઞ, ધાન્ય સહિત ક્ષેત્રદાન અને અનેક પ્રકારનું તુલાદાન,[૩૫] આઠ પ્રકારનાં મહાદાન, અને વેદ વિદ્યાદાન પણ શ્રીમદ્ભાગવત દાનની સોળમી કળાની સાદસ્યતા

**द्विजन्मने ॥ संभूष्य वस्त्रभूषाभिर्हेमसिंहासनस्थितम् ॥ ३७ ॥ कांस्यानि संपुटान्येव त्रिंशद्देयानि सर्वथा ॥ त्रिंशात्रिंशदपूपैश्च मध्ये संपूरितानि च ॥ ३८ ॥ प्रत्यपूपं तु यावंति छिद्राणि पृथिवीपते ॥ तावद्वर्षसहस्राणि वैकुंठे वसते नरः ॥ ३९ ॥ ततः प्रयाति गोलोकं निर्गुणं योगिदुर्लभम् ॥ यद्गत्वा न निवर्तते ज्योतिर्धाम सनातनम् ॥ ४० ॥ सार्धप्रस्थद्वयं कांस्यसंपुटं परिकीर्तितम् ॥ निर्धनेन यथाशक्त्या कार्याणि व्रतपूर्तये ॥ ४१ ॥ अथवाऽपूपसामग्रीमपक्कां सफलां पराम् ॥ तत्राधाय प्रदेयानि पुरुषोत्तमप्रीतये ॥ ४२ ॥ निर्मंत्रितानां विप्राणां सस्त्रीकाणां नराधिप ॥ संकल्पं च प्रकुर्वीत**

કરવા સમર્થ નથી.[૩૬] માટે યત્ને કરી વૈષ્ણવ બ્રાહ્મણને વસ્ત્રાભૂષણથી અલંકૃત કરી પછી શ્રીમદ્ભાગવત સુવર્ણ સિંહાસન ઉપર સ્થાપન કરી દાન કરવું.[૩૭] કાંસાના પાત્રમાં ત્રીસ ત્રીસ અપૂપ [ઘૃતપાચિત ઘેવર, અનારસાં, માલપુડા ઇત્યાદિ] ભરીને તે કાંસ્ય સંપુટનું દાન કરવું.[૩૮] હે પૃથ્વીપતે! તે અપૂપમાં છિદ્ર હશે, તેટલાં સહસ્ર વર્ષ પર્યંત તે માણસ વૈકુંઠમાં વાસ કરશે.[૩૯]

ત્યાર પછી યોગી લોકોને દુર્લભ એવા ગોલોકમાં જશે કે જે સ્થાન અનાદિસિદ્ધ જ્યોતિર્મય છે તથા જે સ્થાનને પામ્યા પછી ફરી જન્મ ધારણ કરવો પડતો નથી.[૪૦] અઢી શેર વજન કાંસ્યપાત્રને સંપુટ કહે છે. એવાં પૃથક્ પૃથક્ પાત્ર હોવાં જોઇએ અને નિર્ધન માણસે વ્રતની પૂર્ણતા થવા માટે યથાશક્તિ કાંસ્યપાત્ર માલપૂડાથી ભરીને આપવું.[૪૧] અથવા માલપૂડાનું અપક્વ સાહિત્ય તે પાત્રમાં રાખી. તે પાત્ર ફળ સહિત પુરુષોત્તમ પ્રીત્યર્થે આપવું.[૪૨] જે

**पुरुषोत्तमसन्निधौ ॥ ४३ ॥ अथ प्रार्थना ॥ श्रीकृष्ण जगदाधार जगदानंददायक ॥ ऐहिकामुष्मिकान्कामान् निखिलान्पूरयाशु मे ॥४४॥ इति संप्रार्थ्य गोविंदं भोजयेद्ब्राह्मणान्मुदा ॥ सपत्नीकान्सदाचारान्संस्मरन्पुरुषोत्तमम् ॥ ४५ ॥ संपूज्य विधिवद्भक्त्या भोजयेत् घृतपायसैः ॥ विप्ररूपं हरिं स्मृत्वा स्त्रीरूपां राधिकां स्मरन् ॥ ४६ ॥ भोजनस्य तु संकल्पमाचरेद्विधिना व्रती ॥ द्राक्षाभिः कदलीभिश्च चूतैश्च विविधैरपि ॥ ४७॥ घृतपाचितपक्वान्नैः शुभैश्च माषकैर्वटैः ॥ शर्कराघृतपूरैश्च फाणितैः खंडमंडकैः ॥ ४८ ॥ उर्वालुकर्कटीशाकैरार्द्रकैश्च सुनिंबुकैः ॥ अन्यैश्च विविधैः शाकैराम्रैः पक्वैः पृथक् पृथक् ॥ ४९ ॥ चतुर्धा भोजनैरेव षड्रसैः सहसंगतैः ॥**

સપત્નીક બ્રાહ્મણને બોલાવ્યો હોય, તેના આવ્યા પછી પુરુષોત્તમ સન્નિધિમાં નીચે પ્રમાણે સંકલ્પ કરવો:–[૪૩]

હે શ્રીકૃષ્ણ જગદાધાર! 'આનંદકારક ભગવન્! મારાં ઐહિક તથા પારલૌકિક સર્વ મનોરથ શીઘ્ર પૂર્ણ કરો.[૪૪] આ રીતે ગોવિંદની પ્રાર્થના કરી તે અપૂપનું દાન કરવું અને પુરુષોત્તમનું સ્મરણ કરી સંતોષપૂર્વક સદાચારસંપન્ન સપત્નીક બ્રાહ્મણોને ભોજન કરાવવું.[૪૫] પ્રથમ તે બ્રાહ્મણની યથાવિધિ ભક્તિપૂર્વક પૂજા કરવી. પછી બ્રાહ્મણ શ્રીહરિરૂપે તથા સ્રીરાધિકારૂપે છે, એવું મનમાં જાણી તેમને ઘૃતપાયસાદિ ભોજન અર્પણ કરવું.[૪૬] પરંતુ વ્રતીએ પ્રથમ બ્રાહ્મણભોજનનો યથાવિધિ સંકલ્પ કરવો. તે પછી દ્રાક્ષ, કેળાં, અનેક પ્રકારની કેરી,[૪૭] ઘૃતપાચિત ઉત્તમ પકવાન્ન, અડદનાં વડાં, સાકર, ઘૃત, ગોળથી ભરેલું

**वासितान् गोरसांस्तत्र परिवेष्य मृदु ब्रुवन् ॥ ५० ॥ इदं स्वादु मुदा भोज्यं भवदर्थे प्रकल्पितम् ॥ याच्यतां रोचते ब्रह्मन् यन्मया पाचितं प्रभो ॥ ५१ ॥ धन्योऽस्म्यनुगृहीतोऽस्मि जातं मे जन्म सार्थकम् ॥ भोजयित्वा मुदा विप्रान् देयास्तांबूलदक्षिणाः ॥ ५२ ॥ एलालवंगकर्पूरनागवल्लीदलानि च ॥ कस्तूरी मुरमांसी च चूर्णं च खदिरं शुभम् ॥ ५३ ॥ एतैश्च मीलितैर्देयं तांबूलं भगवत्प्रियम् ॥ तस्मादेवं विधायैष देयं तांबूलमादरात् ॥ ५४ ॥ तांबूलं यो द्विजाग्र्याय एवं कृत्वा प्रयच्छति ॥ सुभगश्च भवेदत्र परत्रामृतभुग्भवेत् ॥ ५५ ॥ परितोष्य सपत्नीकान्हस्ते दद्याच्च मोदकान् ॥ पत्नीभ्यो वैण-**

વાસણ,[૪૮] ખડબુચા કાકડીનું શાક, આદુ, લીંબું, તથા બીજા ઘણા પ્રકારનાં શાક તથા પક્વ આમ્રફળ ઇત્યાદિક પૃથક્ પૃથક્[૪૯] ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય, એમ ચતુર્વિધ ભોજનથી તથા મધુરાદિ પદાર્થ સહિત સુગંધિત ગોરસ, એ સર્વે તેમનાં પાત્રમાં પિરસવું. તેમના પ્રત્યે મૃદુ ભાષણ કરતા જવું[૫૦] કે આ પકવાન્ન આપને જમવાને યોગ્ય ઘણાં સ્વાદુ છે. તે આપને માટે કરાવ્યાં છે. હે બ્રહ્મન્! હે પ્રભો! આ પદાર્થ મેં પક્વ કરેલા છે. તેમાંથી જે જે આપને ભોજન કરવા રુચે, તે તે માગીને લ્યો. સંકોચ કરશો મા.[૫૧] આપે મારા ઘેર આવી પ્રીતિપૂર્વક ભોજન કર્યું, તેથી હું ધન્યતાને પ્રાપ્ત થઈ પરમેશ્વરનાં ચરણારવિંદનાં અનુગ્રહને પાત્ર થયો તથા મારા જન્મનું સાર્થક થયું. એવી રીતે પ્રાર્થના કરી સંતોષપૂર્વક બ્રાહ્મણને ભોજન કરાવી પછી તાંબૂલ અને દક્ષિણા આપવી.[૫૨] આ તાંબૂલમાં એલચી, લવિંગ, ભીમસેની કપૂર, જાયપત્રી, જાયફળ, કસ્તુરી, તાલીસપત્ર, ચૂનો તથા ઉત્તમ પ્રકારના કાથાથી,[૫૩]

**वीर्दद्यादलंकृत्य विधानतः ॥५६॥ आसीमांतमनुव्रज्य ब्राह्मणांस्तान्विसर्जयेत् ॥ मंत्रहीनेति मन्त्रेण क्षमाप्य पुरुषोत्तमम् ॥५७॥ यस्य स्मृत्येति मन्त्रेण नमस्कृत्य जनार्दनम् ॥ यदूनं तत्तु संपूर्णं विधाय विचरेत्सुखम् ॥५८॥ अन्नं विभज्य भूतेभ्यो यथाभागमकुत्सयन् ॥ भुञ्जीत स्वजनैः सार्धं मिथ्यावादविवर्जितः ॥५९॥ दर्शस्य दिवसे प्राप्ते कुर्याज्जागरणं निशि ॥ राधिकासहितं हैमं पूजयेत्पुरुषोत्तमम् ॥६०॥ पूजांते च नमस्कृत्य सपत्नीको मुदान्वितः ॥ व्रती विसर्जयेद्देवं सराधं पुरुषोत्तमम् ॥६१॥ आचार्याय ततो दद्यादुपहारं समूर्तिकम् ॥ अन्नदानं यथायोग्यं दद्यादिच्छानुसारतः ॥६२॥**

મિશ્રિત કરેલું તાંબૂલ ભગવાનને પ્રિય હોવાથી તેવું તાંબૂલ બ્રાહ્મણને આદરપૂર્વક આપવું.[૫૪] કારણ કે આવા પ્રકારનું તાંબૂલ શ્રેષ્ઠ બ્રાહ્મણને આપે તો આ લોકમાં ભાગ્યવાન્ થઈ પરલોકમાં તે અમૃતનો ભોક્તા થશે.[૫૫] માટે આ રીતે સપત્નીક બ્રાહ્મણને સંતુષ્ટ કરી, તેમના હાથમાં મોદક આપવા તથા સ્ત્રીઓના હાથમાં વાંસના સૂપડાં, હલદર, કંકુ તથા બંગડીઓ આપવી.[૫૬] ગામની હદ સુધી બ્રાહ્મણને પહોંચાડવા.[૫૭] પછી યસ્ય સ્મૃત્યા આ મંત્રથી જનાર્દનને નમસ્કાર કરી 'કર્મમધ્યે જે ન્યૂન હોય, તે પૂર્ણ કરી લ્યો' એવી પ્રાર્થના કરી સુખરૂપે રહેવું.[૫૮] પછી કોઈની નિંદા ન કરતાં જે જે અન્નના વિભાગી હોય, તે તે સર્વ પ્રાણીમાત્રને યથાવિભાગે અન્ન આપી કોઈની સાથે પણ મિથ્યા ભાષણ ન કરતાં સ્વજન સહવર્તમાન ભોજન કરવું.[૫૯] એ રીતે વ્રતાચરણ કરતાં અમાવાસ્યાનો દિવસ આવે ત્યારે રાત્રિએ જાગરણ કરી રાધિકાસહિત પુરુષોત્તમની સુવર્ણપ્રતિમાની પૂજા કરવી.[૬૦] અને પુજાના અંતે પત્ની

**येन केनाऽप्युपायेन व्रतमेतत्समाचरेत् ॥ कुर्याच्च परया भक्त्या दानं वित्तानुसारतः ॥ ६३ ॥ नारी वाऽथ नरो वाऽपि व्रतमेतत्समाचरेत् ॥ दुःखदारिद्र्यदौर्भाग्यं नाप्नुयाज्जन्मजन्मनि ॥ ६४ ॥ ये कुर्वंति जना लोके नाना पूर्णमनोरथाः ॥ विमानान्यधिरुह्यैव यांति वैकुंठमुत्तमम् ॥ ६५ ॥ श्रीनारायण उवाच ॥ इत्थं यो विधिमवलंब्यचर्करीति श्रीकृष्णप्रियमासमादरेण ॥ गोलोकं व्रजतिविधूय पापराशिं चात्रत्यं सुखमनुभूय पूर्वपुंभिः ॥ ६६ ॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारद संवादे दृढधन्वोपाख्याने व्रतोद्यापनविधिकथनं नाम पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

સહિત સંતોષપૂર્વક પુરુષોત્તમને નમસ્કાર કરી વ્રતવાળા પુરુષે રાધાસહિત પુરુષોત્તમદેવનું વિસર્જન કરવું.[૬૧] મૂર્તિસહિત સર્વ પૂજાસાહિત્ય આચાર્યને આપવું. પછી ઇચ્છાનુસાર યથાયોગ્ય સર્વને અન્નદાન કરવું.[૬૨] એ રીતે કોઈ પણ ઉપાયથી આવું વ્રતાચરણ કરવું. તેમાં જેમ પૈસાની અનુકૂળતા હોય, તે પ્રમાણે ઉત્તમ ભક્તિવડે દાન કરવું.[૬૩] એ રીતે આ વ્રત એક માસ પર્યંત સ્ત્રીએ, તથા પુરુષે કર્યાથી જન્મોજન્મ દુઃખ દારિદ્રય અને દુર્ભાગ્ય કદાપિ પ્રાપ્ત થશે નહિ.[૬૪] માટે જે માણસ આ લોકમાં પુરુષોત્તમ માસનું વ્રતાચરણ કરશે, તેના અનેક પ્રકારે મનોરથ પૂર્ણ થતાં તે વિમાનમાં બેસી વૈકુંઠલોકમાં જશે.[૬૫] શ્રીનારાયણ કહે છેઃ—આ રીતે પૂર્વોક્તવિધિનો આશ્રય કરી શ્રીકૃષ્ણને આ માસ અત્યંત પ્રિય જાણી આદરપૂર્વક જે વ્રતાચરણ કરશે, તે પાપનો ત્યાગ તથા ઐહિક સુખનો અનુભવ લઈ પૂર્વજ સહવર્તમાન ગોલોકમાં જશે.[૬૬]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'પુરુષોત્તમ વ્રતોદ્યાપન વિધિ' એ નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત

## અધ્યાય ૨૬ મો

## નિયમત્યાગનો વિધિ

**अथोद्यापनानंतरं व्रतनियममोक्षणमुच्यते ॥ वाल्मीकिरुवाच ॥ अशेषपापनाशार्थं प्रीतये गरुडध्वजे ॥ गृहीतनियमत्यागश्चोच्यते विधिपूर्वकः ॥ १ ॥ नक्तभोजी नरो राजन्ब्राह्मणान् भोजयेदथ ॥ अयाचिते व्रते चैव स्वर्णदानं समाचरेत् ॥ २ ॥ अमावास्याऽशनो यस्तु प्रदद्याद्गां सदक्षिणाम् ॥ धात्री स्नानं नरो यस्तु दधि वा क्षीरमेव च ॥३॥ फलानां नियमे राजन् फलदानं समाचरेत् ॥ तैलस्थाने घृतं देयं घृतस्थाने पयस्तथा ॥ ४ ॥ धान्यानां नियमे राजन् गोधूमान् शालितंडुलान् ॥ भूमौ च शयने राजन् सतूलीं सपरिच्छदाम् ॥ ५ ॥ सुखदां चात्मनो न्यस्य ह्यंतर्यामी प्रियो जनः ॥ पत्रभोजी नरो**

વાલ્મીકિ કહે છેઃ—સમૂલ પાપનાશ માટે તથા ગરુડધ્વજની પ્રીતિ માટે ગ્રહણ કરેલા નિયમનો ત્યાગ કેવી રીતે કરવો, તે હું કહું છું.[1] હે રાજન્! એક માસ પર્યંત નક્ત ભોજન કર્યું હોય, તેણે છેવટે બ્રાહ્મણને જમાડી નિયમ છોડવો. અયાચિત વ્રત કર્યું હોય તેણે સુવર્ણનું દાન કરવું.[2] એક માસ ઉપોષણ કરી અમાવાસ્યાએ ભોજન કરનારાએ દક્ષિણા સમેત ગાય આપવી. આમળાના ઝાડ તળે એક માસ સુધી સ્નાન કર્યું હોય, તેણે દહીં દૂધનું દાન કરવું.[3] ફળનું ભક્ષણ નહિ કરવાનો નિયમ કરેલો હોય, તેણે તે ફળનું દાન કરવું. તેલના ત્યાગ કરનારાએ ઘૃત આપવું તથા ઘૃતના ત્યાગ કરનારાએ દૂધ આપવું.[4] હે રાજન્! કોઈ પણ ધાન્યનો ત્યાગ કર્યો હોય, તો પણ ઘઉં તથા ચોખા આપવા

यस्तु भोजनं घृतशर्कराम् ॥ ६ ॥ मौने घंटां तिलांश्चैव सहि-
रण्यान्प्रदापयेत् ॥ दंपत्योर्भोजनं चैव सस्नेहं च सुशोभनम्
॥ ७ ॥ नखकेशधरो राजन्नादर्शं दापयेद् बुधः ॥ उपानहौ
प्रदातव्ये उपानहविवर्जनात् ॥ ८ ॥ लवणस्य परित्यागे दा-
तव्या विविधा रसाः ॥ दीपदाने नरो दद्यात्पात्रयुक्तं च दीप-
कम् ॥ ९ ॥ अधिमासे नरो भक्त्या स वैकुंठे वसेत्सदा ॥
दीपं च सघृतं ताम्रं कांचनीवर्तिसंयुतम् ॥ १० ॥ पलमात्रं
प्रदेयं स्याद् व्रतसंपूर्तिहेतवे ॥ एकांतरोपवासेन कुंभानष्टौ प्रदा-
पयेत् ॥ ११ ॥ सवस्त्रान्कांचनोपेतान् मृन्मयानथ कांचनान् ॥
मासांते मोदकांस्त्रिंशच्छत्रोपानहसंयुतान् ॥ १२ ॥ अनड्वांश्च

અને ભૂમિ ઉપર શયન કર્યું હોય તેણે ઉશીકું–પાથરણાદિ ઉપસાહિત્ય સહિત શય્યા દાન આપવું.[૫] આ શય્યા જેવી આપણને પ્રિય છે તેવી બીજાને પણ પ્રિય હોય છે, માટે તેના દાનથી શ્રીપરમાત્મા પ્રિય થાય છે. તેમ જ પાંદડાં ઉપર ભોજન કરનારે બ્રાહ્મણને ઘૃતશર્કરાયુક્ત ભોજન કરાવવું.[૬] મૌન ધારણ કરનારે ઘંટા તથા સુવર્ણસહ તિલદાન કરવું તથા દંપતીને સ્નેહયુક્ત ઉત્તમ ભોજન જમાડવું.[૭] હે રાજન્! જેણે નખ તથા વાળ ધારણ કર્યા હોય, તેણે દર્પણદાન કરવું તથા જેણે જોડા પહેરવા છોડી દીધા હોય, તેણે જોડાનું દાન કરવું.[૮] લવણનો ત્યાગ કર્યો હોય, તેણે અનેક પ્રકારે શર્કરાદિ રસ આપવા અને દીપ-દાન કરનારે તૈલપૂર્ણપાત્ર સહિત દીવી આપવી.[૯] આ રીતે અધિક માસમાં જે ભક્તિ ભાવે બ્રાહ્મણને નિત્ય દીપદાન કરે છે, તે નિરંતર વૈકુંઠમાં વાસ કરે છે. માટે ઘૃતપૂર્ણ તામ્રપાત્રમાં સુવર્ણની દીવેટ મૂકી તેમાં દીવો કરી દાન કરવું.[૧૦] કોઈપણ વ્રતની પૂર્ણતા માટે ૪૦ માસા

**प्रदातव्यो धौरेयस्तु धुरिक्षमः ॥ सर्वेषामप्यलाभे च यथोक्तकरणं विना ॥ १३ ॥ द्विजवाक्यं स्मृतं राजन् संपूर्णव्रतसिद्धिदम् ॥ एकान्नेन नरो यस्तु मलमासं निषेवते ॥ १४ ॥ चतुर्भुजो नरो भूत्वा स याति परमां गतिम् ॥ एकान्नान्नापरं किंचित्पवित्रमिह विद्यते ॥ १५ ॥ एकान्नान्मुनयः सिद्धाः परं निर्वाणमागताः ॥ अधिमासे नरो नक्तं यो भुंक्ते स नराधिपः ॥ १६ ॥ सर्वान्कामानवाप्नोति नरो नैवात्र संशयः ॥ पूर्वाह्णे भुञ्जते देवा मध्याह्ने मुनयस्तथा ॥ १७ ॥ अपराह्णे पितृगणाः स्वात्मार्थं तु चतुर्थकः ॥ सर्ववेलामतिक्रम्य यस्तु भुंक्ते नराधिपः ॥ १८ ॥ ब्रह्महत्यादिपापानि नाशं यांति**

સુવર્ણનું દાન કરવું. એકાંતર અપવાસનું વ્રત કર્યું હોય તેણે આઠ કળશનું દાન કરવું.[11] કળશ સુવર્ણાદિ ધાતુમય અથવા મૃન્મય લેવા. પ્રત્યેક કળશને વસ્ત્રવેષ્ટિત કરીને તેમાં સુવર્ણ મૂકી તે દાન કરવા. પછી છત્રી તથા જોડાનું દાન તથા મોદક આપવા.[12] બળદ સહિત શકટ સામર્થ્ય હોય તો આપવું. આ રીતે જે જે દાન કહ્યાં છે, તે તે યથોક્ત પ્રકારે કરવાં. અનુકૂળ ન હોય ત્યારે[13] હે રાજન્! બ્રાહ્મણનું વચન સંપૂર્ણ વ્રતસિદ્ધિ આપનાર થાય છે, તેમ જે માણસ એકાન્ન ભોજન મળમાસમાં કરે છે,[14] તે ચતુર્ભુજ થઈ ઉત્તમ ગતિને પામે છે. કારણ કે એકાન્ન વ્રત શિવાય બીજું કાંઈ પવિત્ર નથી.[15] એકાન્ન (એક પ્રકારનું અન્ન) સેવન કરવાથી મુનિ તથા સિદ્ધ પૂર્વે મોક્ષગતિને પામ્યા છે. તે જ પ્રમાણે અધિકમાસમાં જે માણસ નક્ત ભોજન કરે છે, તે નરનો અધિપતિ બને છે[16] તથા તે માણસના સર્વ મનોરથ સિદ્ધ થાય છે, આમાં કોઈ રીતનો સંશય નથી. હવે નક્ત ભોજનનો વખત કહું છું.

**जनाधिप ॥ नक्तभोजी महीपाल सर्वपुण्याधिको भवेत् ॥१९॥ दिने दिनेऽश्वमेधस्य फलं प्राप्नोति मानवः ॥ तस्मान्विवर्जयेन्माषमधिमासे हरिप्रिये ॥२०॥ सर्वस्मान्मुच्यते पापाद्विष्णुलोकं स गच्छति ॥ तिलयंत्राणि पापात्मा कुरुते ब्राह्मणोऽपि सन् ॥ २१ ॥ तिलानां संख्यया राजन् स वै तिष्ठति रौरवे ॥ चांडालयोनिमाप्नोति कुष्ठरोगेण पीड्यते ॥ २२ ॥ शुक्ले कृष्णे नरो भक्त्या द्वादशीं समुपोषयेत् ॥ आरुह्य गरुडं याति नरो भूत्वा चतुर्भुजः ॥ २३ ॥ स देवैः पूज्यमानोऽपि ह्यप्सरो गणसेवितः ॥ दशमीं द्वादशीं चैव एकभुक्तं च कारयेत् ॥ २४ ॥ प्रीतये देवदेवस्य नरः स्वर्गमवाप्नुयात् ॥ भक्त्या च सर्वदा**

પૂર્વાહ્ને દેવ ભોજન કરે છે, મધ્યાહ્ને મુનિ ભોજન કરે છે,[૧૭] અપરાહ્ને પિતર ભોજન કરે છે તથા આત્મભોજનનો ચતુર્થ કાળ કહેવાયેલ છે. હે રાજન્! આ સર્વ વખતનું અતિક્રમણ કરી, જે માણસ સાયંકાળે ભોજન કરે છે,[૧૮] તેનાં બ્રહ્મહત્યાદિક સર્વ પ્રકારનાં પાપ નાશ પામે છે. માટે હે પૃથ્વીપતે! આ રીતે નક્ત ભોજન કરનારને સર્વ પુણ્ય કરતાં અધિક પુણ્ય થાય છે.[૧૯] તે માણસને દરરોજ અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે આ હરિપ્રિય અધિકમાસમાં માષાન્નનો (અડદ વગેરેનો) ત્યાગ કરવો.[૨૦] તેથી સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં જાય છે. વળી જે બ્રાહ્મણ થઈ પોતાના ઘેર તૈલ ઉત્પન્ન કરવા માટે તિલયંત્ર કરે છે, તેને પાપાત્મા સમજવો.[૨૧] હે રાજન્! તલના દાણાની જેટલી સંખ્યા હશે, તેટલા દિવસ લગી રૌરવનરકમાં રહી પછી આ લોકમાં ચાંડાલયોનિમાં પડી તે કુષ્ટ (કોઢ) રોગથી પીડિત થાય છે.[૨૨] તેમ જ જે માણસ શુક્લપક્ષની તથા કૃષ્ણપક્ષની

**राजन् दर्भकूर्चं विवर्जयेत् ॥ २५ ॥ दर्भेण मार्जयेद्यस्तु पुरीषं मूत्रमेव च ॥ श्लेष्माणं रुधिरं वाऽपि विष्ठायां जायते कृमिः ॥ २६ ॥ पवित्राः परमा दर्भा दर्भहीना वृथाः क्रियाः ॥ दर्भमूले वसेद्ब्रह्मा मध्ये देवो जनार्दनः ॥२७॥ दर्भाग्रे तु ह्युमानाथस्तस्माद्दर्भेन मार्जयेत् ॥ न दर्भानुद्धरेच्छूद्रो न पिबेत्कपिला पयः ॥ २८ ॥ मध्यपत्रे न भुञ्जीत ब्रह्मपत्रस्य भूपते ॥ नोच्चरेत् प्रणवं मंत्रं पुरोडाशं न भक्षयेत् ॥ २९ ॥ नासनं नोपवीतं च नाचरेद्वैदिकीं क्रियाम् ॥ निर्विध्याऽचरणं कुर्वन् पितृभिः सह मज्जति ॥ ३० ॥ पतंति नरके घोरे यावदिंद्राश्च-**

અવિદ્ધ એકાદશીમાં ભક્તિપૂર્વક ઉપોષણ કરે છે, તે ચતુર્ભુજ દેવમૂર્તિ થઈ, ગરુડ ઉપર આરોહણ કરી વૈકુંઠમાં જાય છે.[૨૩] દેવ પણ તેનું પૂજન કરે છે, અપ્સરાનો ગણ તેની સેવા કરે છે. વળી દશમી ને દ્વાદશીએ એકવાર ભોજન કરે છે.[૨૪] તે કેવળ દેવની પ્રીતિ માટે કરવાથી તે નર સ્વર્ગલોકમાં જાય છે. તેમ જ હે રાજન્! દર્ભ સર્વદા ધારણ કરવો નહિ.[૨૫] કેમકે (અપવિત્રતામાં) વિષ્ટા, મૂત્ર, માંસ તથા રક્તમાં જે દર્ભવડે માર્જન કરે છે, તે વિષ્ટામધ્યે કૃમિ થાય છે.[૨૬] કારણ કે દર્ભ અત્યંત પવિત્ર હોવાથી, દર્ભ શિવાય નિત્યનૈમિત્તિક સર્વ કર્મ વ્યર્થ થાય છે. કેમકે દર્ભના મૂળસ્થાનમાં બ્રહ્મદેવનો વાસ છે, અને મધ્યસ્થાનમાં જનાર્દન,[૨૭] તથા દર્ભના અગ્રભાગે મહાદેવ રહે છે, માટે અશુદ્ધ વસ્તુ સાથે [અપવિત્રપણામાં] દર્ભથી માર્જન કરવું નહીં. શૂદ્રે દર્ભ ઉખાડવા નહિ તથા કપિલા ધેનુનું દૂધ પીવું નહિ.[૨૮] ખાખરાના પાંતરામાં ભોજન કરવું નહિ, પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરવો નહિ, યજ્ઞમાંથી પુરોડાશનું ભક્ષણ કરવું નહિ,[૨૯] આસન ઉપર બેસવું નહિ,

**तुर्दश ॥ पश्चाच्च कौक्कुटीं योनिं सूकरीं वानरीं च वा ॥३१॥ एतस्मात्कारणाच्छूद्रः प्रणवं वर्जयेत्सदा ॥ नमस्कारेण विप्राणां शूद्रो मुच्यति पातकात् ॥ ३२ ॥ एतत्कृत्वा महाराज परिपूर्णं व्रतं चरेत् ॥ अदत्वा दक्षिणां वापि नरकं यांति वै नराः ॥ ३३ ॥ व्रतवैकल्यमासाद्य ह्यंधः कुष्ठी प्रजायते ॥३४॥ धरामराणां वचनैर्नरोत्तमा दिवौकसां वै पदमाप्नुवंति ॥ नोल्लंघयेद्भूप वचांसि तेषां श्रेयोभिकामी मनुजः स विद्वान् ॥ ३५ ॥ इदं मया धर्मरहस्यमुत्तमं श्रेयस्करं पापविमर्दनं च ॥ फलप्रदं माधवतुष्टिहेतोः पठेच्च नित्यं मनसोऽभिरामम् ॥ ३६ ॥ यः**

યજ્ઞોપવીત ધારણ કરવું નહિ તથા વૈદિક કર્મ કરવું નહિ. આ રીતે શૂદ્ર છતાં અવિહિત કર્મ કરે છે તો તે પિતર સહવર્તમાન નરકમાં બૂડે છે.[૩૦] શૂદ્રને અધિકાર ન હોવા છતાં તે વૈદિક કર્મ કરે તો ચૌદ ઇંદ્ર થઈ જાય ત્યાં સુધી મહા ઘોર નરકમાં પડે છે. પછી મરઘડાની, ભુંડની તથા વાંદરાની યોનિને તે પ્રાપ્ત થાય છે.[૩૧] આ કારણથી શૂદ્રે સર્વ પ્રણવથી વર્જ્ય કર્મ કરવું. તેણે બ્રાહ્મણને નમસ્કાર કરવો, એટલે પાતકથી મુક્ત થાય છે.[૩૨] હે મહારાજ! આ રીતે પૂર્ણ વ્રતાચરણ કરવું તથા બ્રાહ્મણને દક્ષિણા આપવી. જો તે ન આપે તો માણસ નિશ્ચિત નરકમાં જાય છે.[૩૩] માટે વ્રતની અંદર ન્યૂનતા થવા દેવી નહિ. ન્યૂનતા થવાથી અંધત્વ તથા કુષ્ટત્વ પ્રાપ્ત થાય છે.[૩૪] હે ભૂપતે! જે ઉત્તમ નર બ્રાહ્મણનું વચન માન્ય કરે છે, તે જ દેવના ચરણારવિંદે પ્રાપ્ત થાય છે. માટે જેને શ્રેયપ્રાપ્તિની અપેક્ષા હોય, તેણે બ્રાહ્મણનું વચન કદી ઉલ્લંઘવું નહિ. જે આ પ્રમાણે વર્તે, તે માણસને જ વિદ્વાન્ કહેવો.[૩૫]

**शृणोति नरो राजन् पठते वापि सर्वदा ॥ स याति परमं लोकं यत्र योगीश्वरो हरिः ॥३७॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे गृहीतनियमत्यागो नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥**

આ રીતે પાપનાશક શ્રેયસ્કર ઉત્કૃષ્ટ ધર્મનું રહસ્ય મેં તને કહ્યું. માધવની તુષ્ટિ માટે તેમ જ મનોહર હોવાથી આનું જે નિત્ય પઠન કરશે, તેને આ ફળદાયક થશે.[૩૬] તેમ હે રાજન્! જે માણસ સર્વદા શ્રવણ કિંવા પઠન કરશે તો જે જગોએ યોગેશ્વર શ્રીહરિ છે ત્યાં ઉત્તમ લોકમાં જશે.[૩૭]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'નિયમ ત્યાગનો વિધિ' એ નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત



## અધ્યાય ૨૭ મો

## કઠરી બ્રાહ્મણની કથા

**श्रीनारायण उवाच ॥ इत्युक्त्वा विरतं राजा मुनीश्वरमनीनमत् ॥ अपूजयत्ततो भक्त्या सपत्नीको मुदान्वितः ॥ १ ॥ उररीकृत्य तत्पूजामाशीर्वादमुदीरयन् ॥ स्वस्ति तेऽस्तु गमिष्यामि सरयूं पापनाशिनीम् ॥ २ ॥ आवयोर्वदतोरेवं साय-**

શ્રીનારાયણ કહે છેઃ—આ પ્રમાણે પુરુષોત્તમ માહાત્મ્ય કહી વાલ્મીકિ મુનીશ્વર બોલતા બંધ થયા ત્યારે દૃઢધન્વા રાજાએ તેમને નમસ્કાર કરી તેમની ભક્તિયુક્ત પૂજા કરી અને પોતે પત્નીસહ આનંદ પામ્યો.[૧] મુનિએ તેમની પૂજા ગ્રહણ કરી તેમને આશીર્વાદ દીધા, કે હે રાજા! તારું કલ્યાણ થાઓ. હું પાપ નાશ કરનારી સરયૂ નદી તરફ

**कालोऽधुनाभवत् ॥ इत्युक्त्वाशु जगामैव वाल्मीकिर्मुनिसत्तमः ॥३॥ आसीमांतमनुव्रज्य राजाऽप्यागतवान् गृहम् ॥ आगत्य स्व प्रियामाह सुंदरीं गुणसुंदरीम् ॥ ४ ॥ दृढधन्वोवाच ॥ अयि सुंदरि संसारे ह्यसारे किं सुखं नृणाम् ॥ रागद्वेषादिषड्-शत्रौ गंधर्वनगरोपमे ॥ ५ ॥ कृमिविड्भस्मसंज्ञांते देहे मे किं प्रयोजनम् ॥ वातपित्तकफोद्रेकमलमूत्रासृगाकुले ॥ ६ ॥ अध्रुवेण शरीरेण ध्रुवमर्जयितुं वने ॥ गमिष्यामि वरारोहे संस्मरन् पुरुषोत्तमम् ॥ ७ ॥ तदाकर्ण्य प्रियाप्राह साध्वी सा गुणसुंदरी ॥ विनयावनता भूत्वा बद्धांजलिपुटा शुचा ॥८॥ गुणसुंदर्युवाच ॥ अहमप्यागमिष्यामि त्वयैव सह भूपते ॥**

જાઉં છું.[૨] આપણા બંન્યોના સંવાદમાં સાયંકાળ થયો. એવું કહી વાલ્મીકિ મુનિશ્રેષ્ઠ ગયા.[૩] તેમને સીમા સૂધી પહોંચાડી રાજા પોતાના ઘર તરફ આવ્યા અને પોતાની ગુણસુંદરી નામે ભાર્યા પ્રત્યે બોલવા લાગ્યા;-[૪]

હે સુંદરી! આ—અસાર સંસારમાં માણસને શું સુખ છે? કારણ કે તેમાં વિષયની પ્રીતિ તથા દ્વેષરૂપ છ શત્રુ છે, જે કેવળ આકાશમાં ભાસમાન થનારું જાણે ગંધર્વનગર હોય, તેમ અશાશ્વત છે.[૫] અને જેમાં વાત, પિત્ત, કફની વૃદ્ધિ તથા મળ—મૂત્ર રક્તાદિકથી ભરેલું જેનાં કૃમિ, વિષ્ટા કિંવા છેવટ ભસ્મ થવાનું પરિણામ છે એવા આ દેહનું મારે હવે શું પ્રયોજન છે?[૬] માટે હે સુંદરી! આ અશાશ્વત શરીરથી શાશ્વત મોક્ષ સંપાદન કરવા માટે નિરંતર પુરુષોત્તમનું સ્મરણ કરવા માટે હું અરણ્યમાં જાઉં છું.[૭] એવું પતિનું વાક્ય સાંભળી તેની પ્રિયા ગુણસુંદરી વિનયપૂર્વક નમ્ર થઈ, હાથ જોડી દીનવાણીથી પ્રાર્થના

पतिव्रतानां स्त्रीणां तु पतिरेव हि दैवतम् ॥९॥ पत्यौ गते तु या नारी गृहे तिष्ठति सा वने ॥ स्नुषाऽधीना तु सा नारी शुनीव परवेश्मनि ॥१०॥ मितं पिता ददात्येव मितं भ्राता मितं सुतः ॥ अमितस्य प्रदातारं भर्तारं काऽनु न व्रजेत् ॥११॥ प्रियावाक्यमुरीकृत्य सुतं राज्येऽभिषिच्य च ॥ सह पत्न्या ययौ शीघ्रमरण्यं मुनिसेवितम् ॥१२॥ हिमाचलसमीपे च गंगामासाद्य दंपती ॥ त्रिकालं चक्रतुः स्नानं संप्राप्ते पुरुषोत्तमे ॥१३॥ पुरुषोत्तमं समासाद्य विधिना तत्र नारद ॥ तपस्तेपे सपत्नीकः संस्मरन्पुरुषोत्तमम् ॥१४॥ ऊर्ध्वबाहुर्निरालंबः पादांगुष्ठेन संस्थितः ॥ नभो दृष्टिर्निराहारः श्रीकृष्णं तम-

કરવા લાગી,[૮] અહો સ્વામિન્ ભૂપતિ! હું પણ આપની સાથે આવું છું. કારણ કે પતિવ્રતા સ્ત્રીઓનું પતિ, એ જ દૈવત છે.[૯] એમ છતાં પતિ ગયા પછી, સ્ત્રી ઘેર રહે છે, તે વનમાં ગયા સરખી છે; અને સ્નુષા (પોતાના પુત્રની સ્ત્રી)ની પાસે રહે છે, તેને પરગૃહે ફરનારી શુનિકા [કુત્રી] જેવી સમજવી.[૧૦] કારણ કે પિતા, માતા, ભ્રાતા તથા પુત્ર એ સઘળાં થોડું આપનારાં છે અને પતિ અગણિત આપનાર છે. માટે કોણ સ્ત્રી પોતાના સ્વામી પાછળ જાય નહિ?[૧૧]

પ્રિયાનું આવું વચન સાંભળી પુત્રને રાજ્યાભિષેક કરી પત્ની સહિત તે રાજા મુનિને રહેવા લાયક અરણ્યમાં ગયો;[૧૨] તથા હિમાચળની પાસે ગંગા તીરપર જઈ ત્યાં પુરુષોત્તમ માસ પ્રાપ્ત થતાં જ ત્રિકાળ સ્નાન કરી,[૧૩] પુરુષોત્તમનું ધ્યાન ધરી તથા વિધિથી પત્ની સહિત તે તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૪] ઉંચા હાથ કરી કેવળ પગના અંગુઠાના આધારે પૃથ્વી ઉપર નિરાધાર ઉભા રહી તથા નિરા-

**जीजपत् ॥ १५ ॥ एवं व्रतविधौ तस्य तस्थुषश्च तपोनिधेः ॥ सेवाविधौ प्रपन्नासीन्महिषी सा पतिव्रता॥ १६॥ एवं कृतवतस्तस्य संपूर्णे पुरुषोत्तमे ॥ विमानमागमत्तत्र किंकिणीजालमंडितम् ॥ १७॥ पुण्यशीलसुशीलाभ्यां सेवितं सहसाऽऽगतम् ॥ तद्दृष्ट्वा विस्मयाविष्टः सपत्नीको महीपतिः ॥ १८ ॥ अनीनमद्विमानस्थौ पुण्यशीलसुशीलकौ ॥ ततस्तौ तं सपत्नीकं विमानं निन्यतुर्नृपम् ॥१९॥ विमानमधिरुह्याथ सपत्नीको नराधिपः ॥ गोलोकं गतवान् शीघ्रं दिव्यं धृत्वा वपुर्नवम् ॥ २० ॥ एवं तप्त्वा तपो राजा मासे श्रीपुरुषोत्तमे ॥ निर्भयं लोकमासाद्य मुमोद हरिसन्निधौ ॥२१॥ पतिव्रता च तत्पत्नी सापि तल्लोक-**

હારપણે રહેતાં આકાશ તરફ દૃષ્ટિ કરી શ્રીકૃષ્ણ નામનો તે જપ કરવા લાગ્યો.[૧૫] હે તપોનિધિ નારદ! આ રીતે વ્રતવિધિમાં તે જ્યારે સ્થિત થયો ત્યારે તેની પતિવ્રતા સ્ત્રી પ્રસન્ન મનપૂર્વક પતિસેવામાં તત્પર રહેતી હતી.[૧૬] આ પ્રમાણે તપ કરતાં જ્યારે પુરુષોત્તમ માસ સંપૂર્ણ થયો, ત્યારે ક્ષુદ્ર ઘંટિકાની જાળીથી સુશોભિત એવું વિમાન ત્યાં આવ્યું.[૧૭] તેમાં પુણ્યશીલ ને સુશીલ એ ઉભય સેવન કરતા હતા. આ રીતના વિમાનને જોતાં જ પત્ની સહિત તે રાજર્ષિ આશ્ચર્યયુક્ત થયો.[૧૮] અને તે વિમાનમાં પુણ્યશીલ અને સુશીલને નમસ્કાર કર્યા, એટલે તેઓએ તે રાજાને પત્ની સહિત વિમાનમાં લીધો.[૧૯]

પછી તે રાજા પત્નીની સાથે દિવ્ય સ્વરૂપ ધારણ કરી વિમાનમાં બેસી શીઘ્ર ગોલોકપ્રતિ ગયો.[૨૦] આ પ્રમાણે તેઓ પુરુષોત્તમમાસમાં તપ કરી નિર્ભય લોકમાં જઈ, શ્રીહરિના સમીપ રહી, આનંદ પામવા લાગ્યાં.[૨૧] વળી પુરુષોત્તમ માસમાં તપ કરનારા પોતાના પતિની સેવા

**मायया ॥ पुरुषोत्तमे तपस्यंतं संसेव्य निजवल्लभम् ॥ २२ ॥ श्रीनारायण उवाच ॥ वर्णयामि किमद्याहं यदेकरसना मम ॥ पुरुषोत्तमसमं किंचिन्नास्ति नारद भूतले ॥ २३ ॥ सहस्रजन्मतप्तेन तपसा तन्न गम्यते ॥ यत्फलं गम्यते पुंभिः पुरुषोत्तमसेवनात् ॥ २४ ॥ व्याजतोपि कृते तस्मिन्मासे श्रीपुरुषोत्तमे ॥ उपवासेन दानेन स्नानेन च जपादिना ॥ २५ ॥ कोटिजन्मकृतानेकपापराशिर्लयं व्रजेत् ॥ यथा शाखामृगस्याशु त्रिरात्रस्नानमात्रतः ॥ २६ ॥ अजानतोऽपि दुष्टस्य प्राक्तनानां कुकर्मणाम् ॥ संचया विलयं याता मासे श्रीपुरुषोत्तमे ॥ २७ ॥ सोऽपिदिव्यं वपुर्धृत्वा विमानमधिरुह्य च ॥ अगमद्दिव्यगोलोकं जरामृत्युविवर्जितम् ॥ २८ ॥ अतः श्रेष्ठतमो मासः**

કરવાથી પતિવ્રતા એવી તેની સ્ત્રી પણ તેની સાથે વિમાને બેસી ત્યાં ગઈ.[૨૨] હે નારદ! હું તેનું માહાત્મ્ય શું વર્ણવું? કારણ કે મને એક જ જીભ છે, માટે પુરુષોત્તમ માસસમાન ભૂલોકમાં કોઈ પણ સાધન નથી.[૨૩] સહસ્ર જન્મપર્યંત તપ કરવાથી જે ફળ પ્રાપ્ત થતું નથી, તે કેવળ પુરુષોત્તમના સેવનથી પુરુષને સાધ્ય થાય છે.[૨૪] વળી શ્રીપુરુષોત્તમ માસમાં કપટથી ઉપવાસ, દાન, સ્નાન વગેરે જો કર્યું હોય તો[૨૫] કોટિજન્મમાં કરેલાં અનેક પાપો નાશ પામે છે. દૃષ્ટાંત તરીકે કોઈ એક વાનર ત્રણ દિવસ સ્નાનમાત્ર કરવાથી ઉત્તમ ફળ પામ્યો હતો.[૨૬] આ પુરુષોત્તમ માસમાં તે દુષ્ટે નહીં જાણતાં સ્નાન કર્યું, તેથી તેનાં જન્માંતર સંબંધી પાપકર્મનો સમૂહ નાશ પામ્યો;[૨૭] તથા દિવ્ય દેહ ધારણ કરી વિમાનમાં બેસી જરામૃત્યુરહિત એવા દિવ્ય ગોલોકમાં તે ગયો.[૨૮]

**सर्वेभ्यः पुरुषोत्तमः ॥ दुष्टं शाखामृगं योऽसौ व्याजेनापि हरिं नयेत् ॥ २९ ॥ अहो मूढा न सेवंते मासं श्रीपुरुषोत्तमम् ॥ ते धन्याः कृतकृत्यास्ते तेषां च सफलो भवः ॥ ३० ॥ पुरुषोत्तममासं ये सेवंते विधिपूर्वकम् ॥ स्नानदानजपैर्होमैरुपोषणपुरःसरैः ॥ ३१ ॥ नारद उवाच ॥ सर्वार्थसाधनं वेदे मानुषं जनुरुच्यते ॥ अयं शाखामृगोऽप्यद्धा मुक्तो यद् व्याजसेवनात् ॥ ३२ ॥ तद्वदस्व कथामेतां सर्वलोकहिताय मे ॥ कुत्रासौ कृतवान् स्नानं त्रिरात्रं तपसां निधे ॥ ३३ कोऽसौ कपिः किमाहारः कुत्र जातः क्वचावसन् ॥ व्याजेन तस्य किं पुण्यं जातं श्रीपुरुषोत्तमे ॥३४॥ तत्सर्वं विस्तरेणैव मह्यं शुश्रूषवे वद ॥ न तृप्तिर्जायते त्वत्तः शृण्वतो मे कथाऽमृतम् ॥३५॥**

માટે સર્વ માસ કરતાં પુરુષોત્તમ માસ અત્યંત શ્રેષ્ઠ છે. જો કે અજાણપણામાં વાનરે સ્નાન કર્યું, છતાં તે શ્રીહરિની સમીપ ગયો.[૨૯] આમ જાણવા છતાં જે આ પુરુષોત્તમ માસનું સેવન કરતા નથી, તેમને મૂઢ જાણવા. વળી જે સ્નાન, દાન, જપ, હોમ, ઉપોષણપૂર્વક યથાવિધિ પુરુષોત્તમ માસનું સેવન કરે છે, તે જ ધન્ય તથા કૃતકૃત્ય છે તથા તેમનાં જન્મ સફળ થાય છે.[૩૦-૩૧] નારદ કહે છે,–મનુષ્ય જન્મ જ પુરુષાર્થસાધનમાં યોગ્ય છે, એવું વેદવચન છે, છતાં આ સાક્ષાત્ વાનર કેવી રીતે સ્નાન કરવાથી મુક્ત થયો?[૩૨] એ કથા સર્વ લોકના હિત અર્થે મને કહો. હે તપોનિધિ નારાયણ! આ વાનરે ત્રણ દિવસ કયા જળમાં સ્નાન કર્યું?[૩૩] તે વાનર કોણ હતો? તેનો આહાર શું હતો? તે ક્યાંથી ઉત્પન્ન થયો? તથા ક્યાં રહેતો હતો? તેને પુરુષોત્તમ માસમાં કયા

**श्रीनारायण उवाच ।। कश्चित्केरलदेशीयो द्विजः परमलोलुपः ।।
नित्यं धनचये दक्षः सदैव धनप्रियः ।। ३६ ।। लोके कदर्य
इत्याख्यां गतस्तेनैव कर्मणा ।। चित्रशर्मा पुरा नाम तस्या-
सीत्पितृकल्पितम् ।। ३७ ।। सदन्नं च सुवस्त्रं च न भुक्तं तेन कुत्र-
चित् ।। न स्वाहा न स्वधा वाऽपि कृता तेन कुबुद्धिना ।। ३८ ।।
यशोऽर्थे न कृतं किंचित्पोष्यवर्गो न पोषितः ।। सर्वं भूमिगतं
चक्रे धनमन्यायसंचितम् ।। ३९ ।। न माघे तिलदानं च कृतं
तेन कदाचन ।। कार्तिके दीपदानं च ब्राह्मणानां च भोज-
नम् ।। ४० ।। वैशाखे धान्यदानं च व्यतीपाते च कांचनम् ।।
वैधृतौ राजतं दानं सर्वदानान्यमूनि च ।। ४१ ।। रविसंक्रमणे**

નિમિત્તવડે શું પુણ્ય પ્રાપ્ત થયું ?[૩૪] આ સર્વ હું સાંભળવા ઇચ્છા રાખું છું. માટે મને આપ વિસ્તારપૂર્વક આ સર્વ કહો. આપના મુખથી હું કથામૃત જો કે સાંભળું છું, છતાં મારી તૃપ્તિ થતી નથી.[૩૫] શ્રીનારાયણ કહે છે;– કેરલ દેશમાં કોઈ મહાલોભી બ્રાહ્મણ હતો. તે જેમ મધ ઉપર મક્ષિકા તત્પર રહે છે, તેમ ધન ઉપર પ્રીતિ કરતો હતો; તથા સર્વદા દ્રવ્ય એકઠું કરવામાં ઘણો દક્ષ હતો.[૩૬] આ કર્મને લીધે તે લોકમાં કદરી કહેવાયો. તેના પિતાએ પૂર્વે તેનું નામ ચિત્રશર્મા રાખ્યું હતું.[૩૭] તેણે ઉત્તમ અન્ન તથા વસ્ત્રનો કદી પણ ઉપભોગ કર્યો નહીં, તેમ દેવપ્રીત્યર્થે સ્વાહાકાર તથા પિતૃતૃપ્ત્યર્થે સ્વધાકાર પણ તે કુબુદ્ધિએ કદી કર્યો નહીં.[૩૮] તેમ જ લૌકિકાર્થે કાંઈ દ્રવ્યનો વ્યય (ખર્ચ) કરવો જોઇએ, તે પણ તેણે કર્યો નહીં. સ્ત્રી પુત્રાદિકનું પોષણ કરવું જોઇએ, છતાં તેણે તેમનું પોષણ કર્યું નહીં. એ પ્રમાણે અન્યાયથી મેળવેલ સર્વ દ્રવ્ય ભૂમિમાં દાટી મૂકયું.[૩૯] વળી માઘ મહિને તિલદાન, કાર્તિક મહિને દીપદાન તથા બ્રાહ્મણભોજન, એ પણ

**काले न दत्तानि कदाचन ॥ चंद्रसूर्योपरागे च न जप्तं न हुतं क्वचित् ॥ ४२ ॥ अवीवदद्दीनवाचं सर्वत्राश्रुपरिप्लुतः ॥ वर्षवातातपाक्लिष्टः कृशः श्यामकलेवरः ॥ ४३ ॥ चचार धनलोभेन मूढधीर्भूतले सदा ॥ कोऽपि यच्छतु यत्किंचित्पामराय मुहुर्वदन् ॥४४॥ स गोदोहनमात्रं हि कुत्रापि स्थातुमक्षमः ॥ लोकधिक्कारसंदग्धो बभ्रामोद्विग्नमानसः ॥ ४५ ॥ तन्मित्रं वाटिकानाथः कश्चिदासीद्वनेचरः ॥ स तं निवेदयामास स्वदुःखं संरुदन्मुहुः ॥ ४६ ॥ तिरस्कुर्वंति मां नित्यं पुटभेदनवासिनः ॥ अतस्तत्र मया स्थातुं न शक्यं पुटभेदने ॥ ४७॥ इत्येवं वदतस्तस्य कदर्यस्य द्विजन्मनः ॥ अतिदीनतरां वाच-**

તેણે કદિ કર્યું નહીં.[૪૦] તેમ જ વૈશાખ મહિને ધાન્યદાન, વ્યતીપાતમાં સુવર્ણદાન, વૈધૃતિના દિવસે રૂપાનું દાન તથા આ સિવાય ઇતર સર્વ પ્રકારનાં દાન,[૪૧] સૂર્યસંક્રમણ, તેમ જ પર્વકાળમાં પણ તેણે કદિ દાન આપ્યું નહિ. ચંદ્રસૂર્યનું ગ્રહણ પ્રાપ્ત થયું, છતાં તેણે કદાપિ જપ કિંવા હોમ પણ કર્યો નહિ.[૪૨] માત્ર દ્રવ્ય સંપાદન કરવામાં વૃષ્ટિ, વાયુ તથા ઉષ્ણ સહન કરી તથા નેત્રથી અશ્રુપાત કરી દીનવાણીથી તે સર્વત્ર ફરતો. આ કારણથી તેનું શરીર કૃશ તથા કૃષ્ણવર્ણ થયું હતું.[૪૩] તે મૂઢ દ્રવ્યવૃદ્ધિના લોભથી સર્વદા પૃથ્વી ઉપર ફરતો હતો તથા 'મને ગરીબને કોઈ પણ કંઈ પ્રકારથી આપો' એમ વારંવાર બોલતો હતો.[૪૪] પરંતુ તે ગોદોહનકાળ પર્યંત પણ કશે ઉભો રહેતો નહિ. લોકોના ધિક્કારરૂપ અગ્નિથી તેનું મન દગ્ધ થયેલું હતું, તેથી તે ઉદ્વિગ્ન થઈ ફરતો હતો.[૪૫] એમ ફરતો ફરતો તે એક વનમાં ગયો. ત્યાં એક બાગ હતો. તે બાગનો અધિકારી જે માળી, તે તેનો મિત્ર હતો. તેને જોતાં જ તે બ્રાહ્મણે વારંવાર રુદન કરી પોતાનું

माकर्ण्यैकृपयाप्लुतः ॥ ४८ ॥ मालाकारः प्रपन्नं तं दीनं मत्वाऽकरोद्दयाम् ॥ हे कदर्य त्वमत्रैव वाटिकाया वसाधुना ॥४९॥ मालाकारवचः श्रुत्वा कदर्यः सर्वनागरैः ॥ तिरस्कृतः स तद्वाटीमध्युवास मुदा युतः ॥ ५० ॥ नित्यं तन्निकटस्थायी तदाज्ञापरिपालकः ॥ तेन वाटीपतिस्तस्मिन्विश्वासमकरोद् दृढम् ॥५१॥ अति विश्वास्तचित्तेन तस्मिन् स वाटिकापतिः ॥ तमेवाचीकरद्विप्रं स्वकल्पं वाटिकापतिम् ॥५२॥ ततः सर्वात्मभावेन ममायमिति निश्चयात् ॥ विहाय वाटिकाचिंतां सिषेवे राजमंदिरम् ॥ ५३ ॥ राजद्वारे सदा कार्यं तस्यात्यंतमभवत् ॥ पराधीनतया चासौ वाटिकां न जगाम ह ॥ ५४ ॥

સર્વ દુઃખ તે માળીપ્રત્યે નિવેદન કર્યું.[૪૬] તેણે કહ્યું; નગરવાસી લોક મારો સર્વદા તિરસ્કાર કરે છે. આથી મને ત્યાં રહેવું ઠીક પડતું નથી. તેથી હું આ વનમાં એકલો ફરું છું.[૪૭] એમ તે કદરી બ્રાહ્મણને બોલતો સાંભળી, તે માળી દયાર્દ્ર થઈ ગયો.[૪૮]

'આ દીન બ્રાહ્મણ મારે શરણ આવ્યો' એમ માની માળી તેના ઉપર દયા કરી તેને કહેવા લાગ્યો; 'હે કદરી બ્રાહ્મણ! તું આ બાગમાં વાસ કર.'[૪૯] આ રીતે તે માળીનું વચન સાંભળતાં સર્વ નગરવાસી-લોકથી તિરસ્કાર પામેલો તે કદરી તે બાગમાં હર્ષયુક્ત થઈ રહ્યો.[૫૦] પછી તે માળી જે કહે, તે પ્રમાણે તે સર્વ કર્મ કરવા લાગ્યો. આથી માળીનો તેના ઉપર દૃઢવિશ્વાસ બેઠો.[૫૧] આ રીતે તે માળીએ તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી તે બાગનો અધિકાર તેને સોંપ્યો.[૫૨] 'સર્વ પ્રકારે આ બ્રાહ્મણ મારો જ છે' એવા નિશ્ચયથી બાગના સંરક્ષણની ચિંતા દૂર કરી, તે માળી રાજમંદિરમાં રહેવા લાગ્યો.[૫૩] કારણ કે રાજદ્વારે

**तत्फलानि कदर्यस्तु जघास निर्भरं मुदा ॥ अक्रीणतावशिष्टानि लोभेनातीव दुर्बलः ॥५५॥ अगृह्णाद्द्रविणं तज्जं सर्वं स्वयमशंकितः ॥ यदा पृच्छद्वनाधीशस्तदग्रेऽवीवदन्मुदा ॥५६॥ भ्रामं भ्रामं च नगरं याचं याचं च भैक्षकम् ॥ घासं घासं दिवा रात्रौ परिचर्यामि ते वनम् ॥५७॥ तथाप्यस्य फलान्याशु नाशं गच्छंति पक्षिणः ॥ पश्याश्नंतो मया केचिन्नाशिताः खचराभृशम् ॥ ५८ ॥ तेषां मांसानि पक्षाणि पतितानीह सर्वतः ॥ तद् दृष्ट्वातीव विश्वस्य जगाम वाटिकापतिः ॥५९॥ एवं प्रवर्तमानस्य जग्मुर्वर्षाणि दुर्मतेः ॥ सप्ताशीतिः कदर्यस्य जराजर्जरितस्ततः ॥६०॥ ममार मूढधीस्तत्र नैवाप वह्निदारुणी ॥ ना-**

સર્વદા તેનું જ કામ હોવાથી તે પરાધીન થયો, તેથી તે બાગમાં આવી શકતો નહિ.[૫૪] તેથી પેલો કદરી બ્રાહ્મણ સંતોષપૂર્વક ફળ ભક્ષણ કરી જે શેષ રહે, તેને વેચતો હતો.[૫૫] અને આ ફળવિક્રયનું જે કાંઈ દ્રવ્ય આવે, તે સર્વ નિઃશંકપણે પોતે જ ગ્રહણ કરવા લાગ્યો. પછી એક દિવસે તે માળીએ તે બ્રાહ્મણ પ્રત્યે બાગરક્ષણની ઉપજના સંબંધી પૂછ્યું ત્યારે તે તેના પ્રતિ જૂઠું બોલ્યો.[૫૬]

'હું નગરમાં ભિક્ષા માગવા માટે ગામમાં ભટકું છું, તેમ છતાં તારા બાગની અહોરાત્ર સેવા કર્યા કરું છું.[૫૭] પણ એક વેળા હુ જ્યારે ભિક્ષા માગવા ગયો, તે વખતે આ વૃક્ષોને ફળ હતાં. પણ પક્ષીઓએ ભક્ષણ કર્યાં કે તેનું શું થયું, તેની મને ખબર પડી નહી. જો પક્ષીઓએ ભક્ષણ કર્યાં, એમ કહીએ તો હવે કંઈ પક્ષી ત્યાં આવતાં નથી. કારણ કે, પક્ષી ભક્ષણ કરે છે એમ જાણીને કેટલાક પક્ષીઓનો મેં નાશ કર્યો છે.[૫૮] દાખલા તરીકે તેમનું માંસ અને પાંખો અત્રે પડેલાં છે.' આ પ્રમાણે જોતાં, તેના ઉપર

**मुक्तं क्षीयते पापमिति वेदविदोऽवदन् ॥६१॥ तस्माद्धाहा प्रकुर्वाणो मुद्गराघातपीडितः ॥ अजीगमन्महामार्गे कृच्छ्रेणाति-बिभीषणम् ॥६२॥ स्मरन्पूर्वकृतं कर्म प्रलपन् बुद्बुदाक्षरम् ॥ अहो मे पश्यताज्ञानं कदर्यस्य च दुर्मतेः ॥६३॥ आसाद्य मानुषं देहं दुर्लभं त्रिदशैरपि ॥ खंडेऽस्मिन् भारते पुण्ये कृष्ण-सारमृगाङ्किते ॥६४॥ किं कृतं धनलोभेन व्यर्थं नीतं जनुर्मया ॥ तद्धनं तु पराधीनं चिरकालार्जितं मया ॥६५॥ किं करोमि पराधीनः कालपाशावृतोऽधुना ॥ मानुषं जनुरासाद्य न किंचित्कृतवान् शुभम् ॥६६॥ न दत्तं न हुतं वह्नौ न तप्तं हिमगह्वरे ॥ न गांगं सेवितं तोयं माघे मकरगे रवौ ॥६७॥**

વધારે વિશ્વાસ રાખી તે માળી ફરી રાજમંદિરમાં ગયો.[૫૯] એ રીતે તે દુર્બુદ્ધિ કદરી સત્યાશી વર્ષસુધી રહી, જરા અવસ્થાથી જર્જરિત થયો.[૬૦] તે મૂઢ કદરી બ્રાહ્મણ ત્યાં જ મરણ પામ્યો. તેને દહન કરવા સારુ અગ્નિ તથા કાષ્ઠ પણ મળ્યાં નહિ. દુઃખ ભોગવ્યા છતાં પણ પાપ ક્ષીણ થતું નથી, એવું વેદવેત્તા કહે છે.[૬૧] જે વેળા તેને ત્યાંથી યમદૂતો લઇને ચાલ્યા, તે વેળા તેના ઉપર મુદ્ગરના અત્યંત પ્રહાર થતાં પીડિત થઈ અતિભયંકર માર્ગમાં હાહાકાર કરતો તથા કષ્ટ ભોગવતો તે ચાલતો હતો.[૬૨]

આ સમયે તેને જે દુઃખ પડવા માંડ્યું, તેથી પૂર્વે કરેલાં કર્મ યાદ કરી ગદ્ગદિત વાણીથી તે વિલાપ કરવા લાગ્યો. હું દુર્મતિ કદરીને આ શી દુર્મતિ સૂઝી તે જુવો.[૬૩] દેવને પણ દુર્લભ એવો મનુષ્યદેહ હું કૃષ્ણસાર મૃગવાળા આ પુણ્યકારક ભરતખંડમાં પામ્યો.[૬૪] પણ મેં ત્યાં શું કર્યું? દ્રવ્યના લોભે કરી મનુષ્યજન્મ મેં એળે ગુમાવ્યો અને જે દ્રવ્ય

**उपवासत्रयं चांते न कृतं पुरुषोत्तमे ॥ न कृतं कार्तिके प्रातः-स्नानं सत्तारकागण ॥६८॥ न पुष्टश्च मया देहो मानुषः पुरुषार्थदः ॥ अहो मे संचितं द्रव्यं स्थितं भूमौ निरर्थकम् ॥६९॥ जीवो जीवनपर्यंतं क्लेशितो दुष्टबुद्धिना ॥ कदाचिज्जाठरो वह्निर्नान्नैर्निर्वापितो मया ॥७०॥ नापि सद्वसनाच्छन्नः स्वदेहः पर्वणि क्वचित् ॥ न ज्ञातयो बांधवाश्च स्वजनाः स्वसृजा अपि ॥७१॥ जामाता च सुता वाऽपि पिता माताऽनुजास्तथा ॥ पतिव्रताऽपि गृहीणी ब्राह्मणा नैव तोषिताः ॥७२॥ मिष्टान्नैरेकवारं च तर्पिता न मया क्वचित् ॥ एवं विलपमानं तं निन्युः कीनाशसन्निधिम् ॥७३॥ तद्दृष्ट्वा चित्रगुप्तस्तु वि-**

ઘણાકાળસૂધી સંપાદન કરીને સાચવ્યું હતું, તે પણ પારકાને આધીન થઈ રહ્યું. મેં કાંઈ પણ તેનો ઉપયોગ કર્યો નહિ.[૬૫] કાળપાશમાં પડી વૃદ્ધ થઈ હું પરાધીન થયો. હવે હું શું કરું? અરે! મને ઉત્તમ મનુષ્યજન્મ પ્રાપ્ત થયો, છતાં મેં કિંચિત્ પુણ્ય કર્મ કર્યું નહિ.[૬૬] મેં દાન પણ કર્યું નહિ. અગ્નિમધ્યે હવન પણ કર્યો નહિ, હિમાચલની એકાંત ગુફામાં જપ પણ કર્યો નહિ. માઘ મહિનામાં મકરરાશિના સૂર્ય વખતે ગંગોદકમાં સ્નાન પણ કર્યું નહિ.[૬૭] પુરુષોત્તમ માસમાં ત્રણ ઉપોપણ પણ કર્યાં નહિ, કાર્તિક માસમાં કૃત્તિકા નક્ષત્ર છતાં મેં પ્રાતઃસ્નાન પણ કર્યું નહિ.[૬૮] મનુષ્યદેહ ચતુર્વિધ પુરુષાર્થના સાધનભૂત છતાં, તેને પણ મેં પુષ્ટ કર્યો નહિ, અને દ્રવ્યનો સંચય કરી ભૂમિપર મેં તે નિરર્થક રાખી મૂક્યો.[૬૯] મેં જીવતાં સૂધી મારા જીવને દુર્બુદ્ધિથી વ્યર્થ કલેશ આપ્યો. મેં સારા અન્નનું ભક્ષણ કરી જઠરાગ્નિને કદી શાંત કર્યો નહિ.[૭૦] વળી પર્વણીને દિવસે પણ મેં મારા શરીર ઉપર ઉત્તમ વસ્ત્ર ધારણ કર્યાં નહિ.

**लोक्यैतच्छुभाशुभम् ॥ अवोचत्स्वामिनं धर्मं कदर्योऽयं द्विजाधमः ॥ ७४ ॥ न किंचित्सुकृतं त्वस्य धनलुब्धस्य दुर्मतेः ॥ असावचीत्करत्पापं पुष्कलं वाटिकास्थितः ॥ ७५ ॥ अचूचुरत्फलान्यद्धा विश्वस्तो वाटिकापतेः ॥ ततो जघास तान्येव पक्वानि यानि यानि च ॥ ७६ ॥ अक्रीणदवशिष्टानि धनलोभेन दुर्मतिः ॥ फलचौर्यकृतं पापं विश्वासघातजं परम् ॥ ७७ ॥ एतत्पापद्वयं चास्मिन्नत्युग्रं वर्तते प्रभो ॥ अन्यान्यपि च पापानि संत्यस्मिन्विविधानि च ॥ ७८ ॥ नारद उवाच ॥ इत्थं निशम्य विधिनंदन चित्रगुप्तवाक्यं क्रुधा प्रबलया**

તો પછી જ્ઞાતિબંધુ, સ્વજનઃ–ભત્રીજા વગેરેને અન્ન તથા વસ્ત્ર આપવું તે ક્યાંથી જ બને ?[૭૧] તેમ જ જમાઈ, કન્યા, પિતા, માતા તથા કનિષ્ઠ બાંધવ અને પતિવ્રતા ભાર્યા તથા બ્રાહ્મણને પણ મેં સંતુષ્ટ કર્યાં નહિ.[૭૨] એકવાર પણ મેં તેમને મિષ્ટાન્નવડે તૃપ્ત કર્યાં નહિ. આ રીતે વિલાપ કરતા પેલા કદરીને દૂતો યમની પાસે લઈ ગયા.[૭૩] પછી ચિત્રગુપ્તે તેને જોતાં તેનાં શુભાશુભ કર્મ તપાસ્યાં તથા ધર્મરાજા સમીપ તેણે હકીકત કહી કે, આ દ્વિજ અધમ કર્મ કરનાર તથા અત્યંત કદરી હતો.[૭૪] આ દુર્બુદ્ધિ બ્રાહ્મણે દ્રવ્યલોભથી કિંચિત્ પુણ્ય કર્યું નથી. તેણે બાગમાં રહી માત્ર પાપકર્મ જ કર્યું છે.[૭૫] વાડીના અધિપતિએ તેના ઉપર વિશ્વાસ રાખ્યો તથા આ માણસે તે બાગમાંથી જે જે પકવ ફળ હતાં, તે ચોરી ભક્ષણ કર્યાં,[૭૬] તથા બાકી બચેલાં ફળ આ અભાગીઆએ ધનના લોભથી વેચી નાંખ્યાં. આ ચૌર્યરૂપી કર્મ, પાપ અને વિશ્વાસઘાતવાળું છે.[૭૭] આ પ્રમાણે બે પ્રકારનાં પાપ એનામાં છે. વળી હે પ્રભો! બીજાં પણ અનેક

प्लुतधर्मराजः ॥ आहैष यातु कपिजन्म सहस्रकृत्वो विश्वास-
घातकृतेदं फलमस्य पश्चात् ॥७९॥ इति श्रीबृहन्नारदीय-
पुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे कदर्योपा-
ख्याने सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

પાપ એનામાં છે.૭૮ શ્રીનારાયણ કહે છે;–હે બ્રહ્મપુત્ર નારદ ! આ રીતનું ચિત્રગુપ્તનું વચન સાંભળી, ધર્મરાજા અત્યંત ક્રોધયુક્ત થઇને બોલ્યા; "આ ફળની ચોરીરૂપી પાપને લીધે એક હજારવાર વાનરની યોનિમાં તે પડો. પછી તેને વિશ્વાસઘાતનું ફળ મળશે."૭૯

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'કદરી બ્રાહ્મણની કથા' એ નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

## અધ્યાય ૨૮ મો

### કદરીનું સ્વર્ગપ્રતિ ગમન

श्रीनारायण उवाच ॥ तन्निशम्य भटानाह चित्रगुप्तश्चिरं
भृशम् ॥ पूर्वं लोभाभिभूतोऽयं पश्चाच्चौर्यमचीकरत् ॥ १ ॥ अतः
प्रेतत्वमासाद्य पश्चाद्भवतु वानरः ॥ ततश्चाहं प्रदास्यामि बह्वीं
नरकयातनाम् ॥२॥ अयमेव क्रमः श्रेयान् धर्मराजगृहे भटाः ॥
इत्येवं चित्रगुप्तेन समादिष्टा बिभीषणाः ॥ ३ ॥ तथा चक्रुर्भटाः

શ્રીનારાયણ કહે છે;–આ રીતની ધર્મની આજ્ઞા સાંભળતાં ચિત્રગુપ્તે બહુ વિચાર કરી દૂતને આજ્ઞા કરી કે, આ કદરી પૂર્વે દ્રવ્યલોભથી વશ થઈ તેણે ચોરીનું કામ કર્યું.૧ માટે પ્રથમ પ્રેતત્વને પ્રાપ્ત થયા પછી એ વાનર થવો જોઇએ. પછી હું તેને નરકની યાતના આપીશ.૨

**शीघ्रं ताडयंतश्च तं द्विजम् ।। प्रेतत्वं प्रापितः पूर्वं कानने विफले द्विजः ।। ४ ।। निर्जले बहुकालं च प्रेतयोनिमवाप्य सः ।। क्षुत्तृड्भ्यां व्याकुलोऽत्यंतं बभ्राम गहने वने ।। ५ ।। प्रेतयोनिगतं दुःखमनुभूय ततः परम् ।। फलचौर्यसमुद्भूतां कपियोनिमजीगमत् ।। ६ ।। दिव्ये कालंजरे शैले जंबुखंडमनोहरे ।। सुशीतलजलच्छाये फलपुष्पसमन्विते ।। ७ ।। तत्रासीद्देवराजेन निर्मितं कुंडमुत्तमम् ।। सरोवरसमं पुण्यं सत्सेव्यं पापनाशनम् ।। ।। ८ ।। मृगतीर्थमितिख्यातं सुराणामपि दुर्लभम् ।। यस्मिन्कृतेन श्राद्धेन पितरो यांति सद्गतिम् ।। ९ ।। तत्र दैत्यभयाद्देवा मृगा भूत्वा निरंतरम् ।। अभिसस्नुर्निरातंकामृगतीर्थमतो विदुः**

હે દૂત! ધર્મરાજાને ઘેર શ્રેયસ્કર એવો આ રીતનો ક્રમ છે. પછી જેવી ચિત્રગુપ્તે આજ્ઞા કરી કે, ભયંકર દૂતે તે બ્રાહ્મણને માર મારી પ્રથમ તેને ફળરહિત અરણ્યમાં પ્રેતયોનિમાં નાંખ્યો.[3-4] પછી તે નિર્જન વનમાં બહુ કાળ સૂધી પ્રેતયોનિ ભોગવી ક્ષુધા તૃષાથી અત્યંત વ્યાકુળ થઈ ગહન અરણ્યમાં ભમવા લાગ્યો.[5] પછી પ્રેતયોનિ સંબંધી દુઃખનો અનુભવ લઈ ફળની ચોરીથી ઉત્પન્ન થયેલ પાપવડે તે વાનર યોનિને પામ્યો.[6] જ્યાં જાંબુનાં ઘણાં વૃક્ષ છે એવા દિવ્ય મનોહર કાલંજર-સંજ્ઞક પર્વત ઉપર ઉત્તમ શીતળ જળ તથા અનેક ફળ પુષ્પવાળી વૃક્ષની છાયા જ્યાં આવી રહી છે તથા[7] જ્યાં દેવરાજ ઇંદ્રે એક ઉત્તમ કુંડ નિર્માણ કરેલો છે, જે કુંડ સરોવર સમાન મહા પુણ્યકારક તથા પાપનાશક હોવાથી સત્પુરુષો જેનું સેવન કરે છે,[8] જે સ્થાન મૃગતીર્થ નામથી પ્રખ્યાત છે, જે દેવને પણ દુર્લભ છે તથા જે મૃગતીર્થમાં શ્રાદ્ધ કરવાથી પિતર સદ્ગતિને પામે છે,[9] વળી દૈત્યના ભયથી અનેક દેવો

॥ १० ॥ तत्रायं प्रथमं जन्म कापेयं लब्धवान् द्विजः ॥ फल-
चौर्यकृतात्पापादासाद्य मानुषीं तनुम् ॥ ११ ॥ नारद उवाच ॥
त्रैलोक्यपावने रम्ये मृगतीर्थे कथं कपिः ॥ आवासमकरोद्दुष्टः
पापकोटिसमन्वितः ॥ १२ ॥ छिंधि मे संशयं नाथ तपोधन
मनोगतम् ॥ भवादृशां न गोप्यं हि स्वशिष्येषु कदाचन ॥ १३ ॥
सूत उवाच ॥ एवं संचोदितो विप्रा नारदेन तपोनिधिः ॥
उवाच परमप्रीतः सत्कुर्वन्नारदं मुनिम् ॥ १४ ॥ श्रीनारायण
उवाच ॥ कश्चिद्वैश्यो महानासीन्नाम्ना वै चित्रकुंडलः ॥ तत्पत्नी
तारका नाम्नी पातिव्रत्यपरायणा ॥ १५ ॥ तावुभौ चक्रतुर्भक्त्या
पुण्यं श्रीपुरुषोत्तमम् ॥ तयोः कृतवतोर्मासो गतः श्रीपुरुषोत्तमः
॥ १६ ॥ चरमेऽहनि संप्राप्ते उद्यापनमथाकरोत् ॥ सपत्नीको

મૃગનું રૂપ ધારણ કરીને નિર્ભયપણે રહી વારંવાર સ્નાન કરતા હોવાથી જે સ્થળનું નામ મૃગતીર્થ પડ્યું છે,[૧૦] આવા સ્થાનમાં તે બ્રાહ્મણ પૂર્વે મનુષ્યજન્મમાં ફળની ચોરી કરેલ પાપને લીધે પ્રથમ વાનર યોનિને પામ્યો.[૧૧] નારદ પૂછે છે;—આ મૃગતીર્થ ત્રૈલોક્યને પાવન કરનારું તથા રમણીય છતાં આ કોટી પાપયુક્ત દુષ્ટ કદરીનો કપિરૂપે ત્યાં કેમ અવતાર થયો?[૧૨] હે નાથ! તપોધન એવા આપ મારા મનનો સંશય ટાળી નાંખશો. કારણ આપ સરખાએ પોતાના શિષ્ય પ્રતિ ગુપ્ત વાત રાખવી નહિ.[૧૩] સૂત કહે છે:—હે ઋષિઓ! આ રીતે નારદે પ્રશ્ન કર્યો કે, તપોનિધિ નારાયણ પરમ પ્રીતિવડે સત્કારપૂર્વક નારદ પ્રતિ કહેવા લાગ્યા.[૧૪] પૂર્વે કોઈ એક ચિત્રકુંડળ નામનો મહાત્મા વૈશ્ય હતો. તેની સ્ત્રી તારકા નામે પતિવ્રતા હતી.[૧૫] તે બન્ને પરમ ભક્તિથી

मुदायुक्तः श्रद्धया चित्रकुंडलः ॥ १७ ॥ द्विजानाकारयामास वेदवेदांगपारगान् ॥ उद्यापनविधिं कर्तुं सपत्नीकान् गुणान्वितान् ॥ १८ ॥ कदर्योऽप्यगमत्तत्र धनलोभेन नारद ॥ उद्यापनविधौ पूर्णे संजाते चित्रकुंडलः ॥ १९ ॥ अत्युग्रदानैस्तांन्विप्रान्सपत्नीकानतोषयेत् ॥ तुष्टेषु तेषु सर्वेषु भूयसीं दक्षिणामदात् ॥ २० ॥ तद्दत्तभूयसीतुष्टा अन्ये विप्रा गृहान्ययुः ॥ अतिलुब्धः कदर्यस्तु रुदंस्तस्थौ तदग्रतः ॥ २१ ॥ विनयावनतो भूत्वा सगद्गदमुवाच ह ॥ चित्रकुंडल वैश्येश भगवद्भक्तिभासुर ॥२२॥ पुरुषोत्तमव्रतं सम्यक् भवता विधिना कृतम् ॥ न तथा च कृतं केन कुत्रापि पृथिवीतले ॥२३॥

શ્રીપુરુષોત્તમ માસ સંબંધી પુણ્ય કર્માચરણ કરતાં હતાં. આમાં તે બન્યો વ્રતાચરણ કરતાં શ્રીપુરુષોત્તમ માસ સમાપ્ત થયો.[૧૬] પછી છેવટનો દિવસ આવતાં તે ચિત્રકુંડળ પત્ની સહિત ભક્તિયુક્ત થઈ ઉદ્યાપન કરવા લાગ્યો.[૧૭] તે વેળા યથાવિધિ ઉદ્યાપન કરતી વખતે વેદ વેદાંગ પારાંગત શમદમાદિ ગુણસંપન્ન સપત્નીક બ્રાહ્મણોને તેણે આમંત્રણ કર્યું;[૧૮] પછી તે બ્રાહ્મણોએ આવી યથાવિધિ ઉદ્યાપન કરાવ્યું. આ સંપૂર્ણ થતાં, હે નારદ! ત્યાં કંઈ દ્રવ્ય મળશે, એવી લાલસાથી તે કદરી ત્યાં આવ્યો. તે વેળા ચિત્રકુંડળે[૧૯] ઘણાં વસ્ત્ર અલંકારાદિના દાનવડે સપત્નીક બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યાં અને તે સર્વ સંતુષ્ટ થયા પછી તેણે તેઓને ભૂયસી દક્ષિણા પણ આપી.[૨૦] તે ભૂયસી દક્ષિણા લઈ સર્વ બ્રાહ્મણો સંતુષ્ટ થઈ પોતપોતાને ઘેર ગયા. પણ ત્યાં જે અતિ લોભી કદરી આવ્યો હતો, તે જ માત્ર યજમાનના અગ્રભાગે રુદન કરતો ઉભો રહ્યો.[૨૧] અને વિનયપૂર્વક નમ્ર થઈ, ગદ્ગદિત વાણીથી બોલવા લાગ્યો; હે ચિત્રકુંડળ

**भवानद्य कृतार्थोऽसि भाग्यवानसि सर्वथा ॥ यत्त्वया परया भक्त्या सेवितः पुरुषोत्तमः ॥ २४ ॥ धन्यस्तव पिता धन्या माता च पतिदेवता ॥ याभ्यामुत्पादितः पुत्रस्त्वादृशो हरि-वल्लभः ॥ २५ ॥ धन्याद्धन्यतरश्चायं मासः श्रीपुरुषोत्तमः ॥ यत्सेवनादवाप्नोति ह्यैहिकामुष्मिकं फलम् ॥२६॥ दृष्ट्वा हि तावकीं पूजां चकितोऽहं विशांपते ॥ अहो त्वया महत्कर्म कृतमेतन्न संशयः ॥२७॥ अन्येभ्यो ब्राह्मणेभ्यश्च धनं दत्तं बृहन्मुदा ॥ न ददासि कथं मह्यं भाग्यहीनाय भूरिद ॥ २८ ॥ इति विज्ञा-पितस्तेन तस्मै धनमदादसौ ॥ तद्गृहीत्वाकत्वारोद्विप्रो धनं भूमि-गतं मुदा ॥ २९ ॥ तत्रानेन महापूजा दृष्टा श्रीपौरुषोत्तमी ॥ पुरुषोत्तममासश्च धनलोभेन संस्तुतः ॥३०॥ पूजा दर्शन-**

વૈશ્ય રાજા ! ભગવદ્‌ભક્તિવડે તેજ:પુંજ એવા તમે,[૨૨] ઉત્કૃષ્ટ વિધિપૂર્વક પુરુષોત્તમ વ્રત કર્યું. આ ભૂમંડળમાં કોઇએ આપના સરખું ઉત્તમ વ્રત કર્યું નથી.[૨૩] માટે આપ જ સર્વ પ્રકારે કૃતાર્થ તથા ભાગ્યવાન્ છો. આપે પરમ-ભક્તિવડે પુરુષોત્તમનું સેવન કર્યું.[૨૪] આ ઉપરથી આપના પિતાને ધન્ય છે ને આપનાં પતિવ્રતા માતાને પણ ધન્ય છે, જેનાથી આપ આ રીતના હરિભક્ત થયા.[૨૫] માટે આ પુરુષોત્તમ માસ ધન્યથી પણ અધિક ધન્ય છે, કે જેના સેવનવડે આ લોક તથા પરલોક સંબંધી ફળ મળે છે.[૨૬] હે વૈશ્યપતે ! આપે કરેલી હરિપૂજા જોઈ હું ચકિત થયો. તમે મહત્કર્મ કર્યું, એમાં જરા પણ સંશય નથી. આ જોઈ મને આશ્ચર્ય થાય છે.[૨૭] તમે અન્ય બ્રાહ્મણોને બહુ દ્રવ્ય આપ્યું. આપ દાનશૂર છતાં મને ભાગ્યહી-નને કેમ આપતા નથી?[૨૮] આ રીતે તે કદરીએ પ્રાર્થના કરી, એટલે

**माहात्म्यात्पुरुषोत्तमसंस्तवात् ॥ धनलोभकृताद्वापि मृगतीर्थ-मुपागतः ॥ ३१ ॥ सूत उवाच ॥ दर्शनात्स्तवनाद्वापि धन-लोभकृतादपि ॥ दुष्टशाखामृगस्यापि जातं सत्तीर्थसेवनम् ॥ ३२ ॥ किं पुनः श्रद्धया कर्तुर्दर्शनस्तवने द्विजाः ॥ पुरु-षोत्तमदेवस्य सपत्नीकस्य सादरम् ॥ ३३ ॥ नारद उवाच ॥ सुशीतलजले ब्रह्मन् स्निग्धच्छाये मनोहरे ॥ सद्वृक्षमंडितेऽरण्ये स्थितेः किं कारणं वद ॥ ३४ ॥ श्री नारायण उवाच ॥ शृणु नारद वक्ष्यामि तुभ्यं शुश्रूषवेऽनघ ॥ अत्रास्ति कारणं किंचिच्छ्रवणात्पापनाशनम् ॥ ३५ ॥ यदा दाशरथी रामः सर्वार्थफलदायकः ॥ हतवान् रावणं दुष्टं बद्ध्वा सेतुं महोदधौ**

તેને પણ તેણે દ્રવ્યદાન આપ્યું. તે લઈ તેણે લોભથી દાટી રાખ્યું.[૨૯] તેણે શ્રીપુરુષોત્તમની મહાપૂજા ભક્તિપૂર્વક જોઈ અને દ્રવ્યલોભથી પુરુષોત્તમ માસની સ્તુતિ કરી.[૩૦] આ રીતે પૂજાદર્શનના માહાત્મ્યથી અને ધનલોભવડે પુરુષોત્તમનું સ્તવન કરવાથી તેને મૃગતીર્થમાં વાનરનો જન્મ થયો.[૩૧] સૂત કહે છે:–દુષ્ટ વાનરે કેવળ ધનલોભથી જ શ્રીપુરુષોત્તમનું સ્તવન અથવા દર્શન કર્યું. આથી તેને મૃગતીર્થનું સેવન મળ્યું.[૩૨] હે ઋષિઓ! શ્રદ્ધાપૂર્વક રાધા સહિત શ્રી પુરુષોત્તમનું દર્શન તથા સ્તવન જે કોઈ કરે, તેને મૃગતીર્થના સ્થાનનું સેવન મળી, ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય, એમાં શું જ કહેવું?[૩૩] નારદ કહે છે, હે બ્રહ્મન્! સુશીતળ જળ તથા અત્યંત ઘટ્ટ છાયાવાળા, અત્યંત સુશોભિત અને મનોહર અરણ્યમાં તેની સ્થિતિ હોવાનું શું કારણ? તે મને કહો.[૩૪] શ્રીનારાયણ કહે છે, હે નિર્દોષ નારદ! આના સંબંધમાં કંઈ એક કારણ છે કે, જે સાંભળવાથી પાપ નાશ થાય છે. તે તું સાંભળનારને હું કહું છું તે સાંભળ.[૩૫] જે વખતે

॥ ३६ ॥ विभीषणादृते तेन राक्षसा नावशेषिताः ॥ ततो वह्निविशुद्धा सा जानकी स्वीकृताऽधुना ॥ ३७ ॥ चतुर्मुखमहेशानपुरंदरपुरःसरैः ॥ दशवक्त्रवधप्रीतैर्हे राम त्वं वरं वृणु ॥ ३८ ॥ इत्युक्तेऽब्रीवदद्रामो भक्तानामभयंकरः ॥ सुराः शृणुत मद्वाक्यं यदि देयो वरोऽधुना ॥ ३९ ॥ अत्र ये वानराः शूरा रक्षोभिर्निहताश्च ते ॥ संजीवयत तानाशु सुधावृष्ट्या ममाज्ञया ॥ ४० ॥ तथेत्युक्त्वा सुधावृष्ट्या वानरान् समजीवयन् ॥ चतुर्मुखमहेशानपुरंदरपुरःसराः ॥ ४१ ॥ ततः संजीविताः सर्वे वानरा जयशालिनः ॥ अडुढौकन् रामभद्रे चिरं सुप्तोत्थिता इव ॥ ४२ ॥ अथ पुष्पकमारुह्य वानरान् सर्वतः

સર્વાર્થ ફળ આપનારા દશરથપુત્ર રામચંદ્રજીએ સમુદ્ર ઉપર સેતુ બાંધી દુષ્ટ રાવણનો સંહાર કર્યો,[૩૬] તે વખતે તેણે વિભીષણને રાખી બાકીના બધા રાક્ષસોનો સંહાર કર્યો. પછી અગ્નિમાંથી શુદ્ધ કરી જાનકીનો રામચંદ્રજીએ સ્વીકાર કર્યો.[૩૭] પછી બ્રહ્મદેવ, મહાદેવ તથા ઇંદ્ર જેમાં પ્રમુખ છે એવા સર્વ દેવ, રાવણનો વધ થવાથી, પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, હે રામ! તું વર માગ.[૩૮] આવું દેવનું વચન સાંભળી, ભક્તના સંસારરૂપી ભય દૂર કરનાર શ્રીરામચંદ્ર કહેવા લાગ્યા, હે દેવો! જો મને વર આપવાના હો તો, મારું વચન સાંભળો.[૩૯] આ ઠેકાણે જે મહાશૂર વાનરો રાક્ષસથી મરાયા છે, તેમને મારી આજ્ઞાથી પ્રથમ અમૃતવૃષ્ટિ કરી જલદી જીવતા કરો.[૪૦]

આ રીતની આજ્ઞા થતાં દેવોએ 'બહુ ઉત્તમ' એમ કહી અમૃતવૃષ્ટિથી વાનરને જીવતા કર્યાં. બ્રહ્મરુદ્રપ્રમુખ સર્વ દેવતાના અંશભૂત એવા જયશાળી સંપૂર્ણ વાનર જીવતા થયા કે, ઘણીવાર સૂધી તેઓએ ઉંઘમાંથી

**स्थितान् ॥ अजीगदत्सपत्नीकः प्रसन्नमुखपंकजः ॥ ४३ ॥ श्रीराम उवाच ॥ हे सुग्रीवहनूमंतौ हे तारात्मज जांबवन् ॥ मित्रकार्यं कृतं सर्वं भवद्भिः सह वानरैः ॥ ४४ ॥ आज्ञापयंतु तान्सर्वान्भवन्तो वानरानितः ॥ भवदाज्ञापिताः सर्वे यथेष्टं यांतु ते यतः ॥४५॥ यत्र यत्र वने एते मामका दीर्घजीविनः ॥ वसंति वानरास्तत्र वृक्षाः पुष्पफलान्विताः ॥४६॥ नद्यो मृष्टजला वाथ शीतलं सुभगं सरः ॥ न केऽपि धर्षयिष्यंति सर्वे यांतु ममाज्ञया ॥ ४७ ॥ अतो रामप्रभावेण यतो वानरजातयः ॥ तत्र नद्यो मृष्टजलाः सरश्च सुभगं वने ॥४८॥ लसत्फला महावृक्षाः पुष्पपल्लवसंयुताः ॥ परं तु सुखदुःखानि**

ઉઠેલાની માફક શ્રીરામચંદ્રજીને પ્રીતિપૂર્વક જોવા લાગ્યા.[૪૧-૪૨] પછી પત્ની સહિત પુષ્પકવિમાનમાં બેસી પ્રસન્ન મુખકમળવાળા શ્રીરામચંદ્રજી સર્વ વાનરને કહેવા લાગ્યા;–[૪૩] હે સુગ્રીવ! હે અંગદ! હે જાંબવાન! તમે સર્વેએ વાનરસહિત જે મિત્રકાર્ય કરવા યોગ્ય હતું તે સર્વ કર્યું.[૪૪] હવે આ સમસ્ત વાનરને અહીંથી જવા માટે તમે આજ્ઞા કરો, એટલે તમારી આજ્ઞાથી યથેષ્ટ તેઓ જશે.[૪૫] વળી જે જે વનમાં ચિરકાળજીવન પામનાર મારા વાનરો વાસ કરશે, ત્યાં ત્યાં સર્વ વૃક્ષ સર્વદા પુષ્પફળથી યુક્ત રહેશે.[૪૬] વળી તે પ્રદેશની નદી અમૃતતુલ્ય જળ વહેશે તથા સરોવર પણ સુશીતળ જળથી સુંદર રહેશે, ને તેમને કોઈ પણ પીડા કરી શકશે નહિ. માટે સર્વ મારી આજ્ઞાથી યથેષ્ટ ગમન કરો.[૪૭] આવી રામચંદ્રની આજ્ઞા થતાં તે દિવસથી જે જે વનમાં તે વાનરો વાસ કરવા લાગ્યા, તે તે વનમાં રામના પ્રભાવને લીધે નદી મધુર જળથી વહેવા લાગી તથા સરોવર પણ સુશોભિત થવા લાગ્યાં.[૪૮] વળી

**प्राक्तनादृष्टजानि च ॥४९॥ यत्र यत्र वसेज्जंतुस्तत्र तत्रोपयांति हि ॥ नाभुक्तं क्षीयते कर्म इति वेदानुशासनम् ॥५०॥ नारायण उवाच ॥ अथासौ वानरस्तत्र ववृधे पर्वतोपमः ॥ बृहत्क्षुत्तृट्समायुक्तो लोलुपो व्यचरद्वने ॥५१॥ जन्मतस्तस्य वक्त्रेऽभूत्पीडा पित्तसमुद्भवा ॥ ययाऽसृक् च्यवते वक्त्रव्रणतश्च दिवानिशम् ॥५२॥ अत्यंतवेदनाविष्टो नात्तुं शक्तस्तु किंचन ॥ स च वानरचापल्याद्द्रुमेभ्यः सत्फलानि च ॥५३॥ लुनीय वदनाभ्याशे नीत्वा तत्याज भूरिशः ॥ नैकत्र पीडया स्थातुं शक्तोऽसौ वानरः क्वचित् ॥५४॥ वृक्षाद्वृक्षांतरं गच्छन् मेने मृत्युं सुखावहम् ॥ कदाचिद्पतद्भूमौ विललापातिदुःखितः**

પુષ્પપલ્લવયુક્ત વૃક્ષો ફળથી શોભવા લાગ્યાં. આ રીતે સર્વ વન સર્વને સુખ આપનારાં થયાં. પરંતુ સુખ તથા દુઃખ તો પ્રારબ્ધ કર્માનુસારે હોય છે.[૪૯] માટે જે જે ઠેકાણે પ્રાણી વાસ કરે છે, તે તે ઠેકાણે તે સુખ તથા દુઃખ અકસ્માત્ પ્રાપ્ત થાય છે. તે ભોગવ્યા શિવાય ક્ષીણ થતું નથી, આવી વેદાજ્ઞા છે.[૫૦] આ રીતે તે પૂર્વોક્ત દુષ્ટ વાનર તે રમણીય મૃગતીર્થમાં પર્વતતુલ્ય મોટો થઈ અતિશય ક્ષુધા તથા તૃષાવડે વ્યાકુળ થઈ લુબ્ધપણાથી તે વનમાં ફરતો હતો.[૫૧] પરંતુ તેના મુખને જન્મથકી પિત્તની વ્યથા હતી, તેથી તેના મુખમાં વ્રણરોગ થઈ, તેમાંથી અહોરાત્ર રક્તસ્રાવ થતો હતો.[૫૨] આ વ્રણની અત્યંત વેદનાવડે તે વ્યાકુળ હોવાથી, તેનાથી કશું ભક્ષણ થઈ શકતું નહિ. તે વાનર ચપળતાથી વૃક્ષ ઉપરથી ઉત્તમ ફળ[૫૩] ભક્ષણાર્થે મુખ આગળ ધરી વારંવાર હેઠળ નાંખી દેતો હતો. આ રીતે તેણે ઘણાં ફળ તોડી નાંખ્યાં, પરંતુ એક પણ ફળ તેના પેટમાં જતું નહિ. અત્યંત દુઃખી

॥५५॥ अरूरुदद्भग्नगात्रो नीरभ्रष्टो यथा झषः ॥ असौ क्षुत्तृट्समाविष्टः श्लथदेहो गलन्मुखः ॥ ५६ ॥ पेतुर्दंतास्तथा सर्वे व्रणरोगेण पीडितः ॥ पूर्वजन्मकृतात्पापादेवं दुःखमजीगमत् ॥ ५७ ॥ एवं प्रवर्त्तमानस्य निराहारस्य नित्यशः ॥ दैवयोगात्समागच्छन्मासः श्रीपुरुषोत्तमः ॥५८॥ तस्मिन्नपि तथैवास्ते शीतवातादिपीडितः ॥ कदाचिद्बहुले पक्षे विचरन् गहने वने ॥५९॥ तृषितः कुंडनिकटे नाशक्नोत् पातुममृतम् ॥ क्षुधाविष्टोऽपि चापल्यात्तत्रोच्चैर्वृक्षमारुहत् ॥ ६० ॥ वृक्षाद्वृक्षांतरं गच्छन्मध्ये कुंडमपीपतत् ॥ स चिराय निराहारः श्लथदिंद्रियजर्जरः ॥६१॥ निर्बलः शिथिलप्राणः कुंडप्रांतमुपाश्रितः ॥ एवं दिनानि

થવાથી તેનાથી એક જગોએ સ્થિર રહેવાતું નહિ.[૫૪] તેથી એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જ્યારે કુદકો મારતો ત્યારે મને મૃત્યુ 'સુખવાળું છે' એમ પોતે માનતો હતો. કેટલીક વાર એમ કુદકો મારતાં જમીન ઉપર પડતો, ત્યારે વિલાપ કરતો હતો[૫૫] અને તેનું આખું અંગ શિથિલ થઈ જતું હતું. તે ઉદકથી ભ્રષ્ટ થયેલા સરખો ક્ષુધા તૃષાથી કાળને લીધે વારંવાર વ્યાકુળ તથા ગલિતદેહવાળો થઈ જતો હતો. તેના મુખમાંથી રક્ત વહેતું હતું, તથા પુષ્કળ આક્રંદ કરતો હતો.[૫૬] વ્રણરોગથી તેના સર્વ દાંત પડી ગયા હતા. આ રીતે પૂર્વજન્મના પાપવડે તે દુઃખ પામતો હતો.[૫૭] તેના મુખથી કાંઈ ખવાઈ નહિ શકાયાથી તે નિત્ય નિરાહારી થઈ પડી રહેતો હતો. એવામાં દૈવયોગે પુરુષોત્તમમાસ પ્રાપ્ત થયો.[૫૮] તે શીત વાતાદિકથી દુઃખી હતો, છતાં એક વેળા પુરુષોત્તમ-માસના કૃષ્ણપક્ષમાં તે ગહન વનની અંદર ફરતો હતો.[૫૯] અત્યંત તૃષા લાગવાથી તીર્થોદકના કુંડ પાસે જઈ તે જલપાન કરવા લાગ્યો.

**चत्वारि दशमीदिनतः कपेः ॥६२॥ गतानि लुठतः कुंडे मासे श्रीपुरुषोत्तमे ॥ पंचमे दिवसे प्राप्ते मध्यंदिनगते रवौ ॥६३॥ व्यसुः पपात तत्तीर्थे तोयक्लिन्नवपुः कपिः ॥ स तं देहं समुत्सृज्य विनिर्धूतमलाशयः ॥६४॥ सद्यो दिव्यवपुः प्राप दिव्याभरणभूषितम् ॥ इंदीवरदलश्यामं कोटिकंदर्पसुंदरम् ॥६५॥ स्फुरद्रत्नकिरीटं च सुचारुझषकुंडलम् ॥ लसत्पीत-पटं पुण्यं सद्रत्नकटिमेखलम् ॥६६॥ लसत्केयूरवलयं मुद्रि-काहारशोभितम् ॥ नीलकुंचितसुस्निग्धचिकुरावृतसन्मुखम् ॥६७॥ तदानीमागमच्छीघ्रं विमानं वैष्णवाश्रितम् ॥ भेरीमृदंग-पटहवेणुवीणा बृहत्स्वनम् ॥६८॥ नृत्यद्देवांगनं दिव्यं गाय-**

પણ તેના મુખરોગથી જલ અમૃતતુલ્ય છતાં પણ પીવાઈ શકાયું નહિ. પછી ક્ષુધાતુર એવો તે ચપળતાથી ઉંચા વૃક્ષ ઉપર ચઢ્યો.[૬૦] તે વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જતાં અકસ્માત્ તે મૃગતીર્થ કુંડમાં પડ્યો. તે ઘણા દિવસનો ઉપવાસી હોવાથી તેનું શરીર જર્જરિત થઈ ગયું હતું.[૬૧] અને બલહીન થવાથી તેના પ્રાણ શિથિલ થવા લાગ્યા. તે વાનર પુરુષોત્તમ માસમાં વદિ દશમીથી ચાર દિવસપર્યંત તે કુંડ તીરે પડી રહ્યો. પછી પાંચમા દિવસે મધ્યાહ્ને સૂર્ય પ્રાપ્ત થતાં જ[૬૨-૬૩] તે મૃગતીર્થના તટ ઉપર પડી મરણ પામ્યો. પછી નિષ્કલ્મષ થઈ વાનર-શરીરનો ત્યાગ કરી[૬૪] તત્કાળ નીલકમલદળતુલ્ય શ્યામવર્ણ તથા કોટિ મદનતુલ્ય સુંદર એવું દિવ્ય રૂપ ધારણ કરી, તે દિવ્યાભરણવડે અલં-કૃત થયો.[૬૫] મસ્તક ઉપર દેદીપ્યમાન રત્નખચિત મુકુટ, કર્ણમધ્યે ઉત્કૃષ્ટ મકરાકૃતિ કુંડલ, સુશોભિત પુણ્યકારક પીતાંબર, કમર ઉપર ઉત્તમ પ્રકા-રના રત્નની મેખલા,[૬૬] સુશોભિત બાહુભૂષણ, હાથમાં કડાં અને

**द्रुंधर्वकिन्नरम् ॥ तन्निरीक्ष्य महाभागो दिव्यदेहधरः कपिः ॥ ६९ ॥ विस्मयं परमं यातो महापापस्य मे कुतः ॥ एतत्पुण्यतमस्यैव योग्यं वैमानिकं सुखम् ॥७०॥ अथ काचित्तदुपरि दधारच्छत्रमिंदुभम् ॥ चक्रतुश्चामरे तस्य केचिदप्सरसौ मुदा ॥७१॥ काचित्तांबूलहस्ता च ननृतुश्चाप्सरो पुरः ॥ काचिद् भृंगारकं हैमं स्वर्धुनीवारिसंभृतम् ॥ ७२ ॥ हस्ते कृत्वा पुरस्तस्थौ गीतवाद्यादितत्पराः ॥ एवं वैभवमालोक्य चित्रन्यस्त इवाभवत् ॥७३॥ किमेतत्केन पुण्येन ममापुण्यस्य दुर्मतेः ॥ नास्ति मे सुकृतं किंचिद्येन यामि हरेः पदम् ॥ ७४ ॥ श्री-**

આંગળી ઉપર રત્નમુદ્રિકા, કંઠ ઉપર દિવ્ય હાર, આ રીતે આભરણથી શોભા પામતો હતો. તેનું મુખ નીલ તથા સ્નિગ્ધ કુટિલ કેશથી વીંટાયેલું હતું. આ રીતનું દિવ્ય રૂપ ધારણ કરી તે ઉભો હતો.[૬૭] તેવામાં અકસ્માત્ વૈષ્ણવોથી આશ્રય કરાયલું એક વિમાન ત્યાં આવ્યું. તે વિમાનમાં ભેરી, મૃદંગ, પટહ, વેણુ તથા સુસ્વર ધ્વનિયુક્ત[૬૮] દેવાંગનાનાં નૃત્ય તથા કિન્નરનાં દિવ્ય ગાયન થતાં હતાં. આ વિમાનને જોતાં જ તે દિવ્ય દેહધારી મહાભાગ્યવાન્ કપિ[૬૯] પરમ આશ્ચર્ય માનવા લાગ્યો કે, હું મહાપાપીને આવું વિમાન ક્યાંથી પ્રાપ્ત થાય? આવા વિમાનનું સુખ તો મોટા પુણ્યવાનને જ પ્રાપ્ત થઈ શકે.[૭૦] એ રીતે મનમાં વિસ્મય પામતો હતો, તેટલામાં કોઈ એક દેવાંગનાએ તેના ઉપર ચંદ્રતુલ્ય શીતળ છત્ર ધારણ કર્યું. તે બે અપ્સરા સંતોષપૂર્વક બે બાજુએ ચામર કરવા લાગી.[૭૧] કોઈ હાથમાં તાંબૂલ પકડીને ઉભી રહી, કોઈ અપ્સરા નૃત્ય કરવા લાગી, કોઈ અપ્સરા સુવર્ણપાત્રમાં પરિપૂર્ણ ગંગોદક ભરી સન્મુખ ઉભી રહી તથા અન્ય ગીત વાદ્યાદિક કરવા લાગી. આ રીતે ઐશ્વર્ય

**नारायण उवाच ॥ इत्थं तर्कयतो बृहत्सुखनिधिं दिव्यं विमानं पुरो दृष्ट्वा विस्मितचेतसो हरिभटौ ज्ञात्वाऽस्य हार्दं परम् ॥ बध्वाऽग्रे करसंपुटं सविनयं नत्वा तदीयं पदं वाक्यं सुंदरमूचतुः कपिजनुस्त्यक्त्वा पुरः संस्थितम् ॥७५॥ इति श्रीबृहन्नारदीयपुराणे श्रीनारायणनारदसंवादे, कदर्योपाख्याने कपिजन्मानि विमानागमनं नामाष्टाविंशोऽध्यायः॥ २८॥**

જોતાં તે ભીંત ઉપર ચિત્રની માફક સ્તબ્ધ થઈ ગયો,[૭૨–૭૩] અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, અહો આ શું? હું પુણ્યહીન દુર્મતિ છતાં મને આ વૈભવ કયા પુણ્યથી પ્રાપ્ત થયો, કે જે યોગે કરી મને સાક્ષાત્ શ્રીહરિની ચરણસેવા પ્રાપ્ત થઈ? આવું મારું જરા પણ પુણ્ય નથી.[૭૪] શ્રીનારાયણ કહે છેઃ–આ રીતે અત્યંત સુખ જેમાં છે, એવું દિવ્ય વિમાન અગ્ર ભાગે જોઈ તે કપિજન્મનો ત્યાગ કરી દિવ્ય દેહધારી પુરુષ વિસ્મિતચિત્ત છતાં અનેક તર્ક કરવા લાગ્યો. એવું તેનું અંતઃકરણ જાણીને, બન્ને વિષ્ણુદૂત હાથ જોડી તેના અગ્રભાગે ઉભા રહી, વિનયપૂર્વક નમ્રવાણીથી નમસ્કાર કરી બોલવા લાગ્યા.[૭૫]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'કદરીનું સ્વર્ગપ્રતિ ગમન' એ નામનો અધ્યાય ૨૮ મો સમાપ્ત

## અધ્યાય ૨૯ મો

### મધ્યાહ્નકાળ પછીનું કૃત્ય

**पुण्यशीलसुशीलावूचतुः ॥ विभो प्रयाहि गोलोकं कथमत्र विलंबसे ॥ पुरुषोत्तमसान्निध्यं त्वया लब्धं विशेषतः ॥ १ ॥**

પુણ્યશીલ સુશીલ સંજ્ઞક વિષ્ણુદૂત કહે છે;–હે વિભુ! તમે ગો-

**कदर्य उवाच ॥ बहूनि मम कर्माणि संति भोग्यान्यनेकशः ॥ केन मे निष्कृतिर्जाता यतो गोलोकमाप्नुयाम् ॥ २ ॥ यावंत्यो वर्षधाराश्च तृणानि भूरजःकणाः ॥ यावंत्यस्तारका व्योम्नि तावत्पापानि संति मे ॥ ३ ॥ कथमेतन्मया प्राप्तं वपुर्दिव्यं मनोहरम् ॥ एतत्कारणमत्युग्रं मह्यं ब्रूत हरेः प्रियौ ॥ ४ ॥ श्रीनारायण उवाच ॥ इति वाचमुपाकर्ण्य हरेर्दूतावथोचतुः ॥ हरिदूतावूचतुः ॥ अहो देव कथं नैव विज्ञातं साधनं महत् ॥५॥ प्रभो न ज्ञायते कस्मान्मासः सर्वोत्तमोत्तमः ॥ विष्णुप्रियो महापुण्यो नाम्ना वै पुरुषोत्तमः ॥ ६ ॥ तस्मिंस्त्वया तपश्चीर्णमशक्यं यत्सुरैरपि ॥ अविज्ञातं महाराज कपिदेहेन कानने ॥७॥**

લોકમાં ચાલો. અહિંઆ રહીને વિલંબ શા સારુ કરો છો? તમે પુરુષોત્તમ સમીપ રહેવાનું ફળ મેળવ્યું છે.[1] કદરી નામનો દિવ્ય પુરુષ કહે છેઃ—મારે અનેક પ્રકારનાં પાપકર્મ ભોગવવાનાં છે, પણ તે શાથી નાશ થયાં? એવું તે મેં શું કૃત્ય કર્યું કે, જે યોગે હું ગોલોકમાં જાઉં?[2] કારણ કે મારાં એટલાં બધાં પાપ છે કે, જેટલી વરસાદની ધારા તથા તૃણ, ભૂમિ ઉપરનાં રજકણ, તેમ જ જેટલો આકાશમાં તારાનો સમૂહ છે, તેટલું મારું પાપ છે.[3] એમ છતાં આવું સુંદર દિવ્ય શરીર મને કેવી રીતે મળ્યું? અહો હરિપ્રિયો! તેનું કારણ આપ સ્પષ્ટ રીતે મને કહો.[4] આ પ્રમાણે તેનું વાક્ય સાંભળતાં તે હરિદૂત બોલ્યા કે, હે દિવ્ય પુરુષ! આ મહત્સાધનને શું તમે જાણી શકયા નહિ?[5] હે પ્રભો! આ પુરુષોત્તમ માસ સર્વ માસમાં ઉત્તમ પુણ્યકારક તથા વિષ્ણુને પ્રિય છે. તેને તમે કેમ જાણતા નથી?[6] તે માસમાં તમે અરણ્યમાં દેવને પણ અશકય એવા તપનું આચરણ કર્યું. પણ હે મહારાજ! તમને વાનરનો દેહ હોવાથી

**मुखरोगादनाहारव्रतं जातमजानतः ॥ त्वया च कपिचांचल्यात्फलान्युत्कृत्य वृंततः ॥८॥ क्षिप्तानि पृथिवीपीठे तृप्तास्तैरितरे जनाः ॥ पानीयमपि नो पीतमंतर्दुःखेन भूरिशः ॥९॥ संजातं ते तपस्तीव्रमज्ञानात्पुरुषोत्तमे ॥ परोपकारः संजातः फलपातेन तेऽनघ ॥१०॥ शीतवातातपारौद्राः सोढा विचरता वने ॥ महातीर्थे वरे रम्ये पंचाहं प्लवनं कृतम् ॥११॥ तस्मात्ते स्नानजं पुण्यं मासे श्रीपुरुषोत्तमे ॥ एवं रुग्णस्य ते जातमज्ञानात्तप उत्तमम् ॥१२॥ तदेतत्सफलं जातमनुभूतं त्वयाऽधुना ॥ व्याजतोऽपि कृतेनैव सफलं स्याद्यथा तव ॥१३॥ किं पुनः श्रद्धयैतास्मिन्मासे श्रीपुरुषोत्तमे ॥ विधिना**

તમને તે સંબંધી ખબર પડી નહિ.[૭] મુખરોગવડે ખબર નહિ છતાં તમારાથી પુરુષોત્તમ માસમાં નિરશન વ્રત થયું; અને તમે વાનરરૂપે ચપળતાથી વૃક્ષ ઉપરથી દીટાં તોડીને અનેક ફળ પૃથ્વીપર નાંખ્યાં.[૮] આથી બીજાં ઘણાં માણસો તૃપ્ત થયાં અને તમને પોતાને આંતરીક દુઃખ હોવાથી તમે સર્વથા જળનું પાન પણ કરી શકયા નહિ.[૯] વળી પુરુષોત્તમ માસમાં ખબર નહિ છતાં તીવ્ર તપસ્યા તમે આદરી. હે નિષ્પાપ! તમે વૃક્ષ ઉપરથી ફળ તોડી હેઠળ નાંખ્યાં, તેથી તમે પરોપકાર કર્યો.[૧૦] જ્યારે તમે વનમાં ફરતા હતા, ત્યારે તમે ટાઢ, તડકો તથા પવન સહન કર્યાં. છેવટે રમણીય ઉત્તમ મહાતીર્થમાં પાંચ દિવસ તમે સ્નાન કર્યું.[૧૧] આ કારણથી શ્રી પુરુષોત્તમ માસમાં સ્નાનજન્ય જે પુણ્ય થાય, તે તમને મળ્યું. રોગી હોવાથી તમને અજ્ઞાતપણામાં ઉત્તમ તપનું સાધન મળ્યું.[૧૨] તેજ સફળ થયું તથા તેનો તમે અનુભવ કર્યો. આ જેવું તમારું તપ સફળ થયું, તે પ્રમાણે કોઇએ કપટપૂર્વક તપ કર્યું

**कुर्वतः कर्म ज्ञात्वा माहात्म्यमुत्तमम् ॥१४॥ यस्त्वया साधितः स्वार्थस्तादृक्कर्त्तुं च कः क्षमः ॥ यस्मिन्नेकोपवासेन मुच्यते पाप-राशिभिः ॥ १५ ॥ नैतत्तुल्यं भवेत्किंचित्पुरुषोत्तमप्रीतिदम् ॥ ते धन्याः कृतकृत्यास्ते तद्व्रतं ये प्रकुर्वते ॥ १६ ॥ दुर्लभं मानुषं जन्म भूखंडे भारता जिरे ॥ तादृशं जनुरासाद्य सेवंते पुरुषोत्तमम् ॥ १७ ॥ ते सदा सुभगाः पुण्यास्तेषां च सफलो भवः ॥ येषां सर्वोत्तमो मासः स्नानदानजपैर्गतः ॥ १८ ॥ दानानि पितृकार्याणि तपांसि विविधानि च ॥ तानि कोटि-गुणान्येव संप्राप्ते पुरुषोत्तमे ॥ १९ ॥ धिक् तं च नास्तिकं पापं शठं धर्मध्वजं खलम् ॥ पुरुषोत्तममासाद्य स्नानदानाविव-**

હશે, તે પણ સફળ થશે.[૧૩] શ્રી પુરુષોત્તમ માસનું ઉત્તમ માહાત્મ્ય જાણી તેમાં શ્રદ્ધાવડે ને યથાવિધિ કરેલું તપ સફળ થાય, એમાં શું જ કહેવું ?[૧૪] માટે તમે જે સ્વાર્થ સંપાદન કર્યો, તે બીજો કોણ કરવા સમર્થ છે ? કારણ કે આ માસમાં એક દિવસ પણ ઉપોષણ કરવાથી અનેક પાપથી મુક્ત થવાય છે.[૧૫] માટે આ નિયમ જેવું પુરુષોત્તમને પ્રીતિકારક બીજું કાંઈ નથી. માટે જે પુરુષોત્તમનું વ્રત કરે છે, તેજ ધન્ય તથા કૃતકૃત્ય થાય છે.[૧૬] કારણ કે આ પૃથ્વી ઉપર ભરતખંડમાં મનુષ્ય જન્મ મળવો અત્યંત દુર્લભ છે. તમને તેવો જન્મ મળ્યો. વળી પુરુષોત્તમ માસમાં જે પુરુષ પુરુષોત્તમ ભગવાનનું સેવન કરે છે,[૧૭] તે સર્વદા ભાગ્યવાન્ તથા પુણ્યશીળ છે. વળી સ્નાન, દાન તથા જપમાં જેનો પુરુષોત્તમ માસ ગયો હશે, તેને જ ધન્ય છે તથા તેનો જ જન્મ સફળ જાણવો.[૧૮] આ પુરુષોત્તમમાસમાં દાન, શ્રાદ્ધાદિક પિતૃ-કાર્યો તથા અનેક પ્રકારનાં તપ કરવાથી કોટીગણાં ફળની પ્રાપ્તિ થાય

र्जितः ॥२०॥ श्रीनारायण उवाच ॥ पुण्यशीलसुशीलाभ्या-
मदृष्टं वर्णितं निजम् ॥ तच्छ्रुत्वा चकितो हृष्टः पुलकांकित-
विग्रहः ॥ २१ ॥ तीर्थदेवान्नमस्कृत्य कालंजरगिरिं ततः ॥
ननाम काननाधीशान् सर्वगुल्मलतातरून् ॥२२॥ ततः प्रद-
क्षिणीकृत्य विमानं विनयान्वितः ॥ आरुरोह घनश्यामो लस-
त्पीतांबरावृतः ॥ २३ ॥ पश्यत्सु सर्वदेवेषु गंधर्वाद्यैरभिष्टुतः ॥
वाद्यमानेषु वाद्येषु किन्नराद्यैर्मुहुर्मुहुः ॥ २४ ॥ पुष्पवृष्टिमुचो
देवा मंदं मंदं मुदान्विताः ॥ सादरं पूजयांचक्रुः पुरंदर-
पुरःसराः ॥ २५ ॥ ततो जगाम गोलोकं सानंदं योगिदुर्ल-
भम् ॥ गोपगोपीगवां सेव्यं रासमंडलमंडितम् ॥२६॥ यत्र गत्वा

છે.[१९] શ્રી પુરુષોત્તમ માસ પ્રાપ્ત થવા છતાં જે મનુષ્ય સ્નાન તથા દાનરહિત હોય છે, તે કેવળ નાસ્તિક, પાપી તથા લોકોને ઠગી દ્રવ્ય સંપાદન કરવા માટે ધર્મઢોંગી ખલ સમજવો. આવા મનુષ્યને ધિક્કાર છે.[२०] શ્રી નારાયણ કહે છેઃ—આ પ્રમાણે પુણ્યશીળે તથા સુશીલે તે વાનરના અદૃષ્ટનું વર્ણન કર્યુ, જે સાંભળી દિવ્ય પુરુષરૂપ તે વાનર ચકિત થયો ને હર્ષથી રોમાંચિત થયો.[२१] પછી તીર્થાભિમાની દેવતાને, કાલંજર પર્વતને, અરણ્યાધિપતિને, તથા સર્વ લતાવૃક્ષાદિક દેવતાને પૃથક્ પૃથક્ નમસ્કાર કર્યા.[२२] ત્યાર પછી ઘનસ્યામ પીતાંબરધારી દિવ્ય પુરુષે પ્રદક્ષિણા કરી નમ્રપણાથી સર્વ દૂતની સમીપ તે વિમાનમાં બેઠો. આ સમયે ગંધર્વાદિકે સ્તુતિ કરી તથા કિન્નરાદિક મળી વાજાં વગાડવા લાગ્યા.[२३–२४]

વળી ઈંદ્રપ્રમુખ દેવોએ સંતોષયુક્ત થઈ તેનાપર મંદ મંદ પુષ્પવૃષ્ટિ કરી તથા તેની આદરપૂર્વક પૂજા કરી.[२५] પછી તે યોગીને પણ દુર્લભ એવા ગોલોકની અંદર ગયો, જે ગોલોક, ગોપો, ગોપી તથા ગાયને

**न शोचंति जरामृत्युविवर्जिते ॥ तत्रासौ चित्रशर्मा च पुरुषो-त्तमसेवनात् ॥ २७ ॥ व्याजेनापि मुमोदोच्चैर्विहाय वानरं वपुः ॥ द्विभुजं मुरलीहस्तं दृष्ट्वा श्रीपुरुषोत्तमम् ॥ २८ ॥ श्रीनारायण उवाच ॥ इदमाश्चर्यमालोक्य देवाः सर्वे सुवि-स्मिताः ॥ स्वं स्वं स्थानं ययुः सर्वे शंसंतः पुरुषोत्तमम् ॥२९॥ नारद उवाच ॥ दिवसस्यादिमे भागे त्वयाऽह्निकमुदीरि-तम् ॥ तद्दिवा परभागीयं कथं कार्यं तपोधन ॥ ३० ॥ गृह-स्थस्योपकाराय वद मे वदतां वर ॥ सदा सर्वोपकाराय चरंति हि भवादृशाः ॥ ३१ ॥ श्रीनारायण उवाच ॥ प्रातःकालो-दितं कर्म समाप्य विधिवत्ततः ॥ कृत्वा माध्याह्निकीं संध्यां**

સેવા કરવા યોગ્ય તથા રાસમંડળથી અલંકૃત છે.[૨૬] વળી ત્યાં ગયાથી શોક ઉત્પન્ન થતો નથી. જરા મૃત્યુરહિત ગોલોકમાં ચિત્ર-શર્મા પુરુષોત્તમની સેવા કરવાથી ગયો.[૨૭] તેણે બુદ્ધિપૂર્વક સેવા ન કરતાં, કેવળ અજ્ઞાનપણાથી સેવા કરી, છતાં તે વાનરનો દેહ ત્યાગ કરી સ્વર્ગપ્રતિ સીધાવ્યો. દ્વિભુજ મુરલીધર શ્રી પુરુષોત્તમનાં દર્શન કરી અત્યંત આનંદ પામ્યો.[૨૮] આ રીતનું આશ્ચર્ય જોતાં સર્વ દેવો વિસ્મય પામ્યા તથા પુરુષોત્તમની પ્રશંસા કરી પોતપોતાના સ્થાનપ્રતિ ગયા.[૨૯] નારદ પ્રશ્ન કરે છેઃ—હે તપોધન! આપે પૂર્વે દિવસના પ્રથમ ભાગનું આહ્નિક કહ્યું, પણ તેમાં દિવસના ઉત્તર ભાગમાં શું કરવું, એ સંબંધી કહ્યું નથી.[૩૦] ગૃહસ્થાશ્રમ ઉપર ઉપકાર કરવા માટે તે સર્વ મને કહો. કારણ આપ બોલવામાં શ્રેષ્ઠ છતાં આપ સરખા સત્પુરુષ કેવળ સર્વદા પરોપકારાર્થે જ પૃથ્વી ઉપર ફરો છો.[૩૧]

શ્રીનારાયણ કહે છેઃ—પ્રાત:કાળે કહેલ કર્મ યથાવિધિ પૂર્ણ કરી

**तिलतर्पणमाचरेत् ॥ ३२ ॥ देवा मनुष्याः पशवो वयांसि सिद्धाश्च यक्षोरगदैत्यसंघाः ॥ प्रेताः पिशाचा उरगाः समस्ता ये चान्नमिच्छंति मयात्र दत्तम् ॥ ३३ ॥ ततः पंचमहायज्ञान् कुर्याद्भूतबलिं ततः ॥ काकस्य च शुनश्चैव बलिं दत्त्वैवमुच्चरन् ॥ ३४ ॥ इत्युक्त्वा सर्वभूतेभ्यो बलिं दद्यात्पुनः पृथक् ॥ तत आचम्य विधिवच्छ्रद्धया प्रीतमानसः ॥ ३५ ॥ द्वारावलोकनं कुर्यादतिथिप्रेक्षणाय च ॥ गोदोहकर्ममात्रं तु भाग्यात्प्राप्तेऽतिथौ यदि ॥ ३६ ॥ आदौ सत्कृत्य वचसा देववत्पूजयेत्सुधीः ॥ तोषयेत्परया भक्त्या यथाशक्त्यन्नपानतः ॥३७॥ भिक्षां च भिक्षवे दद्याद्विधिवद् ब्रह्मचारिणे ॥ आकल्पितान्नादुद्धृत्य सर्वव्यंजनसंयुतात् ॥३८॥ यतिश्च ब्रह्मचारी च पक्वान्न-**

મધ્યાહ્ન સંધ્યા, તથા બ્રહ્મયજ્ઞ કરી તલતર્પણ કરવું.[૩૨] પછી પંચમહાયજ્ઞ, બલિહરણ કરવાં, કાગ, શ્વાન ઈત્યાદિકને ભૂતબલિ આપતી વખતે આ પ્રમાણે કહેવું કે, દેવ, માણસ, પશુ, પક્ષી, સિદ્ધ, યક્ષ, ઉરગ, દૈત્યસમૂહ, પ્રેત, પિશાચ તથા સામાન્ય સર્પ ઈત્યાદિ સમસ્ત પ્રાણી કે જેઓ અન્નની ઇચ્છા રાખે છે, તેમને હું અન્નનું બલિદાન આપું છું, એવો ઉચ્ચાર કરી પુનઃ સર્વ ભૂતને પૃથક્ પૃથક્ બલિદાન આપવું. ત્યાર પછી યથાવિધિ આચમન કરી શ્રદ્ધાપૂર્વક પ્રસન્ન મનથી અતિથિની માર્ગપ્રતીક્ષા કરી, ગોદોહનકાળ પર્યંત બારણા તરફ જોયા કરવું. પછી ભાગ્યવડે કદી અતિથિ આવ્યો હોય તો,[૩૩-૩૬] પ્રથમ વાણીથી તેનો સત્કાર કરવો. પછી ઉત્કૃષ્ટ ભક્તિવડે તથા યથાશક્તિ અન્નપાનવડે તે અતિથિને સંતુષ્ટ કરવો.[૩૭] તે જ પ્રમાણે સંન્યાસી તથા

**स्वामिनावुभौ ॥ तयोरन्नमदत्त्वैव भुक्त्वा चांद्रायणं चरेत् ॥ ३९ ॥ यतिहस्ते जलं दद्याद्भैक्षं दद्यात्पुनर्जलम् ॥ तद्भैक्षं मेरुणा तुल्यं तज्जलं सागरोपमम् ॥ ४० ॥ सत्कृत्य भिक्षवे भिक्षां यः प्रयच्छति मानवः ॥ गोप्रदानसमं पुण्यमित्याह भगवान्यमः ॥ ४१ ॥ ततश्च भोजनं कुर्यात्प्राङ्मुखो मौनमास्थितः ॥ प्रशस्ते शुद्धपात्रे च भुंजीतान्नमकुत्सयन् ॥ ४२ ॥ नैकवासाः समश्नीयात्स्वासने निजभाजने ॥ स्वयमासनमारुह्य स्वस्थचित्तः प्रसन्नधीः ॥ ४३ ॥ एकएव तु यो भुंक्ते स्वकीये कांस्यभाजने ॥ चत्वारि तस्य वर्धंत आयुः प्रज्ञा यशो बलम् ॥ ४४ ॥ सत्यंत्वर्तेति मंत्रेण जलमादाय**

બ્રહ્મચારીને વિધિપૂર્વક ભિક્ષા આપવી. આ ભિક્ષા સિદ્ધ કરેલા અન્નમાંથી સર્વ વ્યંજનાદિ પદાર્થ સહિત કિંચિત્ ભાગ કાઢ્યા પછી આપવી.[૩૮] કારણ કે યતિ તથા બ્રહ્મચારી પાકા અન્નના ભાગીદાર છે, માટે તેમને અન્ન આપતાં પહેલાં જો ભક્ષણ કરે તો તેને ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે.[૩૯] માટે યતિના હાથમાં ઉદક આપ્યા પછી ભિક્ષાન્ન આપી પુનરપિ જળ આપવું. એટલે તે ભિક્ષાન્ન મેરુતુલ્ય તથા જળ સમુદ્ર સમાન થાય છે.[૪૦] આ રીતે સત્કારપૂર્વક જે માણસ યતિને ભિક્ષા આપે છે, તેને ગોપ્રદાન સમાન પુણ્ય મળે છે, એવું યમધર્મનું વાક્ય છે.[૪૧] ત્યાર પછી પૂર્વાભિમુખ મૌન ધારણ કરી, અન્નની નિંદા નહિ કરતાં ભોજન કરવું.[૪૨] એક વસ્ત્રથી ભોજન કરવું નહિ, પણ બીજું ઉપવસ્ત્ર લેવું. ત્યાર પછી પોતાના આસન ઉપર બેસી સ્વકીય પાત્રમાં સ્વસ્થ ચિત્તવડે બુદ્ધિપૂર્વક ભોજન કરવું.[૪૩] કેમકે પોતાનાજ કાંસાના પાત્રમાં પોતે ભોજન કરે છે તો તેનું આયુષ્ય,

**पाणिना ॥ परिषिच्य च भोक्तव्यं सघृतं व्यंजनान्वितम् ॥ ४५ ॥ भोजनात्किंचिदन्नाग्र्यमादायैवं समुच्चरेत् नमो भूपतये पूर्वं भुवश्च पतये नमः ॥ ४६ ॥ भूतानां पतये पश्चाद्धर्माय च ततो बलिम् ॥ दत्वा च चित्रगुप्ताय भूतेभ्य इदमुच्चरेत् ॥ ४७ ॥ यत्र क्वचन संस्थानां क्षुत्तृषोपहतात्मनाम् भूतानां तृप्तयेऽक्षय्यमिदमस्तु यथासुखं ॥ ४८ ॥ प्राणायापानसंज्ञाय व्यानाय च ततः परम् ॥ उदानाय ततो ब्रूयात्समानाय ततः परम् ॥ ४९ ॥ प्रणवं पूर्वमुच्चार्य स्वाहांते च घृतप्लुतं ॥ पंचकृत्वो ग्रसेदन्नं जिह्वया न तु दंशयेत् ॥ ५० ॥ ततश्च तन्मना भूत्वा भुंजीत मधुरं पुरः ॥ लवणाम्लौ तथा**

જ્ઞાન, યશ તથા બળ એ સર્વની વૃદ્ધિ થાય છે. માટે બીજા આસન ઉપર બેસી બીજાના કાંસાના પાત્રમાં ભોજન કરવું નહિ.[૪૪] હવે ભોજનને વિધિ કહું છું. હાથમાં ઉદક લઈ सत्यं त्वर्तेन परिसिंचामि આ મંત્ર ભણી પાત્રના ફરતું ઉદક ફેરવી ઘૃત તથા શાક આદિ સહિત ભોજન કરવું.[૪૫] પ્રથમ ઘૃતયુક્ત કિંચિત્ અન્ન લઈ भूपतये नमः, भुवनपतये नमः,[૪૬] भूतानां पतये नमः, धर्माय नमः, चित्रगुप्ताय नमः, भूतेभ्यो नमः એમ કહી સર્વને જૂદો જૂદો અન્નનો એકેક ગ્રાસરૂપ બલિ આપવો.[૪૭] ભોજન વખતે જે કોઈ ક્ષુધા—તૃષાથી વ્યાકુળ થએલા ભૂતગણ હોય, તેમની તૃપ્તિ માટે અક્ષય્ય સુખરૂપ હો, એમ ચિંતન કરી ગ્રાસમાત્ર અન્ન મૂકવું તથા તે ઉપર જળ આપવું.[૪૮] પછી પ્રાણાય, અપાનાય, વ્યાનાય, ઉદાનાય, સમાનાય, એ પ્રકારે પાંચ પ્રાણાહુતિ આપવી.[૪૯] પૂર્વે પ્રણવ તથા અંતે સ્વાહા, એમ કહી પાંચ વખત ઘૃતયુક્ત અન્નને કેવળ જિહ્વાથી ગળવું, પણ દંતને સ્પર્શ કરવો નહિ.[૫૦] એ પ્રકારે પ્રાણાહુતિ

**मध्ये कटुतिक्तौ ततः परम् ॥ ५१ ॥ प्राग्द्रवं पुरुषोऽश्नीयान्मध्ये तु कठिनाशनं ॥ अंते पुनर्द्रवाशी तु बलारोग्यैर्न मुच्यते ॥ ५२ ॥ अष्टौ ग्रासा मुनेर्भक्ष्याः षोडशारण्यवासिनः ॥ द्वात्रिंशच्च गृहस्थस्य त्वमितं ब्रह्मचारिणः ॥ ५३ ॥ नाद्याच्छास्त्रविरुद्धं तु भक्ष्यभोज्यादिकं द्विजः ॥ अभोज्यं प्राहुराहारं शुष्कं पर्युषितं तथा ॥ ५४ ॥ सर्वं सशेषमश्नीयात् घृतपायसवर्जितम् ॥ अग्रांगुलिषु तच्छेषं निधाय भोजनोत्तरम् ॥ ५५ ॥ जलपूर्णांजलिं कृत्वा पीत्वा चैव तदर्धकम् ॥ अग्रांगुलिस्थितं शेषं भूमौ दत्वांजलेर्जलम् ॥ ५६ ॥ शेषं निषिंचेत्तत्रैव पठन्मंत्रमिमं बुधः ॥ अन्यथा पापभाग्विप्रः**

થયા પછી તે પદાર્થની જગોએ અંતઃકરણ રાખી. પ્રથમ મધુર, મધ્યે ક્ષાર તથા ખટાશ અને પાછળ કટુ તથા તીખું, એ રીતે ક્રમે કરી પદાર્થ ખાવા.[૫૧] પ્રથમ તથા અંતે મધુર રસદ્રવયુક્ત અન્ન ખાવું. જે પદાર્થ કઠણ હોય, તેનું મધ્ય ભાગમાં ભક્ષણ કરવું. આમ કરવાથી બળ તથા આરોગ્યતાનો વધારો થાય છે.[૫૨]

યતિએ પ્રથમ આઠ કોળિયા ખાવા, વાનપ્રસ્થે સોળ કોળિયા ખાવા અને ગૃહસ્થે બત્રીસ કોળિયા લેવા તથા બ્રહ્મચારીએ યથાસ્થિત ભોજન કરવું.[૫૩] બ્રાહ્મણોએ શાસ્ત્રવિરુદ્ધ અર્થાત્ જે નિષિદ્ધ પદાર્થ હોય, તે ખાવા નહિ. શુષ્ક અને વાસી અન્ન કદી લેવું યોગ્ય નથી.[૫૪] વળી ઘી તથા દૂધનો ત્યાગ કરી બીજા સર્વ પદાર્થ શેષ રહે, એવી રીતે ભોજન કરવું. ભોજનના અંતે શેષ અન્ન ભાગ[૫૫] આંગળીએ રાખી, અંજલિ જળથી પૂર્ણ કરી તેમાંથી અર્ધ જલ પ્રાશન કરી પેલી આંગળી ઉપર શેષ રાખેલું જે અન્ન, તે જળ સહિત ભૂમિ ઉપર મૂકવું.[૫૬] આ શેષ અન્નાદિક ભૂમિ

**प्रायश्चित्तेन शुद्ध्यति ॥ ५७ ॥ रौरवे पूयनिलये पद्मार्बुदनिवासिनाम् ॥ अर्थिनामुदकं दत्तमक्षय्यमुपतिष्ठतु ॥ ५८ ॥ निषिच्यानेन मंत्रेण कुर्याद्दंतविशोधनम् ॥ आचम्य पात्रमुत्सार्य किंचिदार्द्रेण पाणिना ॥ ५९ ॥ ततः परं समुत्थाय बहिः स्थित्वा समाहितः ॥ शोधयेन्मुखहस्तौ च मृदा शुद्धजलेन च ॥ ६० ॥ कृत्वा षोडशगंडूषान शुद्धो भूत्वा सुखासनः ॥ इमौ मंत्रौ पठन्नेव पाणिनोदरमालभेत् ॥ ६१ ॥ अगस्त्यं कुंभकर्णं च शनिं च वडवानलम् ॥ आहारपरिपाकार्थं स्मरेद्भीमं च पंचमम् ॥ ६२ ॥ आतापी मारितो येन वातापी च निपातितः ॥ समुद्रः शोषितो येन स मेऽगस्त्यः प्रसीदतु ॥ ६३ ॥**

ઉપર નાંખતી વખતે બુદ્ધિમાન્ માણસે નીચે પ્રમાણે મંત્ર ભણવો. જો તે મંત્ર ન ભણે તો બ્રાહ્મણ પાપનો વિભાગી થાય છે તથા પ્રાયશ્ચિત્ત કર્યાં વિના તેની શુદ્ધિ થતી નથી.[57] તે મંત્ર એવો છે કે, રૌરવ તથા પૂયસ્થાન એવા નરકમાં પદ્માર્બુદ વર્ષ સુધી વાસ કરનારાં જે પ્રાણી છે, તેમને હું આ જળ આપું છું, તે તેમના સમીપ અક્ષય્ય રહો.[58] આ રીતે મંત્રથી જળ છાંટી દંતનું શોધન કરવું. પછી આચમન કરી પાત્ર છોડી બહાર જવું[59] અને મુખ સાફ કરી મટોડી તથા જળવડે હાથ શુદ્ધ કરવા.[60] પછી સોળ કોગળા કરી નાંખવા. આ રીતે શુદ્ધ થઈ સુખે કરી આસન ઉપર બેસવું. પછી પેટ ઉપર હાથ ફેરવી બે મંત્ર ભણવા:—[61] અગસ્ત્ય, કુંભકર્ણ, શનિ, વડવાનળ સંજ્ઞક અગ્નિ તથા ભીમસેન, એમનું આહારના પચવા માટે મારે સ્મરણ કરવું.[62] તેમ જ જેણે આતાપી તથા વાતાપી નામના બે દૈત્ય માર્યા, જેણે સમુદ્રને પણ શોષી લીધો એવા અગસ્ત્યમુનિ મારા ઉપર પ્રસન્ન થાઓ.[63] આમ કહી,

**तत: श्रीकृष्णदेवस्य कुर्वीत स्मरणं मुदा ॥ भूयोऽप्याचम्य कर्तव्यं ततस्तांबूलभक्षणम् ॥ ६४ ॥ भुक्त्वोपविष्टः श्रीकृष्णं परं ब्रह्म विचारयेत् ॥ सच्छास्त्रादिविनोदेन सन्मार्गाद्यविरोधिना ॥ ६५ ॥ ततश्चाध्यात्मविद्यायाः कुर्वीत श्रवणं सुधीः ॥ सर्वथा वृत्तिहीनोऽपि मुहूर्तं स्वस्थमानसः ॥ ६६ ॥ श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा पापं परित्यजेत् ॥ श्रुत्वा निवर्तते मोहः श्रुत्वा ज्ञानामृतं लभेत् ॥ ६७ ॥ नीचोऽपि श्रवणेनाशु श्रेष्ठत्वं प्रतिपद्यते ॥ श्रेष्ठोऽपि नीचतां याति रहितः श्रवणेन च ॥ ६८ ॥ व्यवहारं ततः कुर्याद् बहिर्गत्वा यथासुखम् ॥ श्रीकृष्णं मनसा ध्यायेत्सर्वार्थसिद्धिदायकम् ॥ ६९ ॥ सूर्येऽस्ताशिखरं प्राप्ते तीर्थं गत्वाऽथवा गृहम् ॥ सायंसंध्यामुपासीत धौतांघ्रिः सपवित्रकः**

સંતોષવડે શ્રીકૃષ્ણનું સ્મરણ કરી, આચમન કરી તાંબૂલ ભક્ષણ કરવું.[૬૪] પછી ભોજન થયા પછી સ્વસ્થ રીતે બેસી શ્રીકૃષ્ણ એવા પરબ્રહ્મનો વિચાર કરવો અને સન્માર્ગમાં વિરોધ ન થાય, તે રીતે સારા શાસ્ત્રનો પરસ્પર વિનોદ કરવો.[૬૫] પછી સત્પુરુષના મુખવડે અધ્યાત્મવિદ્યા સાંભળવી. તે એવી રીતે કે એક મુહૂર્ત માત્ર મનોવૃત્તિ અન્ય સ્થળે ન જવા દેતાં સ્વસ્થ મનવડે સાંભળવું.[૬૬] કારણ કે આ પ્રમાણે સાંભળવાથી સર્વ ધર્મ ધ્યાનમાં આવે છે, સાંભળવાથી પાપકર્મનો ત્યાગ થાય છે, સાંભળવાથી જ સંસારનો મોહ દૂર થાય છે તથા સાંભળવાથી જ જ્ઞાનામૃત પ્રાપ્ત થાય છે.[૬૭] વળી સાંભળવાથી નીચ પણ શ્રેષ્ઠત્વને પામે છે, અને શ્રેષ્ઠ છતાં સાંભળવાનો લાભ નહિ હોવાથી નીચત્વને પામે છે.[૬૮] માટે સચ્છાસ્ત્ર સાંભળી પછી સર્વાર્થસિદ્ધિ આપ-

॥ ७० ॥ यः प्रमादान्न कुर्वीत सायंसंध्यां द्विजाधमः ॥ स गोवधमवाप्नोति मृते रौरवमाप्नुयात् ॥ ७१ ॥ कदाचित्काललोपेऽपि संकटे वा पथि स्थितः ॥ आनिशीथात्प्रकुर्वीत सायंसंध्यां द्विजोत्तमः ॥ ७२ ॥ यस्त्रिसंध्यामुपासीत ब्राह्मणः श्रद्धयान्वितः ॥ तत्तेजो वर्द्धतेऽत्यंतं घृतेनेव हुताशनः ॥७३॥ सादित्यां पश्चिमां संध्यामर्धास्तमितभास्कराम् ॥ प्राणानायम्य संप्रोक्ष्य मन्त्रेणाब्दैवतेन तु ॥ ७४ ॥ सायमग्निश्चमेत्युक्त्वा प्रातः सूर्येत्यपः पिबेत् ॥ प्रत्यङ्मुखोपविष्टस्तु वाग्यतः सुसमाहितः ॥ ७५ ॥ प्रणवव्याहृति युतां गायत्रीं तु जपेत्ततः ॥ अक्षसूत्रं समादाय सम्यगातारकोदयात् ॥ ७६ ॥ वारुणीभिस्तदादित्य-

નાર શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવું. પછી બહાર ફરવા જઈ યથા સુખે વ્યવહાર કરવો.[૬૯] પછી સૂર્ય અસ્તાચળ ઉપર પ્રાપ્ત થાય, એટલે તીર્થસ્થાને જવું અને પછી પોતાના ઘેર આવી હાથ પગ ધોઈ હાથમાં પવિત્ર ધારણ કરીને સાયંસંધ્યા કરવી.[૭૦] જે પ્રમાદવડે સાયંસંધ્યા કરતો નથી, તે અધમ દ્વિજને ગોવધનું પાપ લાગે છે તથા તે મરણ પામ્યા પછી રૌરવ નરકમાં પડે છે.[૭૧] કદાચિત્ માર્ગમાં રોકાઈ જવાથી અથવા કંઈ સંકટ આવી પડવાથી સંધ્યાનો કાળ વીતી જાય તો ઉત્તમ બ્રાહ્મણે બે પહોર રાત પર્યંત પણ સાયંસંધ્યા કરવી. પરંતુ તદ્દન સાયંસંધ્યાનો ત્યાગ કરવો નહિ.[૭૨] જે બ્રાહ્મણ શ્રદ્ધાયુક્ત થઈ ત્રિકાળસંધ્યા કરે છે, તેનું તેજ જેમ ઘૃતવડે અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમ વૃદ્ધિંગત થાય છે.[૭૩] સૂર્ય સહિત સાયંસંધ્યા કરવી. સૂર્યબિંબ અર્ધ અસ્ત થયું હોય ત્યારે પ્રાણાયામ કરી અબ્દેવતાત્મક મંત્રવડે જળ છાંટવું.[૭૪] સાયંસંધ્યામાં अग्निश्च मामन्युश्च० ઇત્યાદિ તથા પ્રાતઃસંધ્યામાં सूर्यश्च० ઇત્યાદિ મંત્રવડે

**मुपस्थाय प्रदक्षिणम् ॥ कुर्वन्दिशो नमस्कुर्याद्दिगीशांश्च पृथक् पृथक् ॥७७॥ उपास्य पश्चिमां संध्यां हुत्वाग्निमश्नियात्ततः ॥ भृत्यैः परिवृतो भूत्वा नातितृप्तोऽथ संविशेत् ॥७८॥ सायं प्रातर्वैश्वदेवः कर्तव्यो बलिकर्म च ॥ अनश्नतापि सततमन्यथा कील्बिषी भवेत् ॥७९॥ कृतपादादिशौचस्तु भुक्त्वा सायं ततो गृही ॥ गच्छेच्छय्यां ततो मृद्वीमुपधानसमन्विताम् ॥८०॥ स्वगृहे प्राक्शिराः शेते श्वाशुर्ये दक्षिणा शिराः ॥ प्रवासे पश्चिमशिरा न कदाचिदुदक् शिराः ॥८१॥ रात्रिसूक्तं जपेत्स्मृत्वा देवांश्च सुखशायिनः ॥ नमस्कृत्याव्ययं विष्णुं समाधिस्थः स्वपेन्निशि ॥८२॥ अगस्त्यो माधवश्चैव मुचुकुंदो**

જલનું પાન કરવું, અને પશ્ચિમાભિમુખે બેસી સાવધપણે મૌન ધારણ કરી,[૭૫] હાથમાં રુદ્રાક્ષમાલા લઈ નક્ષત્રોદય થાય ત્યાં સુધી ઉત્તમ પ્રકારે પ્રણવ તથા વ્યાહૃતિ સહિત ગાયત્રીનો જપ કરવો. પછી વારણુ મંત્રથી સૂર્યનારાયણનું ઉપસ્થાન કરી પ્રદક્ષિણા કરવી. દિશા તથા દિશાના દેવતાને પૃથક્ પૃથક્ નમસ્કાર કરવા.[૭૬-૭૭] આ રીતે સાયંકાળે સંધ્યા તથા ઉપાસના કરી અગ્નિમધ્યે હોમ કરી ભૃત્યવર્ગ સહિત ભોજન કરી શયન કરવું.[૭૮] સાયંકાળે તથા પ્રાતઃકાળે ભોજનના પૂર્વે બલિહરણ સહિત વૈશ્વદેવ કરવો. ન કરવાથી દોષયુક્ત થવાય છે.[૭૯] એ ભોજન પહેલાં હસ્તપાદ ધોઈ ગૃહસ્થે શય્યા ઉપર જવું. તે શય્યા ગાદી તથા ઉશીકું ઇત્યાદિ સહિત કોમળ હોવી જોઇએ.[૮૦] તેમાં પોતાના ઘેર સૂતી વખતે પૂર્વ તરફ મસ્તક રાખવું. સાસરાના ઘેર દક્ષિણ દિશાએ મસ્તક રાખવું અને પ્રવાસમાં સૂતી વખતે પશ્ચિમમાં માથું રાખવું. પણ ઉત્તર દિશાએ મસ્તક રાખી કદી સૂવું નહિ.[૮૧]

**महाबलः ॥ कपिलोमुनिरास्तीकः पंचैते सुखशायिनः ॥८३॥ मांगल्यं पूर्णकुंभं च शिरःस्थाने निधाय च ॥ वैदिकैर्गारुडैर्मन्त्रै रक्षां कृत्वा स्वपेत्ततः ॥ ८४ ॥ ऋतुकालाभिगामीस्यास्वदारनिरतः सदा ॥ पर्ववर्जं व्रजेदेनां तद्व्रती रतिकाम्यया ॥८५॥ प्रदोषपश्चिमौ यामौ वेदाभ्यासेन तौ नयेत् ॥ यामद्वयं शयानस्तु ब्रह्मभूयाय कल्पते ॥ ८६ ॥ एतत्सर्वमशेषेण कृत्यजातं दिने दिने ॥ कर्तव्यं गृहिभिः सम्यग्गृहस्थाश्रमलक्षणम् ॥८७॥ अहिंसा सत्यवचनं सर्वभूतानुकंपनम् ॥ शमोदानं यथाशक्ति गार्हस्थ्यो धर्म उच्यते ॥ ८८ ॥ परदारेष्व संसर्गो धर्म स्त्रीपरिरक्षणम् ॥ अदत्तादानविरमो मधुमांस-**

શયનકાળે રાત્રિસૂક્તનો જપ કરી સુખે કરી શયન કરનાર મનુષ્યે દેવનું સ્મરણ કરી સ્વસ્થ ચિત્તવડે નાશરહિત શ્રીવિષ્ણુને નમસ્કાર કરી શયન કરવું.[૮૨] તેમજ અગસ્ત્ય, માધવ, મહા બળવાન્ મુચુકુંદ, કપિલ તથા આસ્તીકમુનિ આ પંચ સુખશાયી છે.[૮૩] તેનું સ્મરણ કરી વેદોક્ત તથા ગારુડ મંત્રવડે પોતાનું રક્ષણ કરી, મસ્તક તરફ મંગલદાયક જલપૂર્ણ પાણીનું વાસણ મૂકી નિદ્રાવશ થવું.[૮૪] તેમાં વળી જે સર્વદા સ્વસ્ત્રીમાં રત હોય, તેણે પર્વ કાળ વ્રતપ્રયુક્ત નિયમનો ત્યાગ કરી બીજા દિવસોમાં રતિકામાર્થે ગમન કરવું.[૮૫] પહેલો તથા છેવટનો પ્રહર એ બે વેદાભ્યાસમાં ગાળી, મધ્યે બે પ્રહર માત્ર શયન જે કરે છે, તે બ્રહ્મજ્ઞાનને પામે છે.[૮૬] આ રીતે ગૃહસ્થે દરરોજ સર્વ કૃત્ય કરવાં. ગૃહસ્થાશ્રમીનું આ ઉત્તમ લક્ષણ છે.[૮૭] ગૃહસ્થાશ્રમીનો ધર્મ એ છે કે, તેણે અહિંસા, સત્ય ભાષણ, સર્વ પ્રાણીમાત્ર ઉપર દયા, યશ સંપાદન તથા યથાશક્તિ દાન કરવું.[૮૮]

**विवर्जने ॥ ८९ ॥ एषः पंचविधो धर्मो बहुशाखः सुखोदयः ॥ देहिभिर्देहपरमैः कर्तव्यो देहसंभवः ॥९०॥ श्रीनारायण उवाच ॥ अशेषवेदोदितसच्चरित्रमेतद्गृहस्थाश्रमलक्षणं हि ॥ उक्तं समासेन च लक्षणेन तुभ्यं मुने लोकहिताय सम्यक् ॥९१॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे आह्निककथनं नाम एकोनत्रिंशोऽध्यायः ॥**

તેણે પરસ્ત્રીનો સંસર્ગ કરવો નહિ તથા સ્વકીય ધર્મનું તથા સ્ત્રીનું રક્ષણ કરવું. અદત્તનો અંગીકાર ન કરવો તથા મદ્ય માંસનો સદા ત્યાગ કરવો.[૮૯] આ પાંચ પ્રકારનો ધર્મ ઘણો વિસ્તારયુક્ત છતાં પરિણામે સુખનો ઉદય કરનારો છે. માટે દેહવાળા માણસોએ પોતાના દેહના સમાગમથી "મનુષ્યદેહવડે ધર્મ થવા યોગ્ય છે" એમ જાણી અવશ્ય ધર્મ કરવો.[૯૦] શ્રીનારાયણ કહે છે:—હે મુનિ! સંપૂર્ણ વેદમાં જેનું વર્ણન કરેલું છે એવું ગૃહસ્થાશ્રમનું લક્ષણ વિસ્તારપૂર્વક લોકના કલ્યાણ માટે ઉત્તમ પ્રકારે આપે કહ્યું.[૯૧]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'મધ્યાહ્નકાળ પછીનું કૃત્ય' એ નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત



## અધ્યાય ૩૦ મો

## સ્ત્રીધર્મ

**नारद उवाच ॥ आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयन् ॥ देवतातिथिभृत्यांश्च स कदर्य इति स्मृतः ॥१॥ स्तुता पतिव्रता नारी त्वया पूर्वं तपोनिधे ॥ तल्लक्षणानि सर्वाणि**

નારદઋષિ કહે છે, હે નારાયણ! જે માણસ સ્વદેહથી ધર્મ-

**समासेन वदस्व मे ॥ २ ॥ सूत उवाच ॥ नोदितो नारदेनेत्थं पुरातनमुनिः स्वयम् ॥ पतिव्रतायाः सर्वाणि लक्षणान्याह भूसुराः ॥ ३ ॥ श्रीनारायण उवाच ॥ शृणु नारद वक्ष्यामि सतीनां व्रतमुत्तमम् ॥ कुरूपो वा कुवृत्तो वा सुस्वभावोऽथ वै पतिः ॥ ४ ॥ रोगान्वितः पिशाचो वा क्रोधनो वाथ मद्यपः ॥ वृद्धो वाऽप्यविदन्धो वा मूकोंऽधो बधिरोऽपि वा ॥ ५ ॥ रौद्रो वाऽथ दरिद्रो वा कदर्यः कुत्सितोऽपि वा ॥ कातरः कितवोऽवापि ललनालंपटोऽपि वा ॥ ६ ॥ सततं देववत्पूज्यः साध्व्या वाक्कायकर्मभिः ॥ न जातु विषमं भर्तुः स्त्रिया कार्यं कथंचन ॥ ७ ॥ बालया वा युवत्या वा वृद्धया वाऽपि योषिता ॥ न**

કૃત્યને, પુત્રને, સ્રીને, દેવતાને, અતિથિને અને પોતાના સેવકને દ્રવ્યનાશની ભીતિથી દુઃખ દે છે, તેને કદરી કહેવો.[૧]

હે ભગવન્! આપે પૂર્વે પતિવ્રતા સ્રીનું સ્તવન કર્યું. હવે પતિવ્રતાનાં શું લક્ષણ છે, તે મને વિસ્તારપૂર્વક કહેશો.[૨] સૂત શૌનકાદિકને કહે છેઃ—હે ઋષિઓ! આ રીતે નારદે પ્રશ્ન કર્યો, એટલે પતિવ્રતાનાં સર્વ લક્ષણ ભગવાન્ તેને કહેવા લાગ્યા;—[૩] હે નારદ! તને પતિવ્રતાનાં લક્ષણ કહું છું, તે તું સાંભળ. પોતાનો પતિ કુરૂપ હોય, દુઃસ્વભાવનો હોય,[૪] રોગી હોય, પિશાચ સરખો હોય, ક્રોધી હોય, મદ્યપાન કરનારો હોય, વૃદ્ધ હોય, મૂક હોય, આંધળો હોય, બહેરો હોય,[૫] ક્રૂર હોય, દરિદ્રી હોય, કૃપણ હોય, નિંદ્ય હોય, ધૂર્ત હોય, કિંવા પર સ્રીસાથે પ્રીતિ કરનારો હોય, છતાં સ્રીએ તેના દોષ સામું જોવું નહિ. પણ મન, વાણી તથા કાયાવડે, તેનું દેવપ્રમાણે પૂજન કરવું. કદી તેના ઉપર દ્વેષબુદ્ધિ કરવી નહિ.[૬—૭] સ્રી પણ બાલ્યાવસ્થાવાળી હોય અથવા

**स्वातंत्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ ८ ॥ अहंकारं विहायाऽथ कामक्रोधौ च सर्वदा ॥ मनसो रंजनं पत्युः कार्यं नान्यस्य कस्य चित् ॥ ९ ॥ सकामं वीक्षिताऽप्यन्यैः प्रियवाक्यैः प्रलोभिता ॥ स्पृष्टा वा जनसंमर्दे न विकारमुपैति या ॥ १० ॥ यावंतो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिता ॥ तावद्वर्षसहस्राणि नाकं ताः पर्युपासते ॥ ११ ॥ पुरुषं सेवते नान्यं मनोवाक्कायकर्मभिः ॥ लोभिताऽपि परेणार्थैः सा सती लोकभूषणा ॥ १२ ॥ दौत्येन प्रार्थिता वाऽपि बलेन विधृताऽपि वा ॥ वस्त्राद्यैर्वासिता वाऽपि नैवान्यं भजते सती ॥ १३ ॥ वीक्षिता वीक्षते नान्यैर्हासिता न हसत्यापि ॥ भाषिता भाषते नैव**

તરુણ હોય, કિંવા વૃદ્ધ હોય, છતાં તેણે પતિની આજ્ઞા વિના કંઈ પણ કામ કરવું નહિ.[૮] અહંકાર, કામ તથા ક્રોધ, એ સર્વનો ત્યાગ કરી પોતાના પતિનું મન સર્વદા ખુશ કરવું.[૯]

અન્ય મનુષ્ય કામવાસનાવડે જૂવે તથા પ્રિય ભાષણ કરી ફસાવે, ઘણા લોકોના જથામાં અંગ ઉપર સ્પર્શ કરે, છતાં પાપકર્મમાં જે સ્ત્રીની વાસના ઉત્પન્ન થતી નથી,[૧૦] તે સ્ત્રીના શરીર ઉપર જેટલાં રોમછિદ્ર છે, તેટલાં હજાર વર્ષ સુધી તે સ્ત્રી સ્વર્ગમાં રહે છે.[૧૧] દ્રવ્યવડે બીજો પુરુષ તેને ફસાવવા યત્ન કરે, છતાં જે ન ફસાતાં મન, વાણી તથા કાયાવડે કેવળ પોતાના પતિની સેવા કરે છે, તેને જ સતી જાણવી.[૧૨] વશ કરવા માટે યત્ન કરવા છતાં કિંવા બળાત્કારે તેને રોકવા છતાં અથવા વસ્ત્રાદિ પદાર્થ આપી વશ કરવા પ્રયત્ન કરવા છતાં, જે સ્ત્રી કદી કોઈને વશ થતી નથી, તે સતીને સારા લક્ષણવાળી પતિવ્રતા જાણવી.[૧૩] બીજાએ જોવા છતાં જે બીજાના

**सा साध्वी साधुलक्षणा ॥१४॥ रूपयौवनसंपन्ना गीते नृत्येऽति कोविदा ॥ स्वानुरूपं नरं दृष्ट्वा न याति विकृतिं सती ॥ १५ ॥ सुरूपं तरुणं रम्यं कामिनीनां च वल्लभम् ॥ या नेच्छति परं कांतं विज्ञेया सा महासती ॥ १६ ॥ देवो मनुष्यो गंधर्वः सतीनां न परः प्रियः ॥ अप्रियं नैव कर्त्तव्यं पत्युः पत्न्या कदाचन ॥ १७ ॥ भुंक्ते भुंक्ते यथापत्यौ दुःखिते दुःखिता च या ॥ मुदिते मुदितात्यर्थं प्रोषिते मलिनांबरा ॥ १८ ॥ सुप्ते पत्यौ च या शेते पूर्वमेव प्रबुद्ध्यति ॥ प्रविशेच्चैव या वह्नौ याते भर्त्तरि पंचताम् ॥ १९ ॥ नान्यं कामयते चित्ते सा विज्ञेया पतिव्रता ॥ भक्तिं श्वशुरयोः कुर्यात्पत्युश्चापि विशेषतः ॥ २० ॥**

સામું જોતી નથી, હસાવ્યા છતાં હસતી નથી, બોલાવ્યા છતાં બોલતી નથી, તે જ સ્ત્રીને સાધ્વી સમજવી.[૧૪] રૂપ અને યૌવનથી સંપન્ન તથા નૃત્ય અને ગાયનમાં નિપુણ એવી જે સ્ત્રી પોતાના ગુણને લાયક પતિ છે કે નહિ, એનો કંઈ પણ વિચાર નહિ કરતાં અંતઃકરણ વિશે પરપુરુષ ઉપર મોહ નથી પામતી, તેને સાધ્વી સ્ત્રી જાણવી.[૧૫] રૂપવાન્, અત્યંત પ્રિય તેમ જ કાંતિવાન્ અન્ય પુરુષને જોવા છતાં અંતઃકરણમાં જે સ્ત્રીને પરની ઇચ્છા થતી નથી, તેને મહા સતી જાણવી.[૧૬] દેવ, મનુષ્ય, કિંવા ગંધર્વ એમાંથી કોઈ પણ સ્ત્રીને પ્રિય નથી. સ્ત્રીએ પોતાના પતિને અપ્રિય કદિ પણ કરવું નહિ.[૧૭] પતિએ ભોજન કર્યા પછી જે સ્ત્રી ભોજન કરે છે, પતિને દુઃખ થયાથી પોતે દુઃખી થાય છે, પતિ આનંદ પામ્યાથી જે આનંદ પામે છે, પતિ ગામ ગયા પછી જે અત્યંત મલિન વસ્ત્ર ધારણ કરે છે,[૧૮] પતિ નિદ્રાવશ થવા પછી જે ઉંઘે છે તથા તેના જાગતા પહેલાં જે જાગે છે તેમ જ પતિના મૃત્યુ પાછળ

धर्मकार्येऽनुकुलत्वमर्थकार्येऽपि संचये ॥ गृहोपस्करसंस्कारे सक्तायाः प्रतिवासरम् ॥ २१ ॥ क्षेत्राद्वनाद्वा ग्रामाद्वा भर्त्तारं गृहमागतम् ॥ प्रत्युत्थायाभिनंदेत आसनेनोदकेन च ॥ २२ ॥ प्रसन्नवदना नित्यं काले भोजनदायिनी ॥ भुक्तवंतं तु भर्त्तारं न वदेदप्रियं क्वचित् ॥ २३ ॥ आसने भोजने दाने संमाने प्रियभाषणे ॥ दक्षया सर्वदा भाव्यं भार्यया गृहमुख्यया ॥२४॥ गृहव्ययनिमित्तं च यद्द्रव्यं प्रभुणार्पितम् ॥ निर्वृत्य गृहकार्यं सा किंचिद्बुध्याऽवशेषयेत् ॥२५॥ त्यागार्थमर्पिते द्रव्ये लोभात्किंचिन्न धारयेत् ॥ भर्त्तुराज्ञां विना नैव स्वबंधुभ्यो दिशेद्धनम् ॥२६॥ अन्यालापमसंतोषं परव्यापारसंकथाः ॥ अतिहासाति-

જે અગ્નિમાં પ્રવેશ કરે છે[१९] તથા જે મનવડે પણ અન્ય પુરુષની ઈચ્છા કરતી નથી, તેને પતિવ્રતા જાણવી. પતિવ્રતા સ્ત્રીએ પોતાના સાસુ-સસરાની સેવા કરવી.[२०] તેણીએ ધર્મકાર્યમાં અનુકૂળ રહેવું તથા નિત્ય ઘરમાં સકળ પદાર્થના સંસ્કાર અર્થે તત્પર રહી અર્થ કાર્યના સંચય માટે તત્પર રહેવું.[२१] ક્ષેત્રમાંથી કિંવા ગામમાંથી પોતાનો પતિ ઘેર આવે, એટલે તત્કાળ ઉઠી તેમને બેસવા સારુ આસન તથા પીવા માટે જળ આપી, તેમનો સારી રીતે સત્કાર કરવો.[२२] સર્વદા ખુશ રહી પતિને સમયે સમયે ભોજન આપવું તથા ભોજન કર્યા પછી પત્નીએ પતિપ્રત્યે અપ્રિય ભાષણ કદી કરવું નહિ.[२३] આસન, ભોજન, પ્રિયભાષણ અને સન્માન, આ સર્વ બાબત સ્ત્રીએ અત્યંત દક્ષતાથી કરવી જોઈએ.[२४] ઘરમાં ખર્ચ કરવા માટે જે દ્રવ્ય મળે, તે દ્રવ્યથી સઘળું કાર્ય કરી જરાપણ શેષ રાખવું.[२५] ધર્મ કરવા માટે પૈસા આપ્યા હોય તો તેમાંથી શેષ દ્રવ્ય રાખવું નહિ. વળી પતિની આજ્ઞા

रोषं च क्रोधं च परिवर्जयेत् ॥२७॥ यच्च भर्त्ता न पिबति यच्च भर्त्ता न खादति ॥ यच्च भर्त्ता न चाश्नाति सर्वं तद्वर्जयेत्सती ॥ २८ ॥ तैलाभ्यंगं तथा स्नानं शरीरोद्वर्तनक्रियाम् ॥ मार्जनं चैव दंतानां कुर्यात्पतिमुदे सती ॥ २९ ॥ त्रेताप्रभृति नारीणां मासि मास्यार्त्तवं मुने ॥ तदा दिनत्रयं त्यक्त्वा शुद्धा स्याद्गृहकर्माणि ॥ ३० ॥ प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनि ॥ तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥ ३१ ॥ स्नानं शौचं तथा गानं रोदनं हसनं तथा ॥ यानमभ्यंजनं नारी द्यूतं चैवानुलेपनम् ॥ ३२ ॥ दिवा स्वप्नं विशेषेण तथा वै दंतधावनम् ॥ मैथुनं मानसं वापि वाचिकं देवतार्चनम्

વિના પોતાના ભાઈ વગેરે કોઈને દ્રવ્ય આપવું નહિ.[२६] અન્યની વાત, અસંતોષ, વ્યાપારની વાત, અતિશય હાસ્ય તથા અતિ આક્રોશ, આ સર્વનો ત્યાગ કરવો.[२७] પીવાના તથા ખાવાના જે જે પદાર્થ ઘરમાં પતિએ છોડી દીધા હોય, તે તે પદાર્થ પતિવ્રતા સ્ત્રીએ ત્યાગ કરવા.[२८] અંગ ઉપર તેલ મર્દન કરી સ્નાન કરવું. શરીરે ઉદ્વર્તન તથા શરીરની અને દંતની શુદ્ધતા દરરોજ કરવી.[२९] હે નારદ! ત્રેતાયુગ ગયા પછી પ્રત્યેક માસમાં અથવા જ્યારે જ્યારે સ્ત્રીઓને ઋતુ પ્રાપ્ત થાય ત્યારે ઋતુ પ્રાપ્ત થયા પછીના ત્રણ દિવસ છોડી દેવા. ચોથે દિવસે તેણે સ્નાન કરવું. ત્યાર પછી સ્ત્રી ઘરના કામમાં શુદ્ધ ગણાય છે.[३०] રજોદર્શનમાં પ્રથમ દિવસે તે સ્ત્રી ચાંડાલી સમાન, બીજે દિવસે બ્રહ્મઘ્ની સમાન, ત્રીજે દિવસે ધોબણ સમાન તથા ચોથે દિવસે તે શુદ્ધ થાય છે.[३१] સ્નાન, શૌચ, ગાયન, રુદન, હસવું, યાનઉપર આરોહણ, નેત્રમાં કાજળ, દ્યૂત, અંગને ચંદન લગાવવું,[३२] દિવસે નિદ્રા,

॥३३॥ वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥ रजस्वलायाः संस्पर्शं संभाषां च तया सह ॥ ३४ ॥ त्रिरात्रं स्वमुखं नैव दर्शयेच्च रजस्वला ॥ स्ववाक्यं श्रावयेन्नैव यावत्स्नाता न शुद्धितः ॥ ३५ ॥ स्नात्वाऽन्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ॥ ईक्षेत भास्करं देवं ब्रह्मकूर्चं ततः पिबेत् ॥ ३६ ॥ केवलं पंचगव्यं च क्षीरं वात्मविशुद्धये ॥ यथोपदेशं नियता वर्त्तयेत वरांगना ॥ ३७॥ गर्भीणी चेद्भवेन्नारी तदा नियमतत्परा ॥ अलंकृता सुप्रयता भर्त्तुः प्रियहिते रता ॥ ३८॥ तिष्ठेत्प्रसन्नवदना स्वधर्मनिरता शुचिः ॥ कृतरक्षा सुभूषा च वास्तुपूजनतत्परा ॥३९॥ कुस्त्रीभिर्नाभिभाषेत शूर्पवातं च वर्जयेत् ॥ मृतवत्सादिसंसर्गं परपाकं च सुंदरि ॥ ४० ॥ न बीभत्सं किंचिदीक्षेन्न

દંતધાવન, મૈથુન, દેવતાર્ચન,૩૩ દેવને નમસ્કાર, અન્ય રજસ્વલા સાથે ભાષણ, તેની સાથે સ્પર્શ, આ સર્વનો ત્યાગ કરવો.૩૪ ત્રણ રાત્રિ પોતાનું મુખ કોઇને બતાવવું નહિ. જ્યાં સુધી સ્નાન કર્યું નથી ત્યાં સુધી પોતાનો બોલ કોઇને સંભળાવવો નહિ.૩૫ સ્નાન કર્યા પછી બીજા પુરુષનું મુખ જોવું નહિ. પ્રથમ સૂર્યનાં દર્શન કરી પછી દર્ભના સ્પર્શવાળા જળનું પાન કરવું.૩૬ પછી દેહ શુદ્ધિ માટે પંચગવ્ય તથા કેવળ ગાયનું દૂધ પીવું. હે નારદ! જે સર્વ નિયમ કહ્યા છે, તે નિયમ સ્ત્રીઓએ ઉત્તમ રીતે પાળવા.૩૭ જ્યારે સ્ત્રી ગર્ભિણી હોય ત્યારે ગર્ભકાળનો નિયમ તેણે ધારણ કરવો. તેણે નિરંતર અલંકાર પહેરવા અને પોતાના સ્વામીના હિતમાં સર્વદા તત્પર રહેવું.૩૮ તેણે પ્રસન્ન મુખથી પોતાના ધર્મનું પાલન કરવું, દેહનું રક્ષણ કરવું, શણગાર સજ

रौद्रां शृणुयात्कथाम् ॥ गुरुं वात्युष्णमाहारमजीर्णे न समाचरेत् ॥ ४१ ॥ अनेन विधिना साध्वी शोभनं पुत्रमाप्नुयात् ॥ अन्यथा गर्भपतनं स्तंभनं वा प्रपद्यते ॥ ४२ ॥ हीनां निजगुणैरन्यां सपत्नीं नैव गर्हयेत् ॥ ईर्ष्यारागसमुद्भुते विद्यमानेऽपि मत्सरे ॥ ४३ ॥ अप्रियं नैव कर्तव्यं सपत्नीभिः परस्परम् ॥ न गायेदन्यनामानि न कुर्यादन्यवर्णनम् ॥ ४४ ॥ न वसेद्दूरतः पत्युः स्थेयं वल्लभसन्निधौ ॥ निर्दिष्टे च महीभागे वल्लभाभिमुखा वसेत् ॥ ४५ ॥ नावलोक्या दिशः स्वैरं नावलोक्यः परो जनः ॥ विलासैरवलोक्यं स्यात्पत्युराननपंकजम् ॥ ४६ ॥ कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ॥ पत्युः संभाषणस्याग्रे नान्यत्संभाषयेत्स्वयम् ॥ ४७ ॥ आहूता

વાસ્તુપૂજામાં તત્પર રહેવું,[૩૯] દુષ્ટ સ્ત્રી સાથે ભાષણ કરવું નહિ, સુપડાનો પવન લેવો નહિ, જેને છોકરાં થઈ મરી જાય છે તેવી સ્ત્રી સાથે સંસર્ગ રાખવો નહિ, તથા બીજાના રાંધેલાં અન્નનો ત્યાગ કરવો.[૪૦] તેણે ખરાબ વસ્તુ જોવી નહિ, ભયંકર કથા સાંભળવી નહિ, જડાન્ન તથા ઉષ્ણાન્ન ખાવું નહિ. તેમ જ અજીર્ણ થાય એવું ખાવું નહિ.[૪૧] આ રીતે નિયમ ધારણ કરવાથી, સ્ત્રીને સુંદર પુત્રની પ્રાપ્તિ થાય છે તથા આથી ઉલટું કર્મ કરવાથી ગર્ભપાત અથવા સ્તંભન થશે.[૪૨] પોતાના કરતાં શોકનામાં ઓછા ગુણ હોય તથા તેને ઈર્ષા, રાગ તેમ જ મત્સર ઉત્પન્ન થાય, છતાં તેનું અપમાન કરવું નહિ.[૪૩] શોક્યોની સાથે પરસ્પર અપ્રિયતા રાખવી નહિ, તેમજ બીજાનું વર્ણન કે સ્તવન કરવું નહિ.[૪૪] પતિથી દૂર રહેવું નહિ, પણ તેમના સમીપ રહેવું. પતિ જ્યાં કહે ત્યાં

**सत्वरं गच्छेद्रतिस्थानं रतोत्सुका ।। पत्यौ गायति सोत्साहं श्रोतव्यं हृष्टचेतसा ।।४८।। गायंतं च पतिं दृष्ट्वा भवेदानंद-निर्वृता ।। भर्तुः समीपे न स्थेयं सोद्वेगं व्यग्रचित्तया ।। ४९ ।। कलहो न विधातव्यः कलियोग्ये प्रिये स्त्रिया ।। भर्त्सिता निंदितात्यर्थं ताडिताऽपि पतिव्रता ।। ५० ।। व्यथिताऽपि भयं त्यक्त्वा कंठे गृह्णीत वल्लभम् ।। उच्चैर्न रोदनं कुर्यान्नेवाक्रोशेच्च तं प्रति ।।५१।। पलायनं न कर्तव्यं निजगेहाद्बहिः स्त्रिया ।। उत्सवादिषु बंधूनां सदनं यदि गच्छति ।। ५२ ।। लब्ध्वाऽनुज्ञा तदा पत्युर्गच्छेद्‌दध्यक्षरक्षिता ।। न वसेत्सुचिरं तत्र प्रत्यागच्छेद् गृहं सती ।। ५३ ।। प्रस्थानाभिमुखे पत्यौ नासन्मंगलभाषिणी ।। न वार्योऽसौ निषेधोक्त्या न कार्यं रोदनं तदा**

વાસ કરવો.[૪૫] યથેચ્છ દિશાઓને તથા પારકાને જોવાં નહિ. પોતાના પતિનું મુખકમળ વિલાસવડે જોયા કરવું.[૪૬] સ્વામીએ કહેલી વાત એકાગ્ર મનવડે સાંભળવી. પતિ જ્યારે ભાષણ કરે, તેની વચમાં બોલવું નહિ.[૪૭] રતિસ્થાને પતિએ બોલાવ્યાથી ઉત્કંઠિત થઈ ત્યાં જવું. પતિ ગાયન કરતો હોય તો અતિ ઉત્કંઠિત થઈ સાંભળવું.[૪૮] પતિનું ગાયન સાંભળી આનંદિત થવું, અને વ્યગ્ર ચિત્તથી પતિની પાસે રહેવું નહિ.[૪૯] સ્વામીએ નિર્ભર્ત્સના કરી હોય, તાડન કર્યું હોય, અથવા નિંદા કરી હોય, તો પણ તેની સાથે કળઓ કરવો નહિ.[૫૦] દુઃખથી પીડિત છતાં પણ પતિના સમીપ શોકપૂર્વક રડવું નહિ.[૫૧] પોતાના ઘરમાંથી નાશી જવું નહિ, કાંઈ ઉત્સવના પ્રસંગે પોતાના ભાઈને ઘેર જવું પડે તો,[૫૨] પતિની આજ્ઞા લઈ, સાથે દાસ લઈને જવું. વળી

**॥५४॥ अकृत्वोद्वर्त्तनं नित्यं पत्यौ देशांतरे गते ॥ वध्रूर्जीवनरक्षार्थं कर्म कुर्यादनिंदितम् ॥५५॥ श्वश्रूश्वशुरयोः पार्श्वे निद्रा कार्या न चान्यतः ॥ प्रत्यहं पतिवार्ता च तयान्वेष्या प्रयत्नतः ॥५६॥ दूताः प्रस्थापनीयाश्च पत्युः क्षेमोपलब्धये ॥ देवतानां प्रसिद्धानां कर्तव्यमुपयाचनम् ॥५७॥ एवमादि विधातव्यं सत्या प्रोषितकांतया ॥ अप्रक्षालनमंगानां मलिनांबरधारणम् ॥५८॥ तिलकांजनेन हीनत्वं गंधमाल्यविवर्जनम् ॥ नखरोम्णामसंस्कारो दशनानाममार्जनम् ॥५९॥ उच्चैर्हासः परैर्नर्म परचेष्टाविचिंतनम् ॥ स्वेच्छापर्यटनं चैव परपुंसांगमर्दनम् ॥६०॥ अटनं चैकवस्त्रेण निर्लज्जत्वं यथागतिः ॥**

ત્યાં વધારે વારસૂધી નહિ બેસતાં પોતાના ઘેર જલદી આવવું.[૫૩] પોતાનો પતિ ગામ જવા તૈયાર થાય, તે વેળા મંગળ ભાષણ કરવું. તેને જવાનો કદી નિષેધ કરવો નહિ, તેમ જ તે વખતે રડવું નહિ.[૫૪] પતિ પ્રવાસે જો હોય તો સ્ત્રીએ શરીર ઉપર સુગંધી તેલ લગાડવું નહિ, પણ કેવળ દેહ રક્ષણાર્થે માત્ર અનિંદિત કર્મ કરવું.[૫૫] પતિ પ્રવાસે હોય ત્યારે સ્ત્રીએ પોતાના સાસુ તથા સસરા પાસે નિદ્રા કરવી તથા નિત્ય પતિની વાર્તા યત્ન થકી સાંભળવી.[૫૬] પોતાના કલ્યાણ માટે માણસ મોકલવું, પ્રસિદ્ધ દેવ સન્મુખ પતિ આગમનની પ્રાર્થના કરવી.[૫૭] જેનો પતિ ગામ ગયો છે, તેણે ઉપર કહ્યા પ્રમાણે ચાલવું. પતિ ગામ ગયો હોય ત્યારે સ્ત્રીએ શરીર નિર્મલ રાખવું નહિ તથા મલિન વસ્ત્ર ધારણ કરવાં.[૫૮] તેણીએ તિલક અંજન ધારણ કરવાં નહિ, ગંધમાલ્ય ધારણ કરવાં નહિ. નખ, રોમ અને દંત સાફ કરવા નહિ.[૫૯] વળી ખડખડાટ હસવું નહિ. બીજાની સાથે મશ્કરીપૂર્વક ભાષણ, હાસ્ય તથા

**इत्यादिदोषाः कथिता योषितो नित्यदुःखदाः ॥ ६१ ॥ निर्वृत्य गृहकार्याणि हरिद्रालेपनैस्तनुम् ॥ प्रक्षाल्य शुचितोयेन कुर्यान्मंडनमुज्ज्वलम् ॥६२॥ समीपं प्रेयसो गच्छेद्विकसन्मुखपंकजा ॥ अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयुता ॥ ६३ ॥ आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छेच्च सत्वरम् ॥ किमर्थं व्याहृता स्वामिन् स प्रसादो विधीयताम् ॥६४॥ मा चिरं तिष्ठते द्वारि न द्वारमुपसेवयेत् ॥ स्वामिना दापितं किंचित्कस्मैचिन्न ददात्यपि ॥६५॥ सेवयेद्भर्त्तुरुच्छिष्टमिष्टमन्नफलादिकम् ॥ महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरंतरम् ॥ ६६ ॥ सुखसुप्तं सुखासीनं रममाणं यदृच्छया ॥ आतुरेष्वपि कार्येषु पतिं नोत्थापयेत्क्वचित् ॥ ६७ ॥ नैकाकिनी क्वचिद्गच्छेन्न नग्ना स्नानमाचरेत्॥ भर्तुर्विद्वेषिणीं नारीं**

ચેષ્ટા કરવી નહિ. યથેચ્છ ફરવું નહિ તથા અન્ય પુરુષનું અંગમર્દન કરવું નહિ.[૬૦] એક વસ્ત્ર ધારણ કરી ફરવું નહિ તથા નિર્લજ્જપણે ફરવું નહિ. હે નારદ! આ સર્વ દોષ જે કહ્યા, તે સ્ત્રીને દુઃખ આપનારા છે.[૬૧] સર્વ ગૃહકર્મ સમાપ્ત કરી હળદર સર્વ શરીરપર ચોપડી પછી સ્વચ્છ જળવડે સ્નાન કરવું.[૬૨] પછી સઘળા અલંકારો સજી પતિની સમીપ જવું તથા હાસ્યયુક્ત મુખ કરી તેમની પ્રાર્થના કરવી કે, આપે મને જે વાસ્તે બોલાવી છે, તે હેતુ પૂર્ણ કરો.[૬૩-૬૪] બારણામાં બેસવું નહિ. પતિએ આપેલી વસ્તુ બીજાને આપવી નહિ.[૬૫] પતિનું આપેલું અન્ન અથવા ફળ ઇત્યાદિ ઉચ્છિષ્ટ કદી હોય, તો પણ તે મોટો પ્રસાદ છે, એમ માની આનંદપૂર્વક ખાઈ જવું.[૬૬] પતિ સુખે કરી નિદ્રાવશ હોય, સુખેથી બેઠા હોય કિંવા સુખે કરીને ક્રીડા કરતો હોય

साध्वीं नो भावयेत्कचित् ॥६८॥ नोलूखले न मुसले न वर्द्धिन्यां दृषद्यपि ॥ न यंत्रकेऽपि देहल्यां सती चोपविशेत्कचित् ॥६९॥ तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ॥ शंकरादपि विष्णोर्वा पतिरेवाधिकः स्त्रियाः ॥७०॥ व्रतोपवासनियमं पतिमुल्लंघ्य या चरेत् ॥ आयुष्यं हरते भर्तुर्मृता नरकमृच्छति ॥७१॥ उक्ता प्रत्युत्तरं दद्यान्नारी क्रोधेन तत्परा ॥ सरमा जायते ग्रामे सृगाली निर्जने वने ॥७२॥ स्त्रीणां हि परमश्चैको नियमः समुदाहृतः ॥ अभ्यर्च्य भर्तुश्चरणौ भोक्तव्यं च सदा स्त्रिया ॥७३॥ या भर्त्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् ॥ उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी ॥७४॥ या भर्त्तारं

તેવામાં કદાપિ ત્વરિતનું કામ આવી પડે, છતાં તેને ત્યાંથી ઉઠાડવો નહિ.[૬૭] એકલાં ક્યાંઈ પણ જવું નહિ. નગ્ન થઈ સ્નાન કરવું નહિ. જે પોતાના સ્વામી સાથે દ્વેષ રાખે છે, તેવી સ્ત્રીની સાથે કદી ભાષણ કરવું નહિ.[૬૮] ઉખળું, મુશળ, ગાગર, પાષાણ વિગેરે ઉપર, કોઈ યંત્ર ઉપર અથવા ઉમરા ઉપર બેસવું નહિ.[૬૯] તીર્થ સ્નાનની ઇચ્છાવાળી સ્ત્રીએ પતિના પગ ધોઈ તે પાણીનું આચમન કરવું. શંકર કરતાં તથા વિષ્ણુ કરતાં પણ સ્ત્રીને પોતાનો પતિ શ્રેષ્ઠ છે.[૭૦]

વળી ઉપવાસ, વ્રત તથા નિયમ સર્વ પતિની આજ્ઞા વિના કરવાં નહિ. કારણ કે તેમ કરવાથી પતિનું આયુષ્ય ક્ષીણ થાય છે અને તે સ્ત્રીને નરક મળે છે.[૭૧] પતિના બોલવા ઉપર જે ક્રોધાક્રાંત થઈને તેને પ્રત્યુત્તર આપે છે, તે જન્માંતરમાં ગામની અંદર કુતરી અથવા નિર્જન અરણ્યમાં કોલ્હી થઈ અવતરે છે.[૭૨] સ્ત્રીઓનો મુખ્ય ધર્મ એ કહ્યો છે કે, પતિનાં ચરણની નિત્ય પૂજા કરવી તથા પછી ભોજન કરવું.[૭૩]

**समुत्सृज्य रहश्चरति केवलम् ॥ ग्रामे वा सूकरी भूयाद्वल्गुली वा श्वविट् भुजा ॥ ७५ ॥ या हुंकृत्याप्रियं ब्रूते सा मूका जायते खलु ॥ या सपत्नीं सदेर्ष्येत दुर्भगा सान्यजन्मनि ॥ ७६ ॥ दृष्टिं विलुप्य भर्तुर्या कंचिदन्यं समीक्ष्यते ॥ काणा वा विमुखी चापि कुरूपा चैव जायते ॥ ७७ ॥ बाह्यादागतमालोक्य त्वरिता च जलासनैः ॥ तांबूलैर्व्यजनैश्चैव पादसंवाहनादिभिः ॥ ७८ ॥ अतिप्रियतरैर्वाक्यैर्भर्त्तारं या सुसेवते ॥ पतिव्रताशिरोरत्नं सा नारी कथिता बुधैः ॥ ७९ ॥ भर्त्ता देवो गुरुर्भर्त्ता धर्मतीर्थव्रतानि च ॥ तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥ ८० ॥ जीवहीनो यथा देहः क्षणादशुचितां व्रजेत् ॥**

જે પતિનો ત્યાગ કરી મિષ્ટાન્ન ભોજન કરે છે, તે જન્માંતરે ઝાડમાં ઘુવડ થાય છે.[૭૪] જે પોતાના પતિનો ત્યાગ કરી બીજા પુરુષની સાથે એકાંત કરે છે, તે જન્માંતરે ભુંડરી થાય છે અથવા વડવાગળી થાય છે.[૭૫] જે સ્ત્રી પોતાના પતિનો તિરસ્કાર કરી, અપ્રિય ભાષણ કરે છે, તે જન્માંતરે મુંગી થાય છે. જે પોતાની શોક્ય સાથે મચ્છર કરે છે, તે જન્માંતરે દુર્ભગી થાય છે.[૭૬] જે સ્ત્રી પોતાના પતિની દૃષ્ટિ ચૂકવી બીજાનું દર્શન કરે છે, તે જન્માંતરે કાણી, ખરાબ કે ખરાબ રૂપવાળી થાય છે.[૭૭] જે સ્ત્રી પોતાના પતિને જોઈ તુરત તેમને બેસવા આસન તથા પાન કરવા યોગ્ય જળ આપે છે તથા તાંબૂલ, વ્યજન અને પગ ચાંપવા વગેરે સેવા કરે છે,[૭૮] તથા અતિ પ્રિય ભાષણ કરે છે, તે પતિવ્રતા સ્ત્રીઓમાં શ્રેષ્ઠ જાણવી.[૭૯] દેવ, ગુરુ, ધર્મ, તીર્થ અને વ્રત એ સર્વ સ્વામીરૂપ છે, એમ માની તેણીએ વ્રત ઇત્યાદિકનો ત્યાગ કરી પતિની સેવા કરવી.[૮૦] જીવ ગયા પછી દેહ જેવી રીતે ક્ષણમાં અપવિત્ર

भर्तृहीना तथा योषित् सुस्नाताऽप्यशुचिः सदा ॥ ८१ ॥
अमंगलेभ्यः सर्वेभ्यो विधवा ह्यत्यमंगला ॥ विधवादर्शनात्सिद्धि-
र्जातु क्वापि न जायते ॥ ८२ ॥ विहाय मातरं चैकामाशीर्वाद-
प्रदायिनीम् ॥ अन्याशिषमपि प्राज्ञस्त्यजेदाशीविषोपमाम्
॥ ८३ ॥ कन्यां विवाहसमये वाचयेयुरिति द्विजाः ॥ भर्तुः
सहचरी भूयाज्जीवतोऽजीवतोऽपि वा ॥ ८४ ॥ तस्माद्भर्त्तानु-
यातव्यो देहवच्छाययया स्वया ॥ एवं सत्या सदा स्थेयं भक्त्या
पत्यनुकूलया ॥ ८५ ॥ व्यालग्राही यथा व्यालं बिलादुद्धरते
बलात् ॥ एवमुत्क्रम्य दूतेभ्यः पतिं स्वर्गं नयेत्सती ॥ ८६ ॥
यमदूताः पलायंते सतीमालोक्य दूरतः ॥ अपि दुष्कृतकर्माण-
मुत्सृज्य पतितं पतिम् ॥ ८७ ॥ यावत्स्वलोमसंख्यास्ति ता-
वत्कोट्ययुतानि च ॥ भर्त्रा स्वर्गसुखं भुंक्ते रममाणा पति-

થાય છે, તે પ્રમાણે પતિ વિનાની સુસ્નાત હશે, તોપણ અપવિત્ર જાણવી.૮૧ સર્વ અમંગળ પદાર્થમાં મુખ્ય અમંગળ વિધવા સ્ત્રીને જાણવી. વિધવાનું દર્શન થવાથી કાર્યસિદ્ધિ કદી પણ થાય નહિ.૮૨ માતુશ્રીના આશીર્વાદ શિવાય બીજી વિધવા સ્ત્રીના આશીર્વાદ સર્પતુલ્ય જાણવા.૮૩ કન્યાના વિવાહ વખતે બ્રાહ્મણે કન્યાને એમ કહેવું કે, તું પતિ ઉપર નિષ્ઠા એવી રાખ કે; તે જીવતો અથવા મૃત હોય૮૪ પણ પત્નીએ પોતાની છાયા પ્રમાણે પતિની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું. આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીએ ભક્તિવડે પતિની અનુકૂળતામાં કાળ ગાળવો.૮૫ એ રીતે પતિવ્રતા સ્ત્રી, યમદૂતના મારથી પોતાના પતિને મુક્ત કરી, જેમ સર્પને પકડનાર બાજીગર સર્પને દરમાંથી બહાર ખેંચી કાઢે છે તેમ પતિને સ્વર્ગ મળે છે.૮૬ જો કે પતિ દુષ્ટકર્મ કરનારો હોય, છતાં તેની સાધ્વી સ્ત્રીને

व्रता ॥८८॥ शीलभंगेन दुर्वृत्ताः पातयंति कुलद्वयम् ॥ पितुः कुलं तथा पत्युरिहामुत्र च दुःखिताः ॥८९॥ अनुयाति न भर्त्तारं यदि दैवात्कथंचन ॥ तत्रापि शीलं संरक्ष्यं शीलभंगात्पतत्यधः ॥९०॥ तद्वैगुण्यात्पिता स्वर्गात्पतिः पतति नान्यथा ॥ विधवा-कबरीबंधो भर्तृबंधाय जायते ॥९१॥ शिरसो वपनं कार्यं तस्माद्विधवया सदा ॥ एकाहारः सदा कार्यो न द्वितीयः कदाचन ॥९२॥ पर्यंकशायिनी नारी विधवा पातयेत् पतिम् ॥ तस्माद्भूशयनं कार्यं पतिसौख्यसमीहया ॥९३॥ नैवांगोद्वर्तनं कार्यं न तांबूलस्य भक्षणम् ॥ गंधद्रव्यस्य संभोगो नैव कार्यस्तया क्वचित् ॥९४॥ तर्पणं प्रत्यहं कार्यं भर्त्तुः कुश-

જોઈ યમદૂતો ત્રાસી જાય છે.[૮૭] અંગ ઉપર જેટલાં રોમ છે, તેટલાં સહસ્ર વર્ષ સુધી સ્વપતિયુક્ત સ્ત્રી સ્વર્ગલોકમાં રમણ કરે છે.[૮૮] જે સ્ત્રી પોતાના શિયલવ્રતનો ત્યાગ કરે છે, તે આ લોકમાં તેમ જ પર-લોકમાં દુઃખી થઈ પોતાના પતિ તથા પિતાના કુળને પણ નરકમાં નાંખે છે.[૮૯] કદી દૈવયોગે સ્ત્રીવડે પતિની આજ્ઞા પ્રમાણે ચાલી શકાતું ન હોય, તો પણ પોતાનું શીલવ્રતનું રક્ષણ કરવું. કારણ કે શીલભંગથી તે પાતકી બને છે.[૯૦] તેનાં તેવાં ખોટાં આચરણથી પિતા તથા પતિ સ્વર્ગથી પાછા પડે છે. પતિ મરણ પામ્યા પછી સ્ત્રીએ કેશ રાખી વેણી કરવી નહિ. કારણ કે કેશબંધન કરવાથી પતિને બંધનનું કારણ થાય છે.[૯૧] માટે વિધવા સ્ત્રીએ નિરંતર હજામત કરાવવી તથા નિરંતર એકવાર ભોજન કરવું.[૯૨] વિધવા છતાં જો પલંગપર નિદ્રા કરે તો તે પોતાના પતિને નરકમાં નાંખે છે. માટે પતિના સુખાર્થે તેણીએ ભૂમિપર શયન કરવું.[૯૩] વિધવા સ્ત્રીએ અંગે તેલ લગાડીને

तिलोदकैः ॥ तत्पितुस्तत्पितुश्चापि नामगोत्रादिपूर्वकम् ॥९५॥ श्वेतवस्त्रं सदाधार्यमन्यथा रौरवं व्रजेत् ॥ इत्येवं नियमैर्युक्ता विधवापि पतिव्रता ॥९६॥ श्रीनारायण उवाच ॥ नैतादृशं दैवतमस्ति किंचित्सर्वेषु लोकेषु सदैवतेषु ॥ यदा पतिस्तुष्यति सर्वकामा लभ्या प्रकामं कुपितश्च हन्यात् ॥ ९७ ॥ तस्मादपत्यं विविधाश्च भोगाः शय्यासनान्यद्भुतभोजनानि ॥ वस्त्राणि माल्यानि तथैव गंधाः स्वर्गे च लोके विविधा च कीर्तिः ॥९८॥ इति श्रीबृहन्नारदीयपुराणे पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे पतिव्रताधर्मनिरूपणे त्रिंशोऽध्यायः ॥ ३० ॥

સ્નાન કરવું નહિ તથા તાંબૂલ ભક્ષણ કરવું નહિ. વળી તેણીએ સુગંધી પદાર્થનો ઉપયોગ કરવો નહિ.[૯૪]

પતિવ્રતા વિધવા સ્ત્રીએ પોતાના પતિ માટે તલ, દર્ભ અને જળ લઈ નિત્ય તર્પણ કરવું. તર્પણ કરતી વખતે પોતાના બાપના તેમ જ પતિના બાપના નામનું ઉચ્ચાર કરવું.[૯૫] વિધવા સ્ત્રીએ નિરંતર શ્વેત વસ્ત્ર ધારણ કરવાં. જો બીજા રંગનું વસ્ત્ર ધારણ કરે તો તેનો પતિ નરકમાં પડે છે.[૯૬] નારાયણ કહે છે,—હે નારદ! સ્ત્રીઓને પતિ સરખું દૈવત ત્રણે લોકમાં નથી. પતિ સંતુષ્ટ થયો તો સ્ત્રીના સર્વ મનોરથ પૂર્ણ થાય છે. તે જો ગુસ્સે થયો તો તેનો નાશ થાય છે.[૯૭] પતિ પ્રસન્ન થયો તો અપત્ય, અનેક પ્રકારના વૈભવ, શય્યા, આસન, ઉત્તમ ભોજન, વસ્ત્ર, પુષ્પ, ગંધ તેમ જ અહીં તથા સ્વર્ગમાં અનેક પ્રકારની કીર્તિ પતિના પ્રસાદવડે પામે છે.[૯૮]

ઇતિ શ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરુષોત્તમ માહાત્મ્ય વિષે 'સ્ત્રીધર્મ' એ નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત

## અધ્યાય ૩૧ મો

### કથાના શ્રવણનું માહાત્મ્ય

**सूत उवाच ॥ इत्थं पतिव्रताधर्ममाकर्ण्य नारदो मुनिः ॥ किंचित्प्रष्टुमना विप्रा मुनिमाह पुरातनम् ॥१॥ नारद उवाच ॥ सर्वदानाधिकं कांस्यं संपुटं परिकीर्त्तितम् ॥ एतत्कारणमव्यक्तं वद मे बदरीपते ॥२॥ श्रीनारायण उवाच ॥ एकदैतद्व्रतं ब्रह्मन्नचीकरदुमा पुरा ॥ तदा पृच्छन्महादेवं किं देयं दान-मुत्तमम् ॥ ३ ॥ येन संपूर्णतां याति व्रतं मे पुरुषोत्तमम् ॥ तन्मे वद दयासिंधो सर्वेषां हितहेतवे ॥४॥ तच्छ्रुत्वा मनसि ध्यायन्ध्यायन् श्रीपुरुषोत्तमम् ॥ उमामजीगदच्छंभुः सर्वलोक-हितैषिणीम् ॥५॥ श्रीमहादेव उवाच ॥ न शक्यं किंचिदेवास्ति दानं श्रीपुरुषोत्तमे ॥ व्रतपूर्णविधिं कर्त्तुमपर्णे छंदसि क्वचित्**

સૂત શૌનકાદિક ઋષિ પ્રત્યે કહે છે;—એ પ્રકારે નારાયણે કહેલા પતિવ્રતાના ધર્મ સાંભળી નારદ ફરી પ્રશ્ન કરવા લાગ્યા.[૧] 'સર્વ દાનમાં ઉત્તમ દાન કાંસાના સંપુટનું કહ્યું છે' તેનું શું કારણ, તે આપ મને કહો.[૨] નારદનું આ વચન સાંભળી ભગવાન્ કહેવા લાગ્યા; હે નારદ! એક વખતે આ વ્રત પાર્વતી કરતી હતી. તે સમયે મહાદેવને તેણીએ એવો પ્રશ્ન કર્યો કે, હું કયા પ્રકારનું ઉત્તમ દાન કરું?[૩] કે જે દાન કરવાથી શ્રીપુરુષોત્તમનું વ્રત સંપૂર્ણ થાય. આપ લોક-હિતાર્થે તે કહો.[૪] તેનું આવું વાક્ય સાંભળી તથા પુરુષોત્તમનું ધ્યાન ધરી સર્વ લોકના હિતચિંતક મહાદેવ પાર્વતી પ્રત્યે કહેવા લાગ્યા.[૫] હે પાર્વતી! વેદમાં એવું કોઈ પણ વ્રત કહેલું નથી કે, જે વ્રતથી ભગ-

॥ ६ ॥ यद्यद्दानं गिरिसुते ह्युत्तमं परिकीर्त्तितम् ॥ श्रीकृष्ण-
वल्लभे मासि तत्सर्वं गौणतां गतम् ॥७॥ तस्मादेतादृशं दानं
नैवास्ति क्वापि सुंदरि ॥ येन ते व्रतसंपूर्तिर्भवेच्छ्रीपुरुषोत्तमे
॥८॥ पुरुषोत्तममासेऽस्मिन् व्रतसंपूर्तिहेतवे ॥ ब्रह्मांडसंपुटा-
कारं तदर्हं देयमंगने ॥९॥ न शक्यं तत्त केनापि दातुं क्वापि
वरानने ॥ तस्मादेतत्प्रतिनिधिं कृत्वा कांस्यस्य संपुटम् ॥१०॥
तन्मध्ये पूरयित्वैवापूपांस्त्रिंशन्मितान्मुदा ॥ सप्ततंतुभिरावृत्य
संपूज्य विधिवत्प्रिये ॥ ११ ॥ देयं विप्राय विदुषे व्रतसंपूर्ति-
हेतवे ॥ एवं त्रिंशन्मितान्येव देयानि सति वैभवे ॥ १२ ॥
इत्याकर्ण्य वचो रम्यं धूर्जटेरुपकारकम् ॥ अब्रवीद्भवदुमा हृष्टा
सर्वलोकहितैषिणी ॥ १३ ॥ त्रिंशत्कांस्यानि विद्वद्भ्यः संपु-

વાનની પ્રીતિ સંપાદન થાય.[૬] જે જે ઉત્તમ દાન કહેલાં છે, તે તે બધાં આ માસમાં ગૌણ થાય છે.[૭] એવું કોઈ દાન નથી કે, જે દાનથી પુરુષોત્તમ વ્રતની પૂર્ણતા થઈ શકે.[૮] આ પુરુષોત્તમ માસનું વ્રત પૂર્ણ થવા સારુ બ્રહ્માંડ સંપુટાકાર કરી દાનમાં આપવું.[૯] પણ તે દાન કરવું અશક્ય છે, માટે તેના પ્રતિનિધિ તરીકે કાંસાના પાત્રનું સંપુટ કરવું. તેમાં ત્રીસ માલપૂડા ઘાલવા અને તે સંપુટને સાતવાર સૂતર વીટાળવું. પછી તેની યથાવિધિ પૂજા કરવી.[૧૦-૧૧] વ્રત સંપૂર્ણ થવા માટે આ સંપુટનું દાન વિદ્વાન્ બ્રાહ્મણને કરવું. જો સંપત્તિ આપી હોય તો ત્રીસ સંપુટ આપવાં.[૧૨] શંકરનું આ પરોપકારી વચન સાંભળતાં પાર્વતીને અત્યંત આનંદ થયો.[૧૩] તેણે ત્રીસ કાંસાના વાસણ માલપૂડાથી ભરી, તેને સંપુટિત કરી વિદ્વાન્ બ્રાહ્મણને

**टानि वितीर्य सा ॥ पूर्णव्रतविधिं कृत्वा मुमोदातीव नारद ॥ १४ ॥ सूत उवाच ॥ इत्याकर्ण्य मुनिर्विप्रा नारायणवचोऽमृतम् ॥ पुनराहातितृप्तोऽसौ नामं नामं पुनः पुनः॥१५॥ नारद उवाच ॥ सर्वेभ्यः साधनेभ्योऽयं मासः श्रीपुरुषोत्तमः ॥ वरीयान्निश्चितो मेऽद्य श्रुत्वा माहात्म्यमुत्तमम् ॥ १६ ॥ श्रुत्वापि जायते भक्त्या महापापक्षयो नृणाम् ॥ किं पुनः श्रद्धया कर्तुर्विधिना चेति मे मतिः ॥१७॥ अतः परं न किंचिन्मे श्रोतव्यमवशिष्यते ॥ पियूषात्यंतसंतृप्तो नान्यत्तोयं समीहते ॥ १८ ॥ सूत उवाच ॥ इत्युक्त्वा विरतो विप्रो नारदो मुनिसत्तमः ॥ अनीनमत्पादपद्मं पुरातनमुनेः पुरः ॥ १९ ॥ भारते जनु-**

આપ્યાં, આથી તે અત્યંત આનંદ પામી.[૧૪] સૂતઋષિ શૌનકને કહે છે, હે શૌનકાદિક ઋષિ! એવું અમૃતતુલ્ય નારાયણનું વચન સાંભળી નારદ ફરી પ્રશ્ન કરવા લાગ્યા;[૧૫] હે ભગવન્! આ માસનું માહાત્મ્ય સાંભળી મને એમ નિશ્ચય થયો કે, સકળ સાધન કરતાં પુરુષોત્તમ માસનું વ્રત ઉત્તમ સાધન છે.[૧૬]

આ માસનું કેવળ માહાત્મ્ય સાંભળ્યું હોય તો મનુષ્યનાં સર્વ પાપનો ક્ષય થાય છે, એમ છતાં જ્યારે વિધિયુક્ત તથા શ્રદ્ધાયુક્ત આ માસમાં વ્રત કર્યું હોય તો પછી શું જ પૂછવું.[૧૭] હવે એથી અન્ય કાંઈ સાંભળવાનું રહ્યું નથી, કેમકે અમૃતથી તૃપ્ત થયેલાને ઉદકની ઇચ્છા રહેતી નથી.[૧૮] સૂત શૌનકાદિકને કહે છે, હે ઋષિ! એ પ્રકારે બોલી નારદ સ્વસ્થ રહ્યા, અને નારાયણનાં ચરણકમળને પોતાનું મુસ્તક નમાવ્યું.[૧૯] ભરતખંડમાં જન્મ મળવા છતાં પ્રપંચા-

रासाद्य पुरुषोत्तममुत्तमम् ॥ न सेवंते न शृण्वंति गृहासक्ता नराधमाः ॥ २० ॥ गतागतं भजंतेऽत्र दुर्भगा जन्मजन्मनि ॥ पुत्रमित्रकलत्राप्तवियोगा दुःखभागिनः ॥ २१ ॥ अस्मिन् मासे द्विजश्रेष्ठा नासच्छास्त्राण्युदाहरेत् ॥ न स्वपेत् परशय्यायां नालपेद्वितथं क्वचित् ॥ २२ ॥ परापवादान्न ब्रूयान्न कथंचित्कदाचन ॥ परान्नं च न भुञ्जीत न कुर्वीत परक्रियाम् ॥२३॥ वित्तशाठ्यमकुर्वाणो दानं दद्याद्द्विजातये ॥ विद्यमाने धने शाठ्यं कुर्वाणो रौरवं व्रजेत् ॥ २४ ॥ दिने दिने द्विजेंद्राय दत्वा भोजनमुत्तमम् ॥ दिवसस्याष्टमे भागे व्रती भोजनमाचरेत् ॥ २५ ॥ धन्यास्ते पुरुषा लोके ये नित्यं पुरुषोत्तमम् ॥ अर्चयंति विधानेन भक्त्या प्रेमपुरःसरम् ॥ २६ ॥ इंद्रद्युम्नः शत-

સક્ત થઈ જે મનુષ્ય પુરુષોત્તમની સેવા કરતો નથી, તેને નીચ જાણવો.[20] તે દુર્દૈવી હોવાથી નિરંતર જન્મ અને મરણનો સ્વીકાર કરે છે તથા તેને પુત્ર, મિત્ર અને સ્ત્રીનો વિયોગ થઈ દુઃખ પ્રાપ્ત થાય છે.[21] આ માસમાં નાસ્તિકનો મત જેમાં વર્ણેલો છે એવાં શાસ્ત્ર વાંચવાં નહિ. બીજાની પથારી ઉપર નિદ્રા કરવી નહિ, તેમ જ બીજાની સાથે વ્યર્થ વાત કરવી નહિ.[22] વળી તેણે બીજાની નિંદા કરવી નહિ. આ માસમાં વ્રતીએ પરાન્ન ભોજન કરવું નહિ, તેમ જ બીજાની ક્રિયા કરવી નહિ.[23] કૃપણપણું ન કરતાં બ્રાહ્મણને યથાશક્તિ દાન આપવું. દ્રવ્ય છતાં જે કૃપણતા કરે, તે નરકને પામે.[24] આ માસમાં પ્રત્યેક દિવસે બ્રાહ્મણભોજન કરાવવું. આ માસના નિયમ પ્રમાણે ચાલનારે દિવસના આઠમા ભાગે ભોજન કરવું.[25] આ માસમાં ભક્તિપૂર્વક

**द्युम्नो यौवनाश्वो भगीरथः ॥ पुरुषोत्तममाराध्य ययुर्भगवदंतिकम् ॥२७॥ तस्मात्सर्वं प्रयत्नेन संसेव्यः पुरुषोत्तमः ॥ सर्वसाधनतः श्रेष्ठः सर्वार्थफलदायकः ॥ २८ ॥ गोवर्धनधरं वंदे गोपालं गोपरूपिणम् ॥ गोकुलोत्सवमीशानं गोविंदं गोपिकाप्रियम् ॥ २९ ॥ कौंडिन्येन पुरा प्रोक्तमिमं मंत्रं पुनः पुनः ॥ जपन्मासं नयेद्भक्त्या पुरुषोत्तममाप्नुयात् ॥ ३० ॥ ध्यायेन्नवघनश्यामं द्विभुजं मुरलीधरम् ॥ लसत्पीतपटं रम्यं सराधं पुरुषोत्तमम् ॥ ३१ ॥ ध्यायं ध्यायं नयेन्मासं पूजयन्पुरुषोत्तमम् ॥ एवं यः कुरुते भक्त्या स्वाभीष्टं सर्वमाप्नुयात् ॥ ३२ ॥ गुह्याद्गुह्यतरं चैतन्नवाच्यं यस्य कस्य चित् ॥ मयापि कथितं नैव कस्याप्यग्रे तपोधनाः ॥ ३३ ॥ श्रोतव्यमेतत्सततं पुराणमभी-**

ભગવાનનું જે પૂજન કરે છે, તેને ધન્ય જાણવા.[૨૬] ઇંદ્રદ્યુમ્ન, શતદ્યુમ્ન, યૌવનાશ્વ, ભગીરથ ઇત્યાદિ રાજા પુરુષોત્તમની પૂજાના પ્રસાદે ભગવાનના સમીપ પ્રાપ્ત થયા.[૨૭] માટે સર્વ પ્રયત્નવડે ભગવાનનું સેવન કરવું. આ માસ સર્વ સાધનમાં શ્રેષ્ઠ છતાં સર્વ પુરુષાર્થ સંપાદન કરવા સમર્થ છે.[૨૮] "ગોવર્ધન ધારણ કરનારા ગોરૂપી એવા પુરુષોત્તમને નમસ્કાર હો, જેને ગોવિંદ તથા ગોપિકાપતિ એમ કહે છે."[૨૯] આ મંત્ર 'કૌંડિન્ય' નામે બ્રાહ્મણથી કહેવાયલો છે. આનો જપ કરી મોટી ભક્તિપૂર્વક આ માસ ગાળવો.[૩૦] બે ભૂજાવાળા તથા મોરલી ધારણ કરનારા ભગવાનનું ધ્યાન કરવું, કે જે પીળા વર્ણનું પીતાંબર ધારણ કરનારા છે તથા જેના સમીપમાં રાધા છે.[૩૧]

આવી મૂર્તિનું નિરંતર ધ્યાન કરવામાં આ માસ વ્યતીત કરવો.

ष्टदं पावनमादरेण ॥ श्लोकैकमात्रश्रवणेन पुंसामघानि सर्वाणि निहंति विप्राः ॥३४॥ गंगादिसर्वतीर्थेषु मज्जतो यत्फलं भवेत् ॥ तत्फलं शृण्वतस्तस्य माहात्म्यं मुनिसत्तमाः ॥ ३५ ॥ इलां प्रदक्षिणी कुर्वन्यत्पुण्यं लभते नरः ॥ तत्पुण्यं शृण्वतस्तस्य माहात्म्यं पौरुषोत्तमम् ॥३६॥ ब्राह्मणो ब्रह्मवर्चस्वी क्षत्रियो वसुधाधिपः ॥ वैश्यो धनपतिर्भूयाच्छूद्रः सत्तमतां लभेत् ॥ ३७ ॥ येऽन्ये किरातहूणाद्याः पशुचर्यापरायणाः ॥ ते सर्वे मुक्तिमायांति श्रुत्वा माहात्म्यमुत्तमम् ॥ ३८ ॥ पुरुषोत्तममाहात्म्यं लेखयित्वा द्विजन्मने ॥ संभूष्य वस्त्रभूषाभिर्विधिना यः प्रयच्छति ॥३९॥ कुलत्रयं समुद्धृत्य गोलोकं याति दुर्लभम् ॥ यत्रास्ते गोपिकावृंदैर्वेष्टितः पुरुषोत्तमः ॥ ४० ॥

આ રીતે જે આચરણ કરશે, તેના સર્વ મનોરથ પૂર્ણ થશે.[૩૨] આ સઘળું ગુપ્તમાં ગુપ્ત છે. માટે કોઇને કહેવું નહિ. હે ઋષિ ! મેં અદ્યાપિ સૂધી કોઇને કહ્યું નથી.[૩૩] આ માહાત્મ્ય નિરંતર સાંભળવું. કારણ કે આનો એક શ્લોક સાંભળવાથી સર્વ પાપનો ક્ષય થાય છે.[૩૪] ગંગાદિક સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે, તે જ ફળ આ માહાત્મ્ય સાંભળ્યાથી થાય છે.[૩૫] પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ આ માહાત્મ્ય સાંભળવાથી થાય છે.[૩૬] આ માહાત્મ્ય સાંભળવાથી બ્રાહ્મણ તેજયુક્ત થાય છે, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય છે, વૈશ્ય ધનવાન્ થાય છે અને શૂદ્ર સચ્છૂદ્ર થાય છે.[૩૭] જે નીચ જ્ઞાતિમાંના પશુ સરખા જ્ઞાનહીન હોય છે, તેઓ સાંભળવાથી મુક્તિ પામે છે.[૩૮] આ માહાત્મ્ય લખી બ્રાહ્મણને અલંકૃત કરીને જો આપવામાં આવે,[૩૯]

लिखित्वा धारयेद्यस्तु गृहे माहात्म्यमुत्तमम् ॥ तद्गृहे सर्व-
तीर्थानि विलसंति निरंतरम् ॥ ४१ ॥ मासोत्तमस्य महिमान-
मनंतपुण्यं श्रुत्वा सुविस्मितधियो मुनयश्च सर्वे ॥ ऊचुश्च सूत-
तनयं विनयेन विष्वक्सेनांघ्रिसेवनविधौ निपुणा नितांतम्
॥४२॥ ऋषय उचुः ॥ सूत सूत महाभाग धन्योऽसि त्वं
महामते ॥ त्वन्मुखामृतपानेन कृतार्थाः स्मो वयं भृशम् ॥४३॥
चिरंजीव सदा सूत पौराणिकशिरोमणे ॥ अस्तु ते शाश्वती-
कीर्तिर्जगत्पावनपावनी ॥ ४४ ॥ तुभ्यं प्रदत्तं निमिषालयस्थै-
र्ब्रह्मासनं पूज्यतमं मुनीशैः ॥ त्वदीयवक्त्रांबुजनिर्गतश्री-
मुकुंदवार्तामृतपानलोलैः ॥ ४५ ॥ विष्टरश्रवस एव पवित्रा या-
वदेव वितता भुवि कीर्तिः ॥ तावदत्र मुनिवर्यसमाजे श्रीहरे-

તો ત્રણ કુળનો ઉદ્ધાર કરી દુર્લભ ગોલોક પ્રતિ જાય છે કે, જ્યાં ગોપી સહવર્ત્તમાન પુરુષોત્તમ વાસ કરે છે.[૪૦] આ માહાત્મ્ય લખી જે પોતાના ઘરમાં રાખી મૂકે, તેના ઘરમાં સર્વ ગંગાદિ તીર્થોનો વાસ હોય છે.[૪૧] આ રીતે આ ઉત્તમ માસનું માહાત્મ્ય જે ઋષિઓએ સૂત મુનિથી સાંભળ્યું, તેઓ બુદ્ધિવડે મહા આશ્ચર્ય માની તેમને કહેવા લાગ્યા.[૪૨] હે સૂત ! તું મહાભાગ્યશાળી તથા ધન્ય છે. કારણ કે તારા મુખથી આ કથામૃત સેવન કરી અમે કૃતકૃત્ય થયા.[૪૩] હે પૌરાણિક શિરોમણિ ! હે સૂત ! તું નિરંતર એવું જ જીવન પામ તથા જગતને પવિત્ર કરનારી તારી કીર્તિ નિરંતર વધો.[૪૪] તારા મુખકમળથી નિકળતા કથામૃતમાં લુબ્ધ થનારા ઋષિઓએ તને અહિયાં બ્રહ્માસન આપ્યું છે.[૪૫] માટે બ્રહ્મદેવની કીર્તિ જેટલા કાળપર્યંત આ પૃથ્વી ઉપર

र्वद कथां कमनीयाम् ॥ ४६ ॥ इत्थं द्विजाशीर्वचनं प्रगृह्य प्रद-
क्षिणीकृत्य द्विजान् समस्तान् ॥ नत्वाऽगमद्देवनदीं स्वकीयं कृत्यं
विधातुं स च सूतसूनुः ॥४७॥ अन्योऽन्यमूचुर्निमिषालयस्था
वरिष्ठमाहात्म्यमिदं पुराणम् ॥ मासस्य दिव्यं पुरुषोत्तमस्य
समीहितार्थार्पणकल्पवृक्षम् ॥४८॥ इति श्रीबृहन्नारदीयपुराणे
पुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादे पुरुषोत्तममाहात्म्य-
श्रवणफलकथनं नाम एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥ ॥ छ ॥

છે, તેટલા કાળપર્યંત તું આ ઋષિના સમુદાયમાં ભગવાનની કથા સંભળાવ.[૪૬] આ રીતે બ્રાહ્મણ તરફથી આશીર્વાદ લઈ સકળ બ્રાહ્મણની પ્રદક્ષિણા કરી પછી નિત્યકૃત્ય કરવા માટે ત્યાંથી તેઓ ભાગીરથીના તટપર ગયા.[૪૭] પછી સર્વ ઋષિ આ માસનું સર્વ માહાત્મ્ય પરસ્પર કહેવા લાગ્યા. આ માહાત્મ્ય સર્વ મનોરથ પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષસમાન છે.[૪૮]

ઈતિ શ્રીબૃહન્નારદીયપુરાણમાં પુરુષોત્તમમાહાત્મ્ય વિષે શ્રીનારાયણનારદસંવાદમાં "કથા શ્રવણનું માહાત્મ્ય" એ નામનો ૩૧ મો અધ્યાય સમાપ્ત



# ગુજરાતી પ્રેસમાં વેચાતાં પુસ્તકો



| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| વિવેકાનંદ વિચારમાળા-પંચમ પુષ્પ | ૨- ૪-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ (૫ મી આવૃત્તિ) | ૧- ૮-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ (૨ જી આ.) | ૨- ૮-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૩ (૨ જી આ.) | ૨- ૮-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ | ૩- ૦-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ | ૩- ૦-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ | ૩- ૦-૦ |
| બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ | ૩- ૦-૦ |
| દયારામકૃત કાવ્યસંગ્રહ (૪ થી આવૃત્તિ) | ૧- ૮-૦ |
| દયારામ કાવ્યસુધા | ૨- ૦-૦ |
| વિક્રમોર્વશીય મોટી | ૧-૧૨-૦ |
| વિક્રમોર્વશીયની વાર્તા નાની | ૦- ૩-૦ |
| મેઘદૂત (સટીક સચિત્ર) | ૧- ૪-૦ |
| બીહારી સતસઈ | ૧-૧૨-૦ |
| અલંકાર ચન્દ્રિકા | ૧- ૦-૦ |
| બ્રહ્માનંદ કાવ્ય | ૧-૧૨-૦ |
| સુમતિ પ્રકાશ | ૦- ૬-૦ |
| નભૂવાણી | ૨- ૦-૦ |
| અદ્ભુત વિક્રમાદિત્ય (આઠ વાર્તા) | ૧- ૦-૦ |
| હાજીબાબાનાં સાહસ કર્મો | ૧- ૪-૦ |
| લીલા અને ગ્રાનડાનો ઘેરો | ૧- ૦-૦ |
| સવિતાકૃત કવિતા | ૧- ૦-૦ |
| મનુસ્મૃતિ (મૂળ અને ભાષાંતર) | ૩- ૮-૦ |
| પારાશર સ્મૃતિ (મૂળ અને ભાષાંતર). | ૧- ૮-૦ |
| ધર્મ વિચાર (૨ જી આવૃત્તિ) | ૧- ૪-૦ |
| ઔરંગઝેબ અને રાજપુતો | ૨- ૦-૦ |

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ કોટ સર્કલ સાસુન બિલ્ડીંગ-મુંબઈ

# સસ્તું સાહિત્ય-"ગુજરાતી"ના ગ્રાહકોને જ



| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| ૧ નવું નર્મગદ્ય-વધારા ને કવિની છબી સાથે ... ... | ૧– ૪– |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ-કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો | ૧– ૦– |
| ૩ દેશવ્યવહારવ્યવસ્થા-કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... ... ... ... ... | ૦– ૪– |
| ૪ ધર્મવિચાર-અદ્વિતીય નિબંધોનો સંગ્રહ ... ... .. | ૦–૧૨– |
| ૫ નર્મકવિતા-સુરત મીશન પ્રેસમાં છપાયલી ... ... | ૦– ૨– |
| ૬ નર્મકવિતા-સુરત સોદાગર પ્રેસમાં છપાયલી ... ... | ૦– ૧– |
| ૭ રામજાનકીદર્શન-(નાટક) ... ... ... ... | ૦– ૬–૦ |
| ૮ સારશાકુન્તલ (નાટક) ... ... ... ... ... | ૦– ૪–૦ |
| ૯ બાળકૃષ્ણવિજય (નાટક) ... ... ... ... | ૦– ૪–૦ |
| ૧૦ ગંગા-ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ) ... ... | ૦– ૮–૦ |
| ૧૧ ઘાસીરામ કોટવાલ-પેશ્વાના વખતની બહુ રમુજી, આનંદ અને જ્ઞાન આપનારી વાર્તા ... ... ... | ૦– ૪–૦ |
| ૧૨ વેદોક્તધર્મપ્રકાશ-વિષ્ણુબાવા બ્રહ્મચારીકૃત. એ ગ્રંથમાં ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યેજ વાંચવામાં આવશે. ... | ૦–૧૪–૦ |
| ૧૩ ધાતુસંગ્રહ-ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... ... ... ... | ૦– ૬–૦ |
| ૧૪ એમ. એ. બનાકે ક્યોં મેરી મીટ્ટી ખરાબ કી ... ... | ૧– ૦–૦ |
| ૧૫ સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન... ... ... | ૧– ૮–૦ |
| ૧૬ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... ... | ૧– ૦–૦ |
| ૧૭ ભાગવત એકાદશસ્કંધ-મૂળ-ભાષાંતર-ચિત્ર સહિત પાકું પુઠું-સુંદર કાગળ... ... ... ... ... ... | ૦– ૬–૦ |
| ૧૮ ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિન્દુસ્તાન ... ... ... ... | ૦– ૮–૦ |
| ૧૯ બોધવચન-પરમહંસ રામકૃષ્ણનાં ... ... ... | ૦– ૬–૦ |
| ૨૦ શુક્રનીતિ ... ... ... ... ... ... | ૧–૪ –૦ |

ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ કોટ સર્કલ સાસુન બિલ્ડીંગ-મુંબઈ.